## નામદાર વાઇસરૉયના જન્મ દિવસની ખૂશાળી

# Lord Hardinge's Birthday

દિલ્હી તખ્ત પધારતાં દુષ્ટ સાંધ્યો દાવ;
બોમ્બ ફેંક્યો બળ કરી, ફરતી હોદ્દા માંય.
લાગ્યો વાઇસરાયને, શુદ્ધ ન રહી શરીર;
અડગ નીતિને અનુસરી, હિંમત ધારી ધીર.
રસ્તામાં રોક્યા વિના, સ્વારી ગઈ દરબાર;
કરી ક્રિયા મન માનતી, મોગલ મહેલ મોઝાર.
લોર્ડ હજુર હાજર રહ્યા, ડાક્ટરો દશ વિશ;
સુખેથી સાજા થયા, પામી પ્રજા આશિશ.
નિરપરાધી કોઇ પર, જુલમ થયો ન લેશ:
ડંકો બ્રિટીશ નીતિનો, વાગ્યો દેશ વિદેશ.
ધર્મ નીતિ વર્તન જહાં, તહાં પ્રભુની સહાય;
સર્વ ધર્મ સિદ્ધાંત એ, વાળ ન વાંકો થાય.
લોક હિત હૃદયે જહાં, ધારા ધોરણ ન્યાય;
કરે કૃપા કિરતાર ત્યાં, વાળ ન વાંકો થાય.
વાઘ અજા સરખાપણે, નિર્મળ જેનો ન્યાય:
રક્ષક બને ત્યાં રામજી, વાળ ન વાંકો થાય.
પાળે પોષે રાત દિન, કરી પ્રજા હિત કાર્ય;
કેમ ન રીઝે જગપતિ, વાળ ન વાંકો થાય.
હિંદ હૈયાના હારને, વિશેષ જીવન પ્રાણ;
વાઇસરાય બચાવીયા, બહુ કર્યું ભગવાન.
આ સમયે અમ ઉપરે, કીધો બહુ ઉપકાર;
"ધર્મ તહાં જય" સૂત્રનો, કર્યો યોગ્ય સત્કાર.
બીર્દ પોતાનું પાળીયું, પરચો પુર્યો શ્યામ;
વખાણ વદીએ શું અમે, રાજી હિંદ તમામ.
મંગળ વરત્યો મુલકમાં, જુન વીશમી દિન:
ઇતિહાસે એ ઓપશે, રાજ ટેક અવિચ્છિન્ન.
સત્યનો બેલી સર્વદા, જગત નિયંતા નાથ;
ઇશ્વર મુખથી માગીએ, જોડીને બે હાથ.
લેડી ને લોર્ડ હારડીંગ, ધરે હિંદ પર હેત;
વધતું આયુષ્ય યશ વળી, આપો કુટુંબ સમેત.
દીનદીન ચઢતું ચંદ્રસમ, દિવ્ય જ્યોર્જ મહારાજ;
બ્રિટીશનું અમ ઉપરે, તપો અવિચળ રાજ.

ગણુશજી જેઠાભાઇ

While the Viceroy entereth in Delhi
Lo! a bomb some miscreant flings,
And, though wounded, to his Duty,
Brave Lord Hardinge nobly clings.
March on! cries the valiant Viceroy,
And our Statesmen, stout and tall,
Lead the Grand Imperial Swaree
To the Mogul Durbar Hall.
They perform the Stately functions,
With a true and loyal heart,
And the Viceroy, cured by doctors,
Takes a new and nobler start.
Blessed by India's loyal subjects,
Stronger than before he feels,
Yet, in hunting out the culprit
He with boundless Mercy deals.
Rule Britannia! rule the waves,
And rule the hearts of countless men!
"Yato Dharmah tato Jayah"
Scribes each Scripture with its pen.
Who can harm the Righteous Ruler,
Bent on Duty's glorious course,
Ceaseless doing equal Justice,
Resting on Almighty's force?
Humbly pray, O Mighty Godhead!
We, three hundred millions, ten,
Of dear India's loyal subjects—
Faithful women, children, men—
Thanking Thee with deep emotions,
For the Rescue of our Lord,
Just at India's crucial Crisis,
With Thine Merce's Mighty Sword.
May the King, and Queen, & Viceroy
And our Viceroy's Consort brave,
Ever thrive in Peace and Plenty,
And our Empire's Honour save!

**T. J. Desai.**
Bar-at-law

---

# કાંઇ નવી જુની.



દીલ્હી ખાતે ભલા નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડીંગ પર ગુજરેલી ભયાનક આફતમાં થી તે મહાન રહેમી બાપે આખાં હિંદની ભલી દુવા કબુલ રાખી તેમને મુક્ત કર્યા છે તેની ખુશાળીમાં ગઇ તારીખ ૨૦મી એ નામદાર વાઇસરોયની સાલગ્રેહનો દિવસ, બહાદુર અને દિલસોજ લેડી હાર્ડીંગની સુચનાથી આખાં હિંદમાં "બચ્ચાંઓના તહેવાર"ના દિવસ તરીકે ઉજવવામાં આવ્યો હતો. લાખોની સંખ્યામાં નિશાળમાં શીખતા બાળકોએ આ ઉત્સવ ઉત્સાહથી પાળ્યો છે. હમો માન્યે છીએ કે લોર્ડ હાર્ડીંગની યશસ્વી કાર્કિર્દિની યાદ આ દિવસથી બાળકોના દિલમાં જળવાઇ રહેશે અને જે દુષ્ટે આ હીચકારૂં પગલું ભર્યું હતું તે કંગાળ કોરગા પર ફીટકાર નાંખવાની હરદમ યાદ આ નિર્દોષ જીગરોમાં થયા કરશે.

× × × ×

ગુજરતે માસમાં કાઠિયાવાડ ખાતે થયલાં ભારે નુકસાનની યાદ થતાં જીગર કંપે છે. મેઘરાજની અજબ બલીહારી છે. 'પલકમાં દર્યાવ' તે એમનું કામ છે. ગયે સાલ બાપડું કાઠિયાવાડ મેઘ રાજની ગેરહાજરીમાં રડારોળ કરી રહ્યું હતું ત્યારે આ વર્ષ શરૂઆતમાં તેની રેલ છેલથી ભારે આફત અને નિરાશામાં ગરકાવ થઈ ગયું છે. છેલ્લા તોફાની વરસાદે ભારે નુકસાન કર્યું છે અને કિમતી જાનોની ખુહારી થઈ છે. સૌથી મોટી આફતમાં પાલીતાણા સપડાયું છે. પાંચસોથી વધુની સંખ્યામાં નિર્દોષ જનો ત્યાં ચડેલી આફતજનક રેલમાં સપડાઇ માર્યા ગયા છે, અને લાખો રૂપીઆનું નુકસાન થયું છે. ના, એટલુંજ નહિ પણ કેટલાંક કુટુંબો એકદમ નાશ થયાં છે. પાલીતાણા ઉપરાંત મહુવા, અને કુંડળા ખાતે પણ ભારે નુકસાન થયું છે. આફતમાં સપડાયલાં આ કમનસીબો તરફ દયાનો હાથ લંબાવવાની કોશીશ થાય છે. હમો ઇચ્છીએ છીએ કે સખી નર નારીઓ આવાં જરૂરી કામમાં પોતાનો આદના હિસ્સો આપ્યા વિના જરૂર ચુકશે નહિ.

× × × ×

ગયા અંકમાં પ્રગટ થયલાં ચિત્રો બાબે બે બોલ લખવાના રહી ગયા હતા તે વાંચક વર્ગની દર ગુજર ચાહી અત્રે જણાવીશું, કેમકે ચિત્રો છેક છેવટે નક્કી થવાથી તેઓ માટે કાંઈ પણ લખી શકાયું ન હતું.

ગયા અંકમાં કવર પરનો ફોટો કાસ્મીર ના કુમાર શ્રી હરીસીંહજીનો છે કે જેમનાં લગ્ન રાજકોટ ખાતે ધરમપોરના મહારાણાશ્રીનાં સગપણમાં થયાં હતાં. આ યુવરાજ બાહોશ તથા કેળવાયલા છે અને કાશ્મીરની પ્રજામાં લોકપ્રિય છે.

બીજું ચિત્ર શેર બજારના રાજા જેવા ગણાતા જાણીતા, બાહોશ નાણાં શાસ્ત્રી સર શાપુરજી બી. ભરૂચાનું છે. સર શાપુરજીનું જીવન વૃતાંત બહુજ અચ્છો ધડો લેવા લાયક છે. ગરીબાઇમાંથી આગળ વધી હિંદમાં પોતાની નામનાનો ડંકો વગડાવનાર આ વિરલો અજબ ભેજું ચલાવે છે. નાણાં શાસ્ત્ર સંબંધીની તેમની સલાહ સત્તા સમાન લેખાય છે. ગયે વર્ષે

એમને નાઇટનો ખેતાબ આપી બ્રિટિશ સરકારે તેમની યોગ્ય કદર બુજી છે. આ બાહોશ વેપારી બચ્ચો કશાંબી ઘોળકડા વગડાવ્યા વિના પોતા નું કામ ચુપ ચુપ કર્યો જાય છે. એમની છુપી સખાવતો પુષ્કળ છે. હાલમાં તેઓ બ્રિટિશ સરકારે નેમેલી હિંદી ચલણ કમિટીમાં જોડાવા ઇંગ્લાંડ ગયા છે કે જ્યાં નાણાં શાસ્ત્રીઓ વિચાર ચલાવે છે. પરમાત્મા એમનો પર લાંબી જીંદગી ને ઉત્તમ સુખની વૃષ્ટિ કરો.

બીજાં બે ચિત્રો વડોદરા રાજ્યમાં આવેલા દુષ્કાળ પ્રસંગે લેવાયલાં છે. આ દુષ્કાળ સંબંધી હમો માસ એપ્રીલ અને મે અંકોમાં પુરતું બોલી ગયા છીએ એટલે ફરી ફરીથી તે બાબે કાંઇ જણાવવાની જરૂર નથી.

ગયા અંકમાં તેમજ આ અંકમાં પ્રગટ થયલી નામદાર વાયસરોય, લેડી હાર્ડીંગ અને કુટુંબની છબીઓ માટે અત્રે વધુ જણાવવું જરૂરી નથી. આપણે અંતઃકરણ પૂર્વક એટલી જ દુવા ચાહીશું કે હિંદના આ દીલસોજ હાકેમ, સહકુટુંબ લાંબી જીંદગી ગુજારી ઉત્તમ સુખ પામે.

આજનાં અંકનાં કવરપરનું ચિત્ર જાણીતા મુસલમીન આગેવાન ઑનરેબલ સર ફાજલભાઈ કરીમભાઇનું છે. આ બાહોશ વેપારી જાણીતા છરસાભી ખાનદાના નબીરા છે અને મુસલમીન કોમના મોટા આગેવાન છે. વેપારની કુનેહ સાથે દેશ સેવા બજાવવાના કાર્યમાં એઓ ઉત્સાહ ભર્યો ભાગ બજાવે છે. હિંદુસ્થાનની વડી લેજીસલેટીવ કૌંસીલના એઓ મુસલમીન પ્રતિનિધિ છે તથા મુંબઇનાં દરેક જાહેર કામમાં એઓ આગેવાની ભર્યો ભાગ લેછે. મુસલમીન પ્રજાના કોઇપણ કામમાં એઓ તન, મન અને ધનથી મદદ કરે છે. આ બાહોશ વેપારીને માનવંત 'શહેનશાહ જ્યોર્જ પાંચમાંની સાલગ્રેહની ખુશાળીમાં સરનો ખેતાબ મળ્યો છે તે યોગ્યજ છે. આ ભૂષણને એઓ તદન લાયક છે. એમની કારકિર્દિ યશસ્વી છે, અને ભવિષ્ય ઉજ્વળ છે. એમને મળતી મુબારકબાદીમાં હમો હમારો અદના હિસ્સો આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે પરમાત્મા એમને સુખ, જીંદગી અને કિર્તિથી આબાદ કરે.

જાણીતા બાહોશ લેખક અને અભ્યાસી મી૰ જીજીભાઇ મીસ્ત્રીનું મરણ ખચિત ખેદ કારક હતું. આ આયગ અભ્યાસી પારસીકોમના જાહેર સવાલો ઘણો આગેવાન ભાગ લેતા હતા. એમનાં મરણથી સાહિત્યે પોતાનો એક સરસ લેખક ગુમાવ્યો છે. મરહુમ જ. ન. પીટીટ અને કાકા કહાનના લખાનો એમણે એડીટ કરેલાં છે અને તે ઉપરાંત એમણે પોતે કેટલાંક પુસ્તકો રચેલા છે. પરમાત્મા એમના આત્માને શાંતિ બક્ષો !

મરહુમ ડાક્ટર લાલકાકાનું ચિત્ર તે ગમખ્વાર કહાણી આપણી સમક્ષ પાછી રજુ કરે છે કે જેમાં એક ચરકેલે કરેલાં કર્પિણ ખુનમાં સર કર્ઝન વાયલીનો જાન બચાવવા, વચ્ચે જતાં, મરહુમે પોતનો પ્રાણ ખોયો હતો. મોત દરેકને સરજ્જત છે પણ ઇશ્વર અને માણસ જાત તરફની ફરજ બજાવતાં આવતું મોત દરેકને માટે નથી. ધન્ય હોજો તારાં માત પિતા પર, ડાક્ટર લાલકાકા, કે તારા જેવું રત્ન પેદા કરી હિંદને લાગતા કલંકમાંથી તેને તેં બચાવી લીધી છે. ઉત્તમમાં ઉત્તમ બહેશતની અમર્ગ શાંતિ તને હોજો !

" સ્વતંત્ર " મંગાવશાહજી.

# " સાર રહિત્ત સંસાર "



રચનાર શ્રી દા૦ એ તારાપોરવાળા.



## દોહરા.

જગતની માયા જૂઠ સો, પૈસા કે પરીવાર;
એ પળનો બાજાર છે, સાર રહિ-ત સંસાર.
ધનવાનોનું ધન જગે, ટકી નથી! શકનાર;
રાય રખડિયા કૈંક ત્યાં, સાર રહિત્ત સંસાર.
તનની માયા તુચ્છ છે, ધન કેરી પણ ધાર;
અકળિત ઇશ્વર એક તે, સાર રહિ-ત સંસાર.
લોભી જન લોભાઇને, કરે જગે બદકાર;
પરિણામે પાપે પડે, સાર રહિ-ત સંસાર.
પરમેશ્વરનો પ્રેમ ધર, વિધ વિધ તજી વિચાર;
એજ ઉમેદે આવશે, સાર રહિત સંસાર.
માત-તાત-પુત્ર-ભ્રાતને, ખેશ—દેશ—ઘરબાર;
એક દિવશ તજવું થશે, સાર રહિત્ત સંસાર.
મોટા મોટા મહિપતી, મો'ત સમે મુરદાર;
કરે ન અક્કલ કામ ત્યાં, સાર રહિત્ત સંસાર.
વિક્રમ જેવા વિર પર, પડયો મોતનો માર;
આડે નથ કં આવિયું, સાર રહિત્ત સંસાર.
રાજ તાજ કે દ્રવ્ય બળ, શું સેના-સરદાર:
મિથ્યા માયા સર્વની, સાર રહિત્ત સંસાર.
હોય સખી કે સુમ નર, ગરીબ કે જરદાર;
કાળ ન મૂકે કોઇને, સાર રહિત સંસાર.
અજલ જોઇને અવનિમાં, નર સબળા નાચાર:
કાળા ન લાગે કામ ત્યાં. સાર રહિ-ત સંસાર
રણ વિરલા રણધીર જે, જગત બધું જિતનાર:
જમ તેને ઉઠતી ગયા, સાર રહિ-ત સંસાર.
શાહ તથા મુલતાનનાં, શિર્યાં પામ્યાં હાર:
જમ વશ થયો ન કોઇને, સાર રહિત સંસાર.
અકળિત લીલા ઇશ્વરી, દાદી તજ તકરાર;
તે જાણે તેનો ભરમ, સાર રહિ-ત સંસાર.

# મેલીન્સ ફુડ.

# Mellin's Food



હાથે લગાડયા વિના તૈયાર કરેલો

બચ્ચાં અને અશકતો માટે

રામબાણ ઇલાજ

બચપણથી તે ઘડપણ સુધી ઉપયોગી થઇ પડે અને તંદરોસ્તી ને મજબુત રાખે એવી સંપૂર્ણ રીતે તૈયાર કરેલા ખોરાકમાંથી આ બનાવવામાં આવ્યું છે.

મેલીન્સ ફુડની બનાવટ આખાં હિંદ, બરમા અને સીલોનમાં દરેક દુકાનદારને ત્યાંથી વેચાતી મળે છે.

જથાબંધના આડત્યા;

મેસરસ લેથમ એબર કોમ્બી એન્ડ કો૦—મુંબાઇ.

---

નક્કર સોનાનું ઘડયાલ મુફત.



એક સદ્ધર પેઢીની ખાસ માંગણી અજમાવવામાં તમને કશો ખર્ચ થનાર નથી.

ચિત્રમાં જણાવેલાં હિંદનાં આ બે શહેરોનાં ખરાં નામો જેઓ લખી મોકલશે અને હમારી શરતો કબુલશે તેમને હમો ભેટ તરીકે ફર્સ્ટ કલાસ સરકાર. છાપ સાથનું નક્કર સોનાનું ૪૫ રૂપ્યાનુ બાનુઓનું ઘડયાલ મુફત આપીશુ ગ્રહસ્થોને રૂપાંનું ઘડયાળ મળશે-

એક કાગળ પર તમો ઉપલાં નામો લખી તમારાં સરનામાં વાળુ પરબીડુ એક આનાની ટીકીટ સાથનું બીડી મેસર્સ ફેરોઝ એન્ડ કો૦ ૧૦, ગ્રોસવેનોર બીલ્ડીંગ્સ, સ્ટીલ હાઉસ લેઇન, બર્મીંગહામ. ઇંગ્લાંડ તરફ મોકલજો. ઘડયાળ રાખે પહેરવા ઇનામ જીતનારે સાંકળી ખરીદવી પડશે. કાગળ લખતી વખતે "ગુલશન" નું નામ ખાસ જણાવશો. ગઇ વખતે ઇનામ જીતનારાના નામો:—

મીસ છ. ગ્રેગ કેર ઓફ પી. ડબલ્યુ. આઇ. દીનાપોર. આરા એસ. ઇંડયા. મી૦ આર. એસ. પસતાકયા. ૨૯. ગુડબાઇ દાદાબાઇ રોડ, મુંબાઇ.

---

કવીનીનના ધીચારા શા માટે લેઓ છો ?— પામઆલા વાપરશો.

# Long live H. E. Lord Hardinge



ઘણું જીવો લોર્ડ હારડીંગ.

Gulshan.

# મોતી ગૌરી

યાને

## મારવાડનું માણેક.

(ઐતિહાસિક ચાલુ વાર્તા.)

લખનાર—ભાગ્યા

"નહિં, બેટા તું ફીલસુફી ના કર ! તારી ભૂલ છે. આજે તને એકલી જવા દેવા મારો જીવ માનતો નથી," શાહજાદી જહાંનારાએ મીઠાસથી કહ્યું. 'મારી ડાબી આંખ ફરકે છે એટલે રખે તું એકલી જતાં કાંઇ આફતમાં આવી પડે તેની મને ધાસ્તી છે. તારા ને મારા દુશ્મનો હાલ એટલા બધા ચગોર બની રહેલા છે કે તેમના રસ્તા વચ્ચે નડતી તું જેવી નડતર દૂર કરવા તેઓ આસમાન અને પાતાળ એક કર્યા વિના રહેનાર નથી. મારું કહ્યું માન ! એમાં મોટાઇ કે મગરૂરીનો સવાલ છેજ નહિ."

"એ અદબી માફ છે, હુઝુર" રંભા નમનતાઇથી બોલી. "પણ જ્યાં મારાપર ઇશ્વરની મહેર છે અને તમો જેવાં બળવાન શાહજાદીનું શિરછત્ર મારે માથે છે તો પછી મારે શા માટે ચિંતા રાખવી ? ભલે ને હજારો દુશ્મનો મારી આસપાસ ફરી વળે પણ હું તો તેમની, તમારી મહેરને, ટચાકડી ભાર પણ દરકાર કર્યા વિના સહીસલામત નીકળી જઇશ."

"ઠીક, તારી જો એવી મરજી છે તો પછી તને તેમ કરવા દીધા વિના બીજો કશો ઉપાય નથી. પણ તું જશે તે પહેલાં હું ભોંયરાંવાટે રસ્તે ઝોહરાને મોકલી તપાસ કરાવીશ કે જેથી કોઇપણ જાતની ધાસ્તી મને રહેશે નહિ; પણ જો ઝોહરાને કાંઇપણ શકમંદ હીલચાલ જણાશે તો હું તને પાલખીમાં મારમસ્તીએ બેસાડીને મોકલ્યા વિના રહીશ નહિ તે ધ્યાનમાં રાખજે !"

'જો હુકમ, હુઝુર.' રંભા તાઝીમનવાઝીથી સર નમાવતી બોલી. 'તમારો હુકમ મને સરોચશ્મથી કબુલ છે. હું કોણ એવી બેઅદબ લોંડી છું કે આવી આપણી મહેરબાનીને જવાબ બીજી રીતે વાળી શકું ?'

હજી રંભા કાંઇ વધુ બોલે તે પહેલાં ઝોહરા તે ઓરડામાં દાખલ થઇ અને બારણું ધણી સંભાળથી બંધ કરી તેપર જાડો પડદો નાંખ્યા પછીજ તેણી શાહજાદી જહાંનારા આગળ આવી; નમનતાઇથી પોતાનું સર નમાવી ઉભી.

શાહજાદીએ તેના તરફ મલકાઇને જોતાં પ્રેમથી કહ્યું, 'ઝોહરા, હાં આવ. મારી પાસે

બેસ. જે કામ આજે મેં તને સોંપ્યું હતું તેની તુલોતવીલ વિગત બેસીને જણાવ.'

શાહજાદીનો હુકમ થતાં તે દાસી તેણી આગળ નમનતાઇથી બેઠી અને હુકમની રાહ જોવા લાગી.

"બહાર ચોકી પેહરાનો બંદોબસ્ત તો રાખેલો છેને ? કોઇ બરાઇ છૂપાઇને આપણી વાત સાંભળે તેમ તો નથી ને?' શાહજાદીએ સવાલ કીધો.

'જી, નહિ, હુઝુર. દરેક બાબતનો પુરતો બંદોબસ્ત કરેલો છે એટલે કશી રીતની ફીકર કરવાની જરૂર નથીજી. ખાસ વિશ્વાસ લાયક લોંડીઓ, ફરતે ચોકી પહેરો ભરે છે. આપ કશી ચિંતા ના કરશો.'

"ઠીક, તો તું હવે તારી વિગત ચલાવ, કેમકે વખત વહી જાય છ અને રંભા બીચી પોતાને ઘરે જવા આકુળ વ્યાકુળ બની રહી છે એને આજે ઘરે જવા ના કહીં, પણ કોણ જાણે ત્યાં શું મોહિની છે તે એને જવા વિના ચાલતુંજ નથી."

આ સાંભળતાંજ તે ત્રણે જણીઓ હસી પડી. તે પછી ઝોહરાએ પોતાની હકીકત રજુ કીધી.

'આપ નામવરનો હુકમ મળતાં સાંજના હું બાદશાહ 'સલામતના મહેલની એકાદ બેગમનો વેશ લઇ, બની ઠણી, નખરાં કરતી કોઇ શિકાર હાથ કરવાની મકસદે ભોંયરાવાળા રસ્તામાં ફરવા લાગી. હું ત્યાં ફુરતાછ કરતી ફરતી હતી તેટલામાં મારી નજર એક શકમંદ હીલચાલ પર ફરી. બાડી નજરે તપાસ કરતાં મને જણાયું કે કોઇ પુરૂષ ત્યાં ભરાતો છૂપાતો હતો. હજી હું તે બાબે કાંઇ વધુ કરૂં તે પહેલાં તો લશ્કરી પોષાકમાં સજ્જ થયલો એક જવાન સપેહસાલાર પોતાની મૂછના આંકડા ચઢાવતો ત્યાં અવાજ કરતો આવી લાગ્યો. તેનો દેખાવ જબરો દેરાબધ હતો. આ બીલ્લુને સપડાવવામાં મને ડહાપણ સુઝવાથી હું નખરાં કરવા લાગી. મને એકલી ઉભેલી જોઇ મિયાં સાહેબ મારી જાળમાં ફસી ગયા અને જેવા 'પ્યારે બીબી, કયું ઉદાસ હય!' કરતા મારો હાથ પકડવા આવ્યા કે તેજ પળે બેહોશીની દવાથી તરબોળ કરેલો મારો રૂમાલ તેમને નાકે અથડયો અને તે બાપડો બેભાન થઇને હેઠળ પટકાઇ પડયો. તુરત હું તે બેહોશને બાજુમાંની છૂપા ભેદવાળી ઓરડીમાં લઇ ગઇ કે જેની બાતમી તમો નામવરે મને આપી હતી. ત્યાં જતાં ને વાર તે સરદારનો પોષાક મેં ઉતારી લઇ પહેર્યો અને ત્યારબાદ મારી પાસે રાખેલી સામગ્રીઓ વતી મારો ચહેરો હુબહુ તે સરદારના જેવો બદલી નાંખ્યો. તરવાર, કટારી, લટકાવી હું આ બાદ તે સપેહસાલાર જેવી બની ગઈ. આ થવા પછી તે સેપાહના હાથ અને પગ મજબુત બાંધી મેં તેને ઓરડીમાં પુર્યો કે જેથી હુસ્યાર થતાં તે કાંઇ પણ કરી શકે નહિ; તેમજ તેના મોંઢામાં ડુચા માર્યા. આ બધી ક્રિયા પુરી થવા પછી તે સેપાહના ગજવાંની મેં તપાસ લીધી અને તેમાંથી એક કાગળ મળી આવ્યો કે જે નીચે મુજબ છે:

ઝોહરાએ તે કાગળ પોતાની જેબમાંથી કાઢી શાહજાદી સનમુખ રજુ કર્યું; જે ણીએ તે વાંચી રંભાના હાથમાં આપ્યું અને તેણીએ તે પૂરું કરી ઝોહરાને પરત આપ્યું. તે કાગળમાં ત્યારે શું હતું?

"શુરવીર અલ્લાઉદ્દીન! આ હુકમ નામાથી તમોને જણાવવામાં આવે છે કે આજની છૂપી સભામાં દાખલ થનારાઓને તમારે સૌથી છેવટની ઓરડીમાંથી લાવી હમારી લોંડીઓના ઓરડા તુલીક પહોંચાડવા. આ કામનો જુમ્મો તમારે સીર છે માટે ખુબ હુસ્યારીથી કામ કરવું."

આ ઓરડીની વિગત આગળ રજુ થઇ ગઇ છે એટલે અત્રે તે માટે ફરીથી લખવાની કશી જરૂર નથી.

"આ હુકમનામું એવું તો સફાઇથી લખવામાં આવ્યું છે, હુઝુર" ઝોહરા બોલી. 'કે તે જો કોઇ પારકા શખ્સના હાથમાં જાય તો તેનો ઉપયોગ તે કદી કરી શકશે નહિ તેમજ જાણી શકશે નહિ કે તે શાહજાદી રોશનઆરાનું ફરમાન છે. આ હુકમનામું મળતાં મને બહુજ ખુશી પેદા થઇ કેમકે મારી ખાતરી હતી કે તે વિના મારી તદબીરમાં કદી પણ ફાવી શકાશે નહિ. આ વિગત વધુ ન લંબાવતાં હું એટલું જણાવીશ કે તે સેપાહ બચ્ચાના પોશાકમાં આબાદ તેના જેવાજ ચહેરા સહિત હું બહાર નીકળી ઉધર ઉધાર ભટકવા લાગી. તેવામાં કેટલાક સેપાહોનું એક ટોળું મને મળ્યું. આ સેપાહોમાંનો કોઇ પણ ચહેરો મને ઓળખીતો ન હોવાથી હું અજબ થવા લાગી. તેવામાં તેઓમાંના બે ચાર મને જોતાંજ નમનતાઇ થી હાથ જોડી બોલ્યા.

'હુઝુર હમો તમારીજ શોધમાં છીએ, કેમકે વખત થઇ ગયો છે, અને આપની ઇંતિજારીથી રાહ જોવાય છે. આપ ક્યાં પધાર્યા હતા, સહાબ? ચાલો, હુઝુર, આપણી જગ્યાએ આપણે જઇ રહો!'

ઇશારત કરી હું તે સેપાહોની સાથે ગઇ. ત્યાં એકેકથી સરસ લોંડીઓ ઠમક ઠમક કરતી ફરતી હતી. મને જોતાંજ તેઓ બધી મારી આસપાસ વિંટલાઇ ગઇ. તેમની હીલ ચાલ અને રીતભાત પરથી લાગ્યું કે તે સ રદાર જમરો મવાલી અને મિયાં મીઠુ હોવો જોઇએ. હું તો ત્યાં પડેલી આરામ ખુરસી ઉપર ધબ દઇને પડી અને તબ્યત નાદુરસ્ત હોય તેમ ચાળા કરવા લાગી. મારી નબળી તબ્યત જોઇ તે બાંદીઓ મને પસવારવા લાગી અને ઘણાજ મીઠાસથી મારું મન બહેલાવવા લાગી. કોઇ મારો પગ, તો કોઇ હાથ તો કોઇ માથું કરી પોતાના નાજુક હાથોથી દાબી મને ખુશ કરવાની પરવાનગી માંગવા લાગી. પણ મેં જોયું કે તેમ કરતાં કાંલનો દુકાળ આજે પડી જશે તેથી બધી ઓને ટુંકમાં પતાવી, દુરજ રાખીને જણાવ્યું કે વારંવાર મને ઉભરી આવતું હતું પણ કલાક અડધા કલાકમાં તો તુરત નાબુદ થતું હતું. મારી આ વિગત સાંભળતાં તેઓ બધી મને ફરતેથી ઘેરી ને બેઠી અને તરેહવાર ટાહુકા ટચકાઓથી મારું મનરંજન કરવા લાગી તેમની વાતચીત પરથી મને ખબર મળી કે શાહજાદી રોશનઆરાએ એક છુપ્યું લશ્કર તૈયાર રાખેલું છે, જેમાં હાલત તુરત પાંચસો આદમીઓ છે. આ પાંચસો આદમી દિવસના આખા શહેરમાં જુદો જુદો ધંધો કરે છે, અને તેઓમાંના ઘણાક દરબાર તેમજ શાહી મહેલમાં વટીક ઘુસેલા છે. આ લોકોની સાથે બસેં બાંદીઓ પણ છે કે જે બાંદીઓને છુપી સભા વખતેજ ફકત મહેલમાં નોકરી માટે બોલાવવમાં આવે છે. આ બધાં માણસો આખાં શહેરની છુપી ખબર શાહજાદીને પુગાડે છે અને દરબારીઓને ફોડી રોશનઆરાની પનાહમાં લઇ જાય છે. છુપી સભા વખતે તે દરેક આદમી હથ્યારબંધ થઇને નીકળે છે. આજ રાત્રીના જલસામાં તેઓમાંના સો મરદ અને પચીસ બાંદીઓ નોકરીપર હાજર હતાં.

'આહ! ત્યારે હું તે બાંદીઓના ચહેરા ઓળખી નહિ શકી તેનું કારણ એજ હતું!' શાહજાદી જહાંનારા ઉશ્કેરાઇ ને બોલી.

"એમ લાગે છે ખરું,' રંભાએ ટેકો આપ્યો.

"મધરાતને વખતે કોઇનાં પગલાં સંભાળતાં બાંદીઓ ઉપર ગઇ અને અને હમે સાવધ થઇ બેઠાં. થોડા વખત પછી હકીમ સાહેબ રંભા બાઇ સાથે ઉપર આવ્યાં.

'અજબ! મેં તો તને તે વખ્તે નહિ પીછાની? એ તેં શું કમાલ કરી હતી?'

'પછી, પછી શું થયું!' જહાંનારાએ અધિરાઇથી પૂછ્યું.

'સાંભળો, સરકાર ! હવે કહેવાનું બહુજ થોડું બાકી છે. હકીમ સહાબના જવા પછી અડધેક કલાકે ભારે શોરબકોર થઇ રહ્યો અને 'દગા હુવા——દગા હુવા'નો પોકાર કરતા લોકો હમારા ઓરડામાં દોડી આવ્યા કે જ્યાં હું આરામ લેતી હતી. મેં જોયું કે ચાલ માફ આવી બન્યું ખરું; પણ નહિ. નીચે થતી શોરબકોર સાંભળી બાંદીઓ ઝડપથી 'દગા—દગા હુવા' કરતી દરબારવાળા ઓરડામાં દોડી ગઇ. હજી સુધી હમે કશું જાણતાં નહતાં કે કોણે દગો કર્યો હતો. ધીમેથી ચોપાસ મેં મારી નજર દોડાવી તો સેપાહોની વચ્ચે મેં મિર સલાબતખાં અને સોશનને જોયાં. તુરત હું સમજી ગઇ, પણ અજાણી અજ્બા થઇ પૂછવા લાગી કે શું થયું છે ? આ પરથી મને સમજાવવામાં આવ્યું કે ખોટો શબ્દ કહેવાને લીધે સલાબત અને સોશનને પકડવામાં આવ્યાં હતાં પણ તેઓ દરબારમાં ચાલુ આવતાં હોવાથી જે સરદારે તેમને કેદ પકડયાં હતાં તે સરદારને સમજાવવા શકિતવાન થયાં કે તેમની પાસનાં કાગળો કોઇ બદમાશ ચોરી ગયું હતું અને તેમને બદલે દરબારમાં ઘુસી ગયું હતું. 'અલ્લાહને ખાતર જલ્દી કરો કે આપણે દુસ્મનને શાહજાદી રોશનઆરાની રૂબરૂ કેદ કર્યે; નહિ કર કાંઇ અજબ ફીત્નો બરપા થશે અને પરિણામ ઘણું ત્રાસ દાયક આવશે. સલાબતની આ વાત સાંભળતાં તે સરદાર ગભરાયો. સલાબતને તે બરાબર પીછાનતો હોવાથી તેની તો ખાતરી થઇ હતી કે કાંઇ પણ દગો રચાયલો હોવો જોઇએ તુરત તે પોતાના સેપાહો સાથે બૂમ બરાડા પાડતો ઉપર ધસી આવ્યો. મારી છાતી તો ધબક ધબક થઇ જતી હતી કેમકે રખે હું ફસી જાઉં તેની ધાસ્તી હતી, પણ તે ઉલ્લુઓને મારી કયાં પરવા હતી? બધું હાઉસન જાઉસન ઉપર ગયું પણ ત્યાં તો અજબ મજા હ આવી, કેમકે બાંદીઓ અંદર જવા પછી દરવાંજા બંધ થઈ ગયા હતા તે કેમે કરીને પાછી ખુલ્લા થઇ શકયાં નહતા. જો કે સલાબત તથા સોશનને તે ઉઘાડવા પોતાનું સીર પટકી નાંખ્યું હતું !'

'હા, હકીમ સાહેબે ઘણી ચાલાકીથી અંદરથી દરવાજા બંધ કીધા હતા તેથી ખુલી શકયા ન હશે !' રંભા હસતી હસતી બોલી.

'હા, તમારૂં કહેવું બરાબર હોવું જોઇએ, પણ ખુદા જાને કયે રસ્તેથી શાહજાદી રોશનઆરા ત્યાં હમો વચ્ચે થોડી વારમાં આવી લાગી અને ધબરાયલે ચહેરે ચોતરફ જોતાં ઉશ્કેરાઇને બોલીઃ

'શુરવીરો ! હું યકીનથી માનું છું કે આ કે આ બધી મોહોકાણ મારી કટ્ટી દુસ્મન જહાંનારાની છે. ખ્યર ! હવકાં તો તમો લોકો ત્યાં થી એકદમ ચાલી જાઓ અને થોડો બખત શાંત રહેજો. લીલ્લાહની બરકતે હું એ બદમાશ કોરગીને એનાં કર્તુકનાં ફળ જલદીથી ચખાડીશ અને એવો તો દાવ લઇશ કે એ ત્રાહે ત્રાહે પોકારશે. મારી સાથે આવી સરકશી કરી છે? ઇસ્તગફરૂલીલ્લાહ !...... ...બસ.........જાઓ........પધારજો!...... વાલેકુમ સલામ......ખુદા હાફીઝ !"

"જો કે શાહજાદી રોશનઆરાએ પોતાની આગળ મિર સલાબતખાં અને સોશનને ઉભેલાં જોયાં પણ એક બોલ વદીક બોલવા વિના તેઓ ચાલ્યા ગયાં. તુરત હાજર રહેલાં દરેક જણ ગભરાટનાં માર્યાં નહાસાં. તેમની દોડધામ ખરેખાત જોવા લાયક હતી. તેમની નહાસ ભાગ પછીજ હું ધીમેથી છૂપ્પે રસ્તે થઇને તે ઓરડામાં આવી કે જ્યાં મેં તે સેપાહને કેદ કર્યો હતો. ત્યાં જતાંજ હું તો અજાયબીમાં ગરકાવ થઇ ગઇ; કેમકે ઓરડી તદન ખાલી હતી અને મારો કેદી ત્યાંથી જાણે ઉડી ગયો હતો. મારા કેદીને કોણ ઉડાવી ગયું હતું તે મને કશું સમજ પડયું નહિ. મેં બહુએ તલાસ કરી પણ કશું વળ્યું નહિ. આખરે લાચાર થઈ તે રસ્તે થઇને મસ્જીદમાં આવી પણ ત્યાં કાળું ચકલું વદીક નહોતું. તેઓ પણ ધાસ્તીના માર્યાં પલાયનમઃ કરી

ગયા હોવા જોઇએ. આ તપાસ પછી ફરી પાછી હું રોશનઆરાના દરબારી ઓરડા તરફ આવી અને ત્યાં આવી આપ હુઝુરે ફરમાવેલું બારણું ઠોક્યું કે આપે મને દાખલ કરી."

આવાત સાંભળતાં જહાંનારા અને રંભા અજાયબીમાં ગરકાવ થઇગયાં અને તેઓ રોશન આરાની ફુરતાઇ અને ચાલાકી જોઇ દાંતમાં આંગળાં પકડવા લાગ્યાં. ઝોહરાની ચાલાકી સાભળતાં જહાંનારા ખુશ ખુશ થઇ અને તુરત તેણીએ પોતાનાં ગળાંમાંથી બે કિમતી મોતીનો હાર કાઢી તેણીનાં ગળામાં પોતાને હાથે પહેરાવ્યો. પોતાની શેઠાણીની આવી ઉદાર મહેરબાની જોતાં ઝોહરા કુરનસ બજાવી પગે લાગવા ગઇ કે તુરત શાહજાદીએ હસીને તેણીએ ઉઠાડીને પુછ્યું,

"બસ જવાદે; વારૂં મને કહેશે કે પેલું કામ પણ એવીજ ચાલાકીથી તેં બજાવ્યું છે કે નહિ."

"જી, હાં!"

રંભા અજબ થતી બન્ને તરફ જોવા લાગી કે વળી આ નવો ધડાકો શાનો હતો? તેણીને આતુર થતી જોઇ જહાંનારા બોલી,

'રંભા, હવે તો તું મારી બેટી થઇ છે એટલે તારાથી કશી વાત છપાવવાની જરૂર નથી આ કારણે મેં ઝોહરાને જે કાંઇ કહ્યું હતું તે હું હવે તને કહીશ. તું અને હું હાં આવ્યાં તે પહેલાં મેં ગુપચુપ એક કાગળ લખી ઝોહરાને આપ્યું હતું અને તે કાગળ કોઇબી રિતે રોશનઆરાને પહોંચાડવા તાકીદ કરી હતી અને તે સાથે જણાવ્યું હતું કે બનતાં સુધી રોશનઆરા ક્યાં હતી અને શું કરતી હતી તેની ખાસ તપાસ કરી આવે. હવે સમજ પડી! ચલો બીબીજાન, હવે ત્યાંની હકીકત જરા સુનાવો."

"આપ નામવરનો કાગળ લઇ હું ચાલાકીથી શાહજાદી રોશનઆરા ના મહેલમાં જઇ પુગી," ઝોહરા ખોલાસો કરવા લાગી. "ફરતી ફરતી નખરાં કરતી હું શાહજાદીના સુવાના ઓરડામાં આગળ ગઇ. ત્યાં જોઉછું તો સંખ્યાબંધ લોંડીઓ પાથરા પર હતી. કાંઇ વજે તેવું ન લાગતાં હું જમીનપર સુઇ ગઈ. ઓરડામાં લગભગ અંધારૂં હોવાથી તેનો લાભ લઇ ગબડતી ગબડતી, લોંડીઓની નજર ચુકાવતી હું શાહજાદીના ઓરડામાં ગઇ. જોઉં છું તો શાહજાદી તદ્દન નભરવસપણે બીછાનાં પર પડેલાં હતાં અને મજાહથી ઘોરતાં હતાં. જાણે અડધા કલાકપર કશું બન્યું ન હોય તેવી તેમની હાલત હતી. ગુપચુપ તેમના ઝબ્બામાં કાગળ મુકી, મોરો જેવો ગાંડવાળી હું ત્યાંથી નીકળી અને જેવી રીતે અંદર આવી હતી તેવીજ રીતે બહાર ગઇ!"

'શાબાશ!' જહાંનારા તાળી પાડતાં બોલી. 'આફ્રીન! વલ્લાહ, તુને ગજબ કિયા! રંભા, તે કાગળ શાનું હતું તેનો તું વિચાર કરે છે ને? સાંભળ, તે કાગળમાં મેં ફક્ત એટલુંજ લખ્યું હતું:

> 'રોશનઆરા! તારી બધી લુચ્ચાઇ પ્રગટ થઇ છે. ખુદાને ખાતર હુશયારી રાખ નહિ તો પરિણામ બુરૂં આવશે. તું હજી મને બરાબર પીછાનતી નથી. ફક્ત લોક લાજને ખાતરજ હું તને હાલમાં જતી મુકું છું. અલ્લાહને ખાતર તું હવે તારી ફુરતાઇથી દૂર રહે અને ઔરંગઝેબ સાથનો સંબંધ છોડી દે નહિ કર હમેશગીના પસ્તાવા તું આવી પડશે અને પાછળથી તારી ચાપ લુસી કે કારગુદી કશા કામમાં આવશે નહિ. ખબરદાર! બહુજ હુશયારીમાં રહેજે!'

'મને લાગે છે કે આજની ધમ ચકડી તથા તમારી ચીઠ્ઠીને લીધે શાહજાદી સાહેબ થોડો વખત ચુપ રહેશે ખરાં,' રંભા હસીને બોલી. 'પણ મારૂં તો કહેવું છે કે ડંખેલ સાંપ કરડયા વિના રહેતો નથી તો આપ હુઝુર, હમેશાં હુશયારીમાં રહેશો તેમાંજ ફાયદો છે!'

'તારૂં કહેવું રાસ્ત છે, બેટી!' જહાંનારા

વિચાર કરતી બોલી. 'એની ખાસ્યત સદંતર વિચિત્ર છે.'

જહાંનારાએ જે અસર રોશનઆરાપર કરવા ધારી હતી તે તુરત ફળીભૂત થઇ હતી. જો કે આ કારસ્તાન જહાંનારાનું હતું એવી પૂર્ણ ખાતરી રોશનઆરાની હતીજ નહિ પણ છેલ્લાં કાગળે તેણીને પૂર્ણ વિદિત કરી હતી અને તેથી વખતને અનુસરી તેણીએ થોડો વખત ચૂપ રહેવામાંજ ડહાપણ જોયું. જો કે તેણી ચૂપ રહી હતી ખરી પણ પોતાની પેચદાર યુક્તિઓ તો તેણીએ આગળ અને આગળ પેશ્યાજ કરી હતી અને તેનાં પરિણામમાં આખરે દારાંની હાર થઇ શાહજાદો ઔરંગઝેબ ગાદીપર આવ્યો હતો. પ્રારબ્ધમાં લખ્યું હતું કે શાહજહાં પછી ઔરંગઝેબે રાજ્ય કરવું પણ તેનાં કાર્યમાં વધુ મદદ કરનાર શાહજાદી રોશનઆરા હતી. આગ્રા ખાતે એક વગવાળું મંડળ ઔરંગઝેબની તરફેણમાં ઉભું કરનાર શાહજાદી રોશનઆરા હતી અને તેણીની કારવી ઔરંગઝેબનો માર્ગ મોકળો થઇ હતો.

ઉપલી વાતચીત પછી ઝોહરા ત્યાંથી ઉઠીગઈઅને જહાંનારા રંભા સાથે ઇધર ઉધરની વાતો કરવા લાગી. વાત કરતાં કરતાં જહાંનારા કહ્યું,

'બેટી રંભા, હું હવે યકીનથી માનતી થઈ છું કે તારે કે મોતીએ હવે આગ્રા ખાતે એક પણ દિવસ વધુ રહેવું સલ્લાહ નથી. આજની મહેફીલથી મિયાં સલામતખાંના ભીજાની ફીરકી એટલી તો ફાટીગઈ હશે કે તે કોઇપી કિસમે એ ચાર દિવસમાંબારે ફેસાદ જગાડ્યા વિના રહેશે નહિ. આ કારણસર હમારી તો અસ્ના સલાહ એ છે કે રાજા અમરસિંહે હવે પોતાના સેપાહો સાથે મોતીને લઇને ચુપચુપ મારવાડ તરફ ઉપડી જવું અને બને તેટલી ઝડપથી આ કામ કરવું. હાલનેકાજ શાહજાદો દારાં અત્રે ન હોવાથી તમોને તમારા માર્ગમાં હરકત થાય એવી ધાસ્તી નથી. કોઇપી કીસમે ઉતાવળ કરવી સલાહ ભરી છે:

એકાએક કાંઈ વિચાર થતાં શાહજાદી ઉઠી અને એક કાગળ પર કાંઇ લખી તે પર બાદશાહી મોહોરનો છાપ મારી રંભાને કાગળ આપતાં બોલી,

"તું આ તારી પાસે રાખ. એ મુસાફરીનો બાદશાહી પરવાનો છે. એ જોતાંજ સલામત કે શાહજાદો દારાં તો શું પણ ખુદ બાદશાહ સલામત પોતેબી તને રોકી શકશે નહિ. એ તું સંભાળીને તારી પાસે રાખજે. એને એક ઘડી પણ દૂર કરતી ના. વખત આવવે બાદશાહી સેનાને આ પરવાનો બતાવી તું કાંઇ પણ હરકત વિના મારવાડ જઇ શકશે. આ કબુતરો તો તું મારી પાસેજ રહેવા દે, કેમકે એ રોશનઆરાનાં છે. હું તને બીજી જોડ આપુંછું. આ જોડમાંના એકને તું તથા મોતી ગૌરી સલામત પુગ્યાં છે એવી શુભ ખબરની ચીઠ્ઠી સાથે મોકલી આપજે કે તે સીધું મારી પાસે આવી પુગશે. બીજું કબુતર તું તારી પાસે રહેવા દેજે કે જેથી કોઇ ખાસ જરૂરી પ્રસંગે તને તેનો ઉપયોગ કરવાનું બની આવશે. આ કબુતરને જેવું તું ઉડવા દેશે કે તે ઉડતું ઉડતું મારી પાસેજ આવશે!" એમ કહેતાં સમેત શાહજાદીએ તાબડા ફેડી એક દાસી ને બોલાવી તેણી પાસે પાસે કબુતરોનું પાંજરૂં મંગાવ્યું અને તેમાંથી એક જોડ પસંદ કરી નાનાં પાંજરાંમાં પૂરી રંભાને હવાલે કીધી. ત્યારપછી પોતાના ગળામાંલટકતો હીરાનો હાર કાઢી તેણીએ રંભાએ પહેરાવ્યો અને તે પછી તેણીને પોતાનાં હૈયાં સરસી ચાંપી, રડવા લાગી. રંભા પણ રડી. બન્નેએ ત્યાર પછી એકમેકનાં આંસું લોહી નાંખ્યાં. આ પછી રંભા જ્યારે જવા ઉઠી ત્યારે તેણીને અટકાવી શાહજાદીએ પોતાની ઝવેરાતની પેટીમાંથી બીજો હીરાનો હાર કાઢ્યો અને કુંવરી મોતીગૌરી માટે આપતાં કહ્યું.

'રંભા, મોતીને કહેજે કે મને ભૂલે નહિ, અને દિલ્હીની ગાદી સાથે હરહમેશ દોસ્તી રાખે. અલ્લાહનું ચહાવું છે તો દરેક વાત સારી રીતે પાર ઉતારશે. મારાથી બનશે તો કુંવરીને બોલાવી ભળી લઇશ, નહિતો—'

તેણીથી વધુ બોલાયું નહિ. તેણીનું હૈયું ભરાઇ આવ્યું અને તેણી દડદડ રડી પડી. ત્યાર પછી મળી ભેટી રંભા ત્યાંથી નીકળી પોતાની માનિતી સખી ઝોહરાના ઓરડામાં ગઇ. બન્ને એકમેકને ગળે લાગી ખુબ રડી. ત્યાર પછી જતાં જતાં બન્ને એ પોતાના હાથમાંની વિંટીઓ અદલ બદલ કીધી અને એક વાર ફરીથી મળવા ઝોહરાએ રંભાને સમજાવી તેઓ છૂટાં પડયાં.

સહવારનું પહર પ્રકાશવાની તૈયારીમાં હતું કે જે વખતે રંભા શાહી મહેલમાંથી નીકળી ભોંયરાને માર્ગે તે એકાંત મસ્જીદમાં આવી કે જ્યાં તેણી એક વાર પ્રાણ ખોહવાની અણી પર હતી.

## પ્રકરણ ૨૮ મું.

### એ મવાલી કોણ ?

પ્યાર તોરે પ્યારી શાન, મય હું ફીદા તુજપે જાન,
બાતોમેં દીલદારી, ઘતો પય વારી. અંખીઆં
તોરે પ્યારી શાન-મય હુ તોપે ફીદા જાન.

ઉપર જણાવ્યું તેમ રંભા સહવારનું ઝળઝળુ થવાની વખતે મસ્જીદવાળા બાગમાં દાખલ થઇ અને ત્યાંથી હજી તેણી બહાર નીકળી પોતાને રસ્તે પડે છે, તેવામાં એક ગભરૂ મોગલ તેણીની સામે આવી ઉભો અને ખુબ ખુશ થતો, પોતાની લાંબી દાઢી પસવારતો બોલ્યો,

'સબર ! ખડી રહે ! તું કોણ હય ?'

તે મોગલનો અવાજ સાંભળતાંજ રંભા ગભરાઇ અને તેણીની આંખે ચક્કર આવ્યાં. તુરતજ તેણીને રાત્રીની મહોકાણનો ખ્યાલ પયો અને તેણી સમજી ગઇ કે શાહજાદીનું કહેવું તદન રાસ્ત હતું. હવે તેણી પસ્તાવા લાગી કે તેણીએ શાહજાદીની શીખ માની નહિ અને પોતાની જીદને વળગી રહી. હવે બચવાનો કશો માર્ગ રહયો નહતો. આજ આ રસ્તે નહિ આવી હોત તો બેહતર થાત. તેણી આ વમાસણમાં હતી તેટલામાં તે મોગલનો મજાહથી 'બહોતખુબ !... લિલ્લાહ ! કયસે ?... કયા બાત હય ?...' કરતો આગળ આવ્યો. તેની શકમંદ ચાલચાલ જોતાં રંભા એકદમ હુશ્યાર થઇ. તેણીએ પોતાની જેબમાં છુપાવેલી છરી બહાર ખેંચી કાઢી અને " મરવુ યા મારવું " નો દ્રઢ નિશ્ચય કર્યો. તે મોગલ રંભાની સામે આવી ને ઉભો અને એક મિનિટ સુધી તેણીને ટગર ટગર ટીકીને બોલ્યો,

"ક્યા, બીબીજાન રંભાબાઇ, આપ નામવર પોતે છો કે ?"

" હું ગમે તે હોઇશ તેનું તને શું છે ? તું તારે માર્ગે સર ચાલ્યો જા. મને શામાટે છંછેડે છે ? અલ્લાહને ખાતર મને સતાવો નહિ !" તેણી દ્રઢતાથી બોલી અને ચાલવા લાગી પણ તે મોગલ સહજ પણ ડગ્યો નહિ. તેની ઉદ્ધતાઇ જોતાં રંભાએ છુરી હાથમાં પકડી. તે જોતાંજ તે મોગલ બચ્ચો ખડખડ હસીને બોલ્યો,

'પ્યારે બીબી ! એ તું શું ચેડાં કાઢે છે ? જ્યારે સ્ત્રીઓજ તરવાર ને કટારી બાંધશે ત્યારે મર્દ બચ્ચાઓ શું કરશે ? જાને મન, આ છૂરી તેં મારે માટે કાઢી ? પ્યારી, તારાપર આટલું બધું હેત કરૂં છું ત્યારે તું એમ કરે છે તે કેમ ચાલે ?......આહ ! મારાથી તે કેમ ખમાય ? લાવ, ખુલખુલે મન, તારાં નાજુકને સુંદર આંગળાંઓને નાહક તકલીફ ના આપ. તે બાપડાં દુખી આવશે. તારી મરજીજ છે તો હું મારે હાથે મારૂં ગળું કાપી નાંખીશ. સમજ પ્યારી ! તું અયસી કબ હોતી ?.........'

એમ કહેતાં સમેત તે મોગલે ઘણીજ ચાલાકીથી રંભાના હાથમાંથી તે છૂરી ખુંચાવી લીધી કે તે બાપડી ભયથી થરથર કાંપવા લાગી. તેણીનું જીગર ધડક ધડક ઉડતું હતું અને હમણાં તેણી બેશુદ્ધ થઇ જાય તેવી હાલતમાં હતી.

તેમ છતાં પણ તેણીએ હિમત રાખી અને પોતાની આંગળીએ પહેરેલી ઝેરી વિંટીપર મુસ્તાક રહી. હવે મીઠાસથી વાહી પટાવીને કામ લેવામાં માલ હતો એવું ધારી તેણી ધીમેથી બોલી,

'બાઇ, તમે કોણ છો અને શા માટે ૮ક મારી સાથે મારામારી કરો છો ?'

'મારામારી ? વલ્લાહ.......બીબીજાન તું કયા બોલતી ?' મિયાંજી ગેલમાં આવી બોલ્યા. ' એને તું મારામારી કહે છે ? હું તારાપર પ્યાર કરૂં છું ત્યારે તને ને મારામારી જણાયછે.........યા અલ્લાહ ! કયસા ગજબ !...........જાને મન, તું અનુપમ ખુબસુરતી ધરાવી મને પૂછે છે કે હું તારા પર શા માટે ફીદા થાઉં?...વલ્લાહ...વલ્લાહ... ફરેસ્તાનેબી પાગલ બનાવે તેવી તારી ખુબસુરતી પર હું દિવાનો નહિ બનું તો બીજું શું કરૂં ? જાની, તું હવે તારી લનતરાજ બાજુએ રહેવા દે ને આ બળતાં દિલનો અગ્નિ બુઝવવા એકજ તારી મીઠી મધ જેવી ચુમ્મી મારે પુરતી છે. આહ.........આવ, પ્યારી દીલરૂબા ! આવ અને મારો જીવ બહેલાવ !.........વાહ! વાહ! એ તું વળી નવાં ચેડાં શાના કાઢે છે ? એ તું તારી વિંટી શાની બહાર કાઢયા કરે છે ! યાદ રાખ કે તારે હાથનું ઝેર મારે મનથી શરબત છે. તારે તપાસ કરવી છે ? લાવ, જોઇએ તો તારે હાથે તું મને ઝેરનો પ્યાલો આપને પછી જો કે હું તે પીવું છું કે નહિ !' એમ કહેતાં સાથે તે મોગલે અજબ ચપળાઈ કરી સાપની ફેણ વાળી તે ઝેરી વિંટી તેણીનાં હાથમાંથી સપાટા બંધ ખેંચી લીધી. તે વિંટી તેણીની આંગળીએ હતી અને તે ખેંચી કાઢતાં રંભાએ ચીસ પાડી અને આંગળીમાંથી થોડુંક લોહી નીકળ્યું પણ તે મોગલે તેની કશી પણ પરવા કરી નહિ. તેની અજાબ જેવી ચાલાકી જોતાં રંભા પોતે પણ હેરત થઇ. તેણીથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ—તેણીને ચુપ જોઇ તે મોગલ હસીને બોલ્યો.

'કયું બીબી જાન, કયસે હો ? આ વિંટીપર તમે બધી મચકુંદી કરતાં હતાં કે ? હવે તો તમારી છૂરી ને વિંટી હવામાં ઉડી ગઇ છે તો શું કરશો ? કાંઈ બીજો ઉપાય છે ? હોય તો બતાદો.........હા, પણ હું શું બકું છું ? તારો આંખનો એક ઈસારો ફકત મને પૂરો કરવા પૂરતો છે તેનો હવે ઉપયોગ કર! વલ્લાહ —વલ્લાહ! તુને ગજબ કિયા! તારી ને મારી પ્રિત હશે...તારૂં ને મારૂં એકમેકપર અજબ વહાલ હશે તોજ આપણે આ એકાંત જગ્યામાં એકાંત વખતે સાથે મળ્યાં છીએ! ખરેજ કુદરતની મેહેર અજબ છે. હા, હવે આપણે આ મરજીમાં બેસી દીલલગીની વાત સ્હેલ કરી શકીશું. માટે મારા પ્યારા જાન, તું અકળા નહિ. મીઠાજ રાખ. પરમાત્માએ આપણી જોડ બનાવી છે તો પછી તું શા માટે એમ કરે છે !

( સાંધન )

# SCIENCE, PHILOSOPHY AND RELIGION.



( For Gulshan )

( By. Siavax R. Jariwala, B. A. )



But though the scientist has overcome the abstraction of the ordinary consciousness in so far as he takes a compact & synthetical view of the components of the objective world, he has still to purify himself of another abstraction. It is when the scientist performs this ablution by the pure water of reflection & frees himself of all unreal abstraction, that he becomes a philosopher. Now what is this abstraction which keeps the Scientist from being called a philosopher? It is this. The Scientist has treated the objective world as if it was what he found it to be independent of the consciousness for which it is. He has considered the thing known to be existing outside, and independent of the knower. He has failed, in short, to consider that the world with which Science has to do is what it is only for the mind that knows it. The world is as we know it to be only in relation to our consciousness. When viewed, therefore, as independent of consciousness, it is viewed only in abstraction. The object is what it is in relation to the subject, & the subject is what it is in relation to the object. Either of them regarded as independent of the other is a false abstraction. As soon as the man of science is apprised of this truth, his point of view is, ipso facto, changed. He now sees things not only from the scientific but from the higher philosophic standpoint. He then becomes aware of the truth that Science and Philosophy reciprocally influence each

'પ્યારે બીબી ! એ તું શું ચેડાં કાઢે છે ? જ્યારે સ્ત્રીઓજ તરવાર ને કટારી બાંધશે ત્યારે મર્દ બચ્ચાઓ શું કરશે ? જાને [illegible], આ છુરી તેં મારે માટે કાઢી ? પ્યારી, તા[illegible] આટલું બધું હેત કરું છું ત્યારે તું [illegible] છે તે કેમ ચાલે ?......આ[illegible] કેમ ખમાય ? [illegible] તારું [illegible] તારી મીઠી મધ જેવી [illegible] છે.

[illegible] on [illegible]ansforms it. [illegible] of philosophy is one of [illegible]ordinating the parts with the whole. As Plato says a philosopher is a man who insists on seeing things together. Philosophy then cor rects the abstractions of a scientific specialist and thus claims to be the only concrete science i. e. a science whose results claim to be true in more than a provisional sense. Mathematics assumes space as an existent infinite; Philosophy criticises this assumption & shows in what sense such an infinity can be asserted. Physics assumes the existence of material atoms and [illegible]; Philosophy again shows how far the assumption is valid. All sciences in a similar manner start with certain assumptions & presuppositions, whose validity it is the sole business of Philo sophy to examine. Science treats of the known in abstraction from the knower; Philosophy overcomes this abstraction & tries to explain this unique relation between knower & the known, between the subject & object. Philosophy thus, to use the famous phrase of Spinoza, views, things 'Sub specie aternitatis. [illegible] Philosophy, there is one res completa, or concrete fact & its duty is to expound the chief relations that constitute its complex nature.

Science makes use of certain categories without criticising them. As Science goes on enriching itself by the application of these categories to experience without *encountering any selfcontradiction*, it does not think of questioning their validity. But the ever insatiable human reason soars high & applies these very categories to unfold the nature of the region beyond possible experience. Let us take an example. The Scientist assumes that every event must have a cause, to which it succeeds necessarily. Now this law holds good for the world as we know it in time and space. The category of cause and effect when applied to experience implies the notion of time, for a cause is that which precedes the effect in time. Now when we say that God is the cause of the world, we put our God in time, for, if not, the category of causality cannot be legitimately applied to Him. Therefore God being an event in time, we demand His cause, but God is an uncaused cause,' for

if not, we shall have to seek for a cause of the world ad infinitum. Here then we meet with a self contradiction, with what Kant calls an Antinomy of Reason. Philosophy then tries to find out the cause of this self-contradiction and it finds that the error lies in misapplication of the Category of Casuality. Philosophy proceeds to criticise the concept of casuality and while justifying the use of it by the scientist in experience, it limits the valid use of the category to the realm of experience in time & space.

In a similar manner, Philosophy criticises all the categories uncritically assumed by Science. Thus Philosophy justifies what Science takes for granted. Epistemology, which is a part of Metaphysics analyses human experience and shows how the division of subject and object is set up in consiousness. It also limits our knowledge to experience and proves beyond question that we can never know the sacred objects which are proper to the sphere of religion in the same sense that we say we know the world of sensible appearances. Philosophy proves once for all that God the soul, heaven & hell can never be the objects of **human knowledge** but at best they are the objects of a **reasonable faith.**

This naturally brings us into touch with Religion. Having pointed out the connecting link between Science & Philosophy, we have now to take up as a matter of course the relation between philosophy & Religion. Just as Science pointed beyond itself to Philosophy, so Philosophy in its turn points beyond itself, to Religion.

Now in order to understand what Religion is, we must all ways bear in mind the last words of philosophy. Philosophy proved that the objects of Religion were beyond the ken of the human understanding & left them to be believed by Faith.

Now Religion is of two kinds, according to most of the theologians, viz. natural and revealed. When we postulate the existence of God or a life beyond the grave from the inner promptings of our moral nature, we might call our belief as a part of Natural Religion. When we believe the same as being the express & direct message of the Deity to mankind though the mouth of a

Prophet, we are said to be lieve in a revealed Reltgion.

Now Natural Religion as I have defined it simply consists of the postulates of morality and thus forms part of the Metaphysics of Ethics. On the moral side of our nature we find an external conflict going on between · Reason and inclina tion. We feel that we ought to follow Reason, but in so far as we are of imperfect mortal mould we cannot altogether suppress our inclinations.

Thus the result of the conflict will not be decisive unless we could look forward to **eternity** as the time given to us for attaining perfection, & un less we could trust to a **Power** able to make the realities of physical life confrom to the development of the ideal nature. Thus the existence of God, and of an ideal world beyond the ensuous, and the Immortality of the Soul are though not matters of knowledge, objects of a reasonable faith.

Having resolved natural religion to be a part of the metaphysics of morals, we now pass to consider the relation of Revealed Religion to science and Philosophy.

( To be continued )



---

## Why He Left.

" I'm very sorry, madam " said the new boarder, " but I have arranged to leave at the end of this week. "

" Indeed ! " rejoined the landlady. " Are you leaving the neighbourhood ? "

" Oh, no! " replied the new boarder. " I'm merely making a change on account of the water. "

" Why, what's the matter with the water here ? " queried the landlady.

" It's impure, " answered the other. " I frequently detect a slight favour of coffee in it. "

---





## It Was Returned

Old Lady: " Sir, you have stolen my daughter's love. "

Unabashed Culprit: " Well, but I return it. "



# હાઈડરોથી રેપી.

## (The Science of Hydrotherapy.)

## પાણીથી દરદાને આરામ આપવાની વિદ્યા.

(અમેરીકાનાં ફીલીકલ કલ્ચર ખાતાનાં અનુભવ પરથી.)

લખનાર બે. પી. માદન.
તે હવાજરનો ડાકટરઃ જીવનશકિતનું બંધારણ વગેરેના લેખક.

( ગયા અંકથી ચાલુ )

વળી ચામડીને જુદી જુદી રીતે પાણી લગાડવાથી, જુદી જુદી લાગણીઓના અસર થાય છે, દાખલા તરીકે શરીરને ધિમે ધિમે પાણીમાં બોળ્યાથી યા લગાડયાથી જેટલી વધુ ઠંડી અસર કરે છે તેટલી એકદમ તેમાં ડુબકી મારવાથી ઉપજતી નથી. મોટા જથ્થામાં પાણી ઓટયું હોય ત્યારે જેટલી ઠડી લાગે છે તે કરતાં ઝીણી ઝીણી ધારે શોવરબાથમાંથી પાણી દીલ ઉપર લઈએ ત્યારે વધુ ઠંડી લાગે છે। કારણ કે એકદમ ઓટવાથી પાણીના જોરાથી ચામડી સુન મારે છે અને લાગણીને મંદ કરે છે. તેથી ઠંડક લાગતી નથી.

ઠંડુ પાણી ચામડીને લાગતાં, લોહીનાં (circulation) ફરવાને અને હાર્ટનાં કાર્યને ધીમું કરી નાંખે છે, છતાં આ દરેક જણને જાણીતી વાત છે કે જે આ બીનાથી ઉલટીજ છે, અને તે એકે એકાએક ઠંડુ પાણી શરીરને લાગવાથી એક એવો ઝટકો લાગે છે કે તે પળે હાર્ટનુ કાર્ય સામું વધે છે. એ તો જ્યારે ઘણો વખત સુધી ઠડા પાણીએ નહાઈએ યા પાણી લાગે ત્યારેજ હાર્ટનું કાર્ય કમતી થાય છે. કેટલાક કલાકો સુધી જો એક ઠડો સેક યા બરફની કોથળી હાર્ટ ઉપર મુકી રાખો તો તે અવયવની ચપળતા કમી થશે અને પરિણામે શરીરમાં લોહીનું ફરવું ઘણું મદ થઈ જશે, અને બીજા હાથ ઉપર, જો હાર્ટને "ટોનીક' અસર કરવી હોય તો થોડીક પળ સુધી તે ઉપર ઠડો સેક કરશો તો તરતજ શુભ અસર માલમ પડશે.

તાવ માટે રામબાણ ઈલાજ તે ઠંડા પાણીની એનીમાં ઝાડાને રસ્તે આપવી, તેમજ ઘણું સરખું ઠંડુ પાણી પીવાને આપવું જે માટે આગળ ચાલતાં વિગતવાર ખુલાસો કરીશું.

ને થોડી યા સરળ અટકાવવી જોઇએછે, તેથી તેને લગના કાયદાઓ જાણવા જોઇએ છે.

આ (reaction) વલતી અસર માટે કેટલીક ચોક્કસ હાલતો છે કે જે એક અભ્યાસીએ ધ્યાનમાં રાખવી ઘટે છે. દરદીની કેટલીક એવી હાલતો હોય છે કે જે વેળા પાણીની વળતી અસર તનદરોસ્તીને લાભકારક હોતી નથી એટલુંજ નહિ, પણ જ્યાં પ્રાણીક શકિત ઘણી કમી હોય, બુઢાપો, નાનુ બાળક, અથવા જ્યાં તાત્કાળીક ટાઢ લાગી હોય યા "નરવસ" હાકી ચઢી હોય, ઘણું જાડાપણું હોય, અથવા જ્યાં ઠંડીનાં ખલખાં ભરાવાની આદત હોય એવી હા... ાં ઘણા સંભાળથી પાણીના ઉપયોગ ...ના છે.

હવે આપણે ગરમ પાણીનાં સેક વિષે બોલીશું.

શરીરને ગરમી આપવી અથવા ગરમ સેક કરવો, એ પણ ઠંડા સેકના જેટલીજ અગત્યની બાબદ છે, અને તેથી ગરમી કેવી રીતે કાર્ય કરેછે તેના કાયદા સંપૂર્ણ રીતે સમજવા જોઇએ છે. શરીરને ગરમી ...ણી તરેહથી આપી શકાય છે. ગરમ ...કથી, વરાળનાં બાફથી, ગરમ હવાથી, અને ...ર્યના સિધ્ધાં કિરણોથી અથવા તો જે ...ત્વમાંથી વિજળીક ગરમ પ્રવાહ નીકળતો ...ાય તેનાંથી જેમ ઠંડી સેક, તેમ ગરમ સે...ની અસરો ના આધાર પણ (૧) જે જાત ...ા સેક કર્યો હોય તે, (૨) તેની ગરમી ...emperature;) (૩) કેટલો વાર ...ક કીધો; અને (૪) દરદીની હાલત; આ ...ર ચીજો પર રહેલો છે.

શરીરનાં ભીતરનાં mucous ...mbranes ભાગો બહારની ચામડી કરતાં વધુ વખત ગરમી ખમી શકે છે, એ ખાબદનો પુરાવો લોકો ગરમ પાણી કે જે ચામડીને બાળી નાંખે એવું ગરમ હોય છે, તે ખુશાળ પા શકે છે તે ઉપરથી આપણને જણાઈ શકે છે.

રશીયન અથવા વેપરબાથ એટલે વરાળનાં બાફની ૧૨૦ ડીગ્રી સુધી ગરમી સાધારણ રીતે લેવાઇ શકાય છે જ્યારે કેટલાક લોકો ૧૪૫ ડીગ્રી પણ વગર અડચણે ખમી શકે છે.

ટરકીશ બાથની ગરમ સુકી હવામાં, ૧૪૦ થી ૧૮૦ ડીગ્રી (fahrenheit) તો સાધારણ છે, અને કેટલાક ખાસ કેસોમાં તો ૨૨૦ થી ૨૫૦ ડીગ્રી કાંઈ પણ નુકશાન વગર આપવામાં આવે છે. સાઉથ કેલીફારનીયાનાં જંગલોમાં વસ્તા ઇન્ડીયનસો અને મેકસીકન લોકો, ગરમીની મોસમ કે જ્યારે પારો ૧૬૫ થી ૧૭૦ ડીગ્રી દેખાડતો હોય છે તેવી ગરમીમાં ચાલુ રહેતા હોય છે, છતાં ત્યાં સનસ્ટ્રોક લુ લાગવાનું તેઓ જાણતા નથી અને કોઇબી માણસને ત્યાં રહેવાની અડચણ લાગતી નથી.

૯૮ થી ૧૦૧૦ ડીગ્રીનું ગરમ પાણી જ્યારે ચામડીને લાગે છે ત્યારે ત્યાં રહેલા લોહીનાં વાસણોને છુટાં કરે છે, અને ૧૦૪ ડીગ્રી ગરમી લાગવાથી તેઓ સકોચાઇ જાય છે. જેઓ ગરમ પાણીથી દાઝી ગયાં હોય છે તેઓ આપણને જણાવે છે કે જેમ ઘણી ઠંડકથી થાય છે તેમ ઘણી ગરમીથી પણ ધ્રુજરી છુટે છે, પણ ગરમ પાણીની સાધારણ અસર એ છે કે, તે લોહીના વાસણોને પ્રુગાવે છે અને પરિણામે ચામડી ઉપર રતાસ લાગે છે.

(સાંધન)

## The Brave and kind Lady Hardinge



ભલાં અને બહાદુર લેડી હારડીંગ.

*Gulshan.*

# કુદરતનો માર!

# એક નસીહત.

( એક ટુંકી વાર્તા. )

લખનાર—રૂપાબાઈ દા૦ રબાડી.

લેડી ડાનવર્સ આપણી આ વાર્તાની નાયકા, એવી શારિરીક મોહિની ધરાવતી હતી, કે જેવી મોહિનીની સ્તુતી, આગળા ગવૈયાઓ ગાઇ ગયા છે. એ બાનુની જીંદગીનો બારીકમાં બારીક સમય આજે આવી લાગ્યો હતો. ઑનરેબલ કેપ્ટન વિલફર્ડ નામનો મિત્ર, જે તેણીનાં ઘરમાં આવજાવ કરતો હતો, તેની સાથે લેડી ડાનવર્સને ઘણી ઘાડી મિત્રાચારી બંધાઈ. એ કેપ્ટને, વખત જતાં તેણીના હૃદયનાં તાંતણા ઉપર એવો કાબુ મેળવ્યો હતો, કે તેનો હાથ જે રાગ વગાડે રમાડે તેને તે બાનુ સુર આપે; એવી મજબુત તેણી ગંઠાઈ ગઇ હતી. બીજા હાથ ઉપર તેણીનો ધણી ખરે ખરો અમીર માણસ હતો, પરંતુ એવા શ્રેષ્ટ પુરૂષોની ખુબીઓની પિછાનત તેમના ઘરોના સુંદરીઓમાં ઘણીજ થોડી થાય છે, બલકે બાજે વખત થતીજ નથી એવો જગતનો નિયમ આલ્યો જાય છે. લેડી ડાનવર્સનાં સંસારિક આભાસો અને વિચારો જુદી કિસમના હતા, અને સર જેમ્સના વિચારો જુદીજ રાહ પર હતા. એ બંન્નેના વિચારો વારંવાર એકમેકસે અથડાતા, અને ઘણી વાર સર જેમ્સ ગુસ્સાથી પોતાની પત્નીને બોધ આપવા મંડી જતા. એ દુઃખ ભર્યા પ્રસંગો ઉપર લેડી ડાનવર્સ હમેશાં દીગમ્બર-ખામોશી—કે ખામોશી ભર્યો દબદબો કહો—તે રાખતી હતી. પણ સર જેમ્સને ઇનસાફ આપતાં કેહવું જોઇએ કે પોતાના તોફાની શબ્દો કાનમાં લઇને, યાને ગુસ્સામાં કંઈ બોલાયું ચલાયું હોય તો તેવીજ હાલતમાં ઘરથી બહાર નહિ જતા.

ઘણી મોટી વયે પરણેલાઓમાંના ઘણાઓ માયાળુ, પોચા દિલના હોય છે તેવામાંના તે એક હતા. એવી વેળા મનમાં વિચારતા કે—" કદાચ ને હું ઘરે પાછો આવું તેટલાંમાં કાંઈ એને થયું તો ! મારા જીગરમાં કડવી યાદી સદાની રહી જશે કે મેં તેણીને છેલ્લા શબ્દો ગુસ્સાનાં કહ્યા હતા. " એ વિચાર આવતાં તેવણ તેણીની શોધમાં પુઠે જતા——માફી માંગતા, બલકે પોતાને નરમ પાડતા; જોકે ઘણી

વાર એ કામ તે માગી માંગનાર ઉપરજ વધુ કિર્તી વરસાવે છે, તે વાંચનાર કબુલ કરશે.

પણ લેડી ડાનવર્સ એવી આજીજીઓ અને માગી માંગવાથી કંટાળી ગઇ હતી, જે સ્વભાવિક હતું. અને આજે અગ્યાર વાગે રાતે મેદાનની સનમુખના લખવાના ઓરડામાં તેણીને એકલી બેઠેલી જોઇએ છીએ. કેપ્ટન મિત્રે મોઘમમાં તેણીના મનની ચશમો આગળ ખીજ ઘણા સંસારી દાખલા રજુ કર્યા કે જ્યાં ઉચ્ચ પ્રકૃતિની-ઉચ્ચ વિચારની સ્ત્રીઓની લાયકાતની ખરી મુજ પિછાણવામાં આવે છે અને તેને લગતાં ઘણાં સુખનાં સ્વપ્નાઓ રજુ કરી તેણીને લલચાવી હતી. તેણી જ્યારે પોતાના સંસારનાં રોદણા રડતી તે વેળા તે કેપ્ટન હમદર્દ થતો રહેતો. અને પરણેલી સ્ત્રીઓ સાથે સંસારને લગતી બાબતોમાં હમદર્દ થવું, એ દર્યા કિનારે આંખે પાટા બાંધી ઢોળાવ ઉપર ચાલવા કરતાં વધુ ભય ભર્યું હોય છે તે સહેજ સમજી શકાશે.

ટુંકમાં કહીએ તો લેડી ડાનવર્સે એ કેપ્ટન-મિત્રની સાથે સંસાર ભોગવવાની કબુલત આપી હતી. તે કેપ્ટન રચુબરતું કાગળ તેણીના ગજવામાં હતું. "હું બાર વાગતાની બે ત્રણ મિનીટ આગમજ મારી ગાડી લઇને તરના ગેટ બહાર વાટ જોતો ઉભોરહીશ."

તેનાં કાગળનો કશો જવાબ નહિ આપીને તેની નિર્લજતાને તેણીએ મંજુરીઆપી હતી. એક નોકર સિવાય સઘળાં ઘરનાં નોકર બિછાને ગયાં હતાં. તે એક નોકરે લેડી ડાનવર્સને એવી શીખ આપી કે જેવી કોઇએ જન્મમાં કદી આપી નહિ હોય ! સર જેમ્સ બીજે દિને બુદ્ધવાર લગી ઘરે પાછા ફરવાની વકી નહિ હતી. અને તેવણની જાણને માટે પણ કાગળ લખી, તે પણ પેલાં કાગળની સાથે પોતાનાં ગજવામાંજ મેલ્યું હતું.

દિવાનખાનાં, અને લખવાનાં ઓરડા સિવાય બીજે સઘળે ઠેકાણેના દીવા બુજવી નાંખ્યાં હતા; કેમકે નાની ચીજોમાં કરકસર કરવાની ખુબીઓ પોતાનાં નોકરોનાં મન ઉપર ઠસાવાની કોઇ તક સર જેમ્સે જવા દીધી ન હતી. લખવાના ઓરડાને બાથેના ઓરડામાં સોહામણાં—મધુર મુખડા અને, સોનેરી ચળકતા વાળ વાળી ચાર વર્ષની પુતળી ઉંઘએલી હતી. લેડી ડાનવર્સે ને બાળકીને પોતાની સાથે લઇ જવાનો ઠરાવ કર્યો હતો તેથી આપણે ધારીશું કે, લેડી ડાનવર્સ જે ખોટું પગલું ભરવા તતપર હતી તેનો સઘળો ઠપકો તેણીનેજ નથી ઘટતો. જ્યાં લગી એક સ્ત્રીમાં, માતાની પ્રેરણા બુદ્ધિ, અને માતાના પ્રેમનો પ્રવાહ સચવાએલો હોય અને વહેતો હોય ત્યાં લગી કદી તેણી સદંતર પાપમાં ભ્રષ્ટ થએલી હોઇ શકેજ નહિ. લખવાના ઓરડાની એક બાજુએ કપડાંનો એક કોથળો પેક કરેલો પડેલો હતો. તે બાળકીનાં લુગડાંએ તેમાંનો ઘણો વધારો કર્યો હતો. પુરૂષોનાં કરતાં સ્ત્રીઓ ઘણે ભાગે મુસ્કેલીની વખતે સમયસુચકતા રાખી શકે છે તેમ લેડી ડાનવર્સ ઓરડામાંનાં ઘડયાલની ટીક-ટીક જોતી બેઠી હતી તે વેળા તેણીનો મુખડો એક મુર્તિનાં કરતાં વધુ જીવવાળો લાગતો ન હતો.

એ ઘડીયાળનાં કાંટા તપાસતી બેઠી હતી, તેટલામાં તો ઓરડાનું બારણું ખુલ્યું કે તે બાનુ કાગળમાં લખાઇ આવેલા વખતની વાટ જોતી હતી તેનું હૈયું ધડકતું પાછું શાન્ત બની ગયું. ઘરડી નર્સનો મુખડો માંહે દેખાયો. ચાકમાંનાં અંધારાં ને લીધે તે ચહેરો વધુ ગંભિર જણાતો હતો.

નર્સ મેરી, સર જેમ્સની ચાકરીમાં આજ દસ વર્ષથી હતી. સર જેમ્સનાં લગનનાં ત્રણ વર્ષ આગમજની કારભારણની નોકરી ઉપર તે

હતી. પછી બાળક પેદા થતાં તેણીની દાયા તરીકે તેણીને રોકવામાં આવી હતી. પણ એ સઘળા સંયોગમાં તેણી કોઈ દિને હસતી કે મલકતી દેખાઇ ન હતી. તેણીની વય એ વખત સાઠ વર્ષની હશે. તેણીનાં માથાનાં બાળ ઉજળા બરફ સરખા હતા; અને તેણીની ચક્ષુઓ જાણે કોઇ કરૂણારસ બનાવનો પડછાયો દેખાડતી આયના સરખી હતી, જો કે તેણીએ એ બાબદનો કોઇ વાર પણ સત્કારો વરીક કર્યો ન હતો. અને તેણીનો અવાજ ઘણોજ ધીમો અને મધુર હતો.

"માફ કરજો, માફ કરજો, બાઈ" તેણી એક પગલું પાછળ હઠતી બોલી. "મેરી!" એ લેડીના અવાજે તે સ્ત્રી ઓરડામાં ગુપચુપ દાખલ થઈ, અને પોતાની પાછળ ઓરડાનું બારણું ઢાંક્યું.

"હું જાણું કે તમો સુવા ગયાં હશો," લેડી ડાનવર્સ બોલી.

"મેં આ ઓરડામાં બત્તી જોઇ અને હું અજબ થતી આ તરફ આવી."

'અજબ થયાં! બેસો બેસો, મેરી! એક પળવાર પણ મારા આગળથી ખસશો નહિ."

"કેમ બાઇ સાહેબ!"

વાંચનાર આપણાં અંતઃકરણના વિચાર અજબ જેવા હોય છે; તેમાં મુખ્ય કરી અક્કલવાળી ઉંચ્ચ પ્રકૃતીની સ્ત્રીની બાબતમાં તે ઘણાં નિરૂણુ હોય છે, એમ ઘણી વાર સિદ્ધ થયું છે. પોતે પોતાના વિચારોને ધ્રુખોડશે, પણ તેનાં ઉપર આંખ વિચામણા કરી નહિ શકે. તે પોતાના મનના વિચારો સાથે તકરારમાં ઉતરે છે; સમજુની કરે છે; પરંતુ જે તેણી શોધે છે તે તોડનેજ પાછળ હઠાડે છે; કાંઈ તે તોડ પોતાને જગતના ઠરાવની વિરૂદ્ધ જવા ઉશ્કેરે છે; પોતે તેથી બીહે છે; તોપણ પાછળ હઠતી નથી; કેવો જવાબ-જગતથી તેણીના વિચારો અને કામોનેર મળશે તે તેણી ખુબ જાણે છે—તેથી બીહે છે—તેમ જતાં એની બીકી ઉપર ધ્યાન આપવા માટે તેણી, પોતાના દિલ સાથ ખફા થાય છે—ઝઘડો શોધે છે—જગતના ઠરાવ સાથે લડવાનું તેણીને જોર છે એવું માનવાનો પ્રયત્ન કરે છે; એ સઘળું છતાં પણ તે સામાંની ગલાદનો ટેકો શોધે છે, જે સલાહ તેણીને ખુલ્લી ચેતવણી આપે છે કે તેણીના અંતઃસ્થામીનો ચુકાદો ખરો છે.

જો નસીબ દેવી તે દિને રાત્રે બીજે રૂપે વચ્ચે નહિ પડી હતે તોપણ દાસી મેરી લેડી ડાનવર્સને તે દિને ખાડીમાં ડુબતી બચાવતે.

"હું એકલી પડી ગઇ હતી અને કાંઇક છવને ઉદાસી લાગતી હતી, મેરી; સારૂં થયું કે તમે આવ્યાં."

"આવો ખરો ફરેસ્તો બાઈની સાથે હોય ત્યારે બાઇએ ઉદાસ રહેવું ન ઘટે!" એમ બોલતાં મેરીએ પોતાની ગમ ભરી આંખો ઓરડાનાં છત્ત તરફ ઉંચકી જ્યાં માળપર લેડી ડાનવર્સની મધુર બાળકી પડેલી હતી.

"તમોને કોઇવાર એકલું નહિ લાગતું મેરી?"

"હા, બાઇ! જ્યારે તે બુચ્ચી મારી નજરથી આઘે હોય છે ત્યારેજ લાગે છે."

"પણ એ કાંઇ તમારા પોતાના પેટનું નથી! એક સ્ત્રી પારકાંનાં પેટનાં બાળકને પોતાનાંની પેઠે કદિ ચાહી શકે વારૂં?"

"હા—બાઇ; એક સ્ત્રી ચાહી શકે; પણ પુરૂષ—નહિ!"

'બેસો, મેરી; મારી સાથે વાત કરો; જે તમારા મનમાં આવે તે બોલો."

તો વાળને અજબ ભેખ બેસતો લાગતો હતો; તેણીની જાતી ખુબસુરતી અને લાવણ્યને દી પાવતો હતો. તે દાસીની શોકાતુર નજર પોતાનાં પોષાક ઉપર ઠરેલી જોતાં લેડી ડાનવર્સે તે પોષાક વિષેનું તેણીનું મત પૂછયું.

"ઘણોજ સુંદર—ઘણોજ સોહામણો છે, બાઇ," નર્સ બબડી. લેડી ડાનવર્સનાં કાને જાણે તેનાં વખાણનાં શબ્દો નહિ પડયા હોય તેમ તેણીએ સવાલ કર્યો,

"અને ખરૂં કેહો, નર્સ, કે તમે શા માટે કોઇ દિવસે પણ હસતાં જણાતાં નથી. બેસો, ને વાત કરો."

"કોઇએ—" નર્સે જવાબ દીધો. "બાઈ, એકવાર મને કોઇએ સવાલ કીધો; અને હું ધારૂં છ કે તેજ સવાલે મારી જીંદગીનું પાનું ફેરવી નાંખ્યું." તેણી અચકી ગઇ; એવી મતલબે કે દુઃખ ભરી કહાંણી સાંભળવાની જો લેડી ડાનવર્સની મરજી ન હોય તો તેણીએ સવાલ પડતો મુકે; પણ નહિ; તેણીએ તો તે જાણવાની હઠજ લીધી.

'ચાલો ,મને કહો" અને તે દાસીનો હાથ લેડી ડાનવર્સનાં હાથ ઉપર પડયો.

"બાઇતે કાહાંણી લાંબીછે, અને કોણ જાણે શા કારણે આ સુંદર પોષાક મારી આંખ આગળ પાછો તે બનાવ સજીવન કરે છે. તે દિને રાતે તે ઓરતે એવોજ પોષાક સજ્યો હતો—જે સ્ત્રીએ પોતાનાં ભરથારની પિછાણુત કરવામાં સજ્જડ ભૂલ થાપ ખાધી હતી." ઉપલા શબ્દો સાંભળતાં લેડી ડાનવર્સે ઉતાવળે પોતાનો હાથ ખેંચી લીધો.

"બાઇને એ સાંભળવા નથી ગમતું ?" "ના—ના, જો તમારી મરજી હોય તો બોલો," લેડી ડાનવર્સે પ્રતિ ઉત્તર વાળ્યો અને નર્સ આગળ વધી. "એ સ્ત્રી દૂર ગામની આવેલી હતી. અને ચિત્રકળામાં અતિ હુન્નરમંદ અને કુશળ હતી. એવી નાજુક લાગણીની હતી કે, પોતાનાં ભરથારને હાથનાં આગળાં વતી ખાતાં જોતાં તેણી બેસુદ્ધ થઇ હતી. તે ભરથાર 'સૅાસ' બનાવી વેચનારો હતો. અને તે ધંધામાં ઘણો પૈસો પેદા કરતો હતો. એટલો પૈસો તેની કને હતો કે તે કરોડોપતિ ગણાતો હતો, છતાં દુન્યાની સંસારી રીતભાત તે ખરીદી શકતો ન હતો. એ લોકને પેટે એક અતિ સોહામણી પુત્રી પેદા થઇ હતી. આપણી છે તેવીજ સોહામણી હતી અને મારી સહી પોતાની બાળકીને ઘણીજ ચાહતી હતી.

"હવે આ 'સૅાસ'નાં બનાવનાર માણસનો એક મિત્ર હતો. તે સોલજર——એક મ્હોટો સેપાહ હતો, જેણે કચ કંઇ લડતો છતી નામના મેલવી હતી. અને તે પુરૂષ પણ હુન્નરમાં કુશળ હતો. તેઓ બન્ને—તે સ્ત્રી અને તે સેપાહ ખુશ સ્વપ્ના જોતાં હતાં. ફુલપાનની બલીહારી, અને ઉંચ વખાણને લાયકની જગ્યાઓ અને સ્થળો, કે જ્યાં 'સૅાસ'ની દુકાન એકે ન હોય તેવાં રળીયામણાં સ્થળોનાં ખુશ સ્વપ્નાં એઓ બન્ને ભેગાં થતાં ત્યારે જોતાં હતાં." હાં લેડી ડાનવર્સ ઉઠીને ફેરા ખાવા લાગી. "જરા મારે પગે આંકરાં આવ્યાં, એટલુંજ !" તેણી બબડી.

"બાઇ, તમારે બિછાને જવું જોઇએ," મેરીએ ઘણી કાળજી સહિત સુચવ્યું. "હું, સર જેમ્સની રાહ જોતી જાગીશ."

"સર જેમ્સની!" લેડી ડાનવર્સનાં ઉજળા મુખડા ઉપર લોહી ધાઈ આવ્યું. "આ જે સર જેમ્સની ઘરે આવવાની બકી નથી—" હાં પોતાનાં અંતઃકરણનાં ડંખથી રીસે ભરાઇ અચકી તેણી બોલી—

"તમારી વાત આગળ ચલાવો, ડોસાં."

"મેં આગળ કહ્યું તેમ એ લોક બન્ને અરસપરસ પ્યારમાં પડયાં હતાં. જો કે તે પણ પરણેલો અને રંડાએલો હતો. ખરેખર, તેને પેટે પણ એક દીકરી હતી. એક દિને રાતે તેઓ બન્નેએ સાથે ન્હાસી જવાની ગોઠવણ કીધી—આજના જેવીજ રાત હતી—ઘણું અંધકાર રાજ

કરતું હતું. જાણે તે લોકની મતલબમાં હમદર્દ થતો હોય તેમ ચંદ્રમાં પણ વાદળમાં ભરાઈ રહ્યો હતો, પણ તેમ તો હોયજ નહિ, બાઇ."

"કાં નહિ ?—કાં નહિ !" લેડી ડાનવર્સે સવાલ કર્યો.

"બાઇ જો જગત તેમને પાપી ઠેરવે, તો સ્વર્ગની તેમને શી આશા હોય ? તેણીનો ધણી ઘણો ભલો, અને સારા ખવાસનો હતો ને ?"

"પણ તે 'સૉસ' બનાવનાર હતો," લેડી ડાનવર્સ તરફાઇને બોલી.

"જેની કમાણીનાં, તેની પાસે હીરા—મોતી—ગાડી ઘોડા અને એક સરસ મેહેલ જેવું રહેઠાણ હતું," નર્સ કંઈક ભાવાથ સાથે બોલી. "નહિ—નહિ બાઇ; આપણે તે પાપી કર્મ કરનારનો બચાવ ન કર્યે તેટલું પાપ ઓછું" મડયારમાં સાડા અગિયારનો ટકોરો પડયો.

"પણ પેલી નાની બચ્ચીનું શું થયું ?" લેડી ડાનવર્સે ઓચિંતો પ્રશ્ન કર્યો.

"તે લોક તે બાળકીને પોતા સાથે લઈ ગયાં," નર્સ બોલી.

"તારે ખાતર હું તે બચ્ચાં ઉપર માયા મેહેર રાખીશ, તે સેપાહ બોલ્યો હતો. પુરૂષો તો એવી વાતો ઘણી સહેલાઈથી કરે, અને મૂર્ખ સ્ત્રીઓને તેમની એ વાતો માનતાં વિલંબ પણ ન લાગે. તે સ્ત્રી અને પુરૂષ બંન્ને પેરીસ અને ત્યાંથી તેઓ રિવેરા ગયાં. નાઇસમાં જઇ લાગતાં તે સેપાહની બુચી આયાની સાથે તેમને મળી અને તે દીને સવારે તે હોટલમાં જે ન્યુસ પેપર આવ્યાં તેમાં ખબર હતી કે તે 'સૉસ' બનાવનારે તેમને બંધનથી છૂટાં કીધાં હતાં. પોતાની મૂર્ખ ઓરતની બેઅમાની જાણતાં તેણે પોતાની ઓફીસમાં જઈ પોતાનાં ભેજાંમાં પીસ્તોલ ફોડી દમ આપ્યો હતો !"

લેડી ડાનવર્સનાં હોઠ દયા અને દિલસોજી મુજતા હતા.

"પણ તે સ્ત્રી ઘણી કુન્નરમુદી હતી. તેણી ઢોંગ કરવા લાગી કે તેણીનો ભરથાર ગોળીએ મરણ પામ્યો તેની કાંઇ અસર તેણીનાં મન ઉપર નથી થઈ; પણ ખરૂં જોતાં, તેણીનું કાળજું વિંધાઈ ગયું હતું. મારી કહાંણીથી તમોને કંટાળો તો નથી આવતો ને, બાઈ ?"

"નહિ, નહિ, પછી ?"

"તે સેપાહ પોતાની પ્રિતમાં તો ખરો હતો. મનમાં વિલાપ કરતી તે સ્ત્રીને એટલો તો સંભાળતો હતો. તે ધણી તેણીનાં તરફ ઘણો ભલો હતો. એવી કોઇ વસ્તુ ન હતી કે, જેની ઇચ્છા તેણીને થતાંજ તે ખરીદ કરી હાજર નહિ કરે ! ફ્લૉરેન્સમાં, તેણી માટે તેણે એક સરસ હવેલી વેચાતી લીધી અને તેમને ત્યાં જમવા ઘણી ઉંચ્ચ કેળવણી પામેલ ઓરતો ભેગી મળતી હતી. તે પૈસાવાળો ધણી હતો અને તેથી ઘણે સારાં ઠેકાણાં મુસાફરી કરી તે જોવાને તેઓ શક્તિવાન હતાં, પણ તે સ્ત્રીની બાળકી ઉપર તેનો પ્યાર ન હતો. એક દીને એક હુસ્યાર ચિતારાએ જમતાં જમતાં તે સેપાહને કહ્યું, "મારે તમારી બુચીનો ચ્હેરો ચિતારવો છે. તેને જોઇ નથી, પણ મારા મિત્ર કહેતા હતા કે તે ફરેસ્તા જેવી છે." પેલી સ્ત્રી સાથે તુરત નજર મેળવવાની તેની હિંમત ન હતી, કેમકે તેની દયાનત ખોટી હતી. તેણે મોંહ ફેરવી પોતાના નોકરને હોકમ દીધો કે મિસ ગેબ્રીલને લઇ આવે. ગેબ્રીલ તે સેપાહની પોતાની છોડી હતી."

"સબર સબર !" ઘડયાલ બણી નજર નાંખતાં લેડી ડાનવર્સ બોલી. એ વેળા તેણીનાં મુખડા ઉપર છાઇ રહેલું દુઃખ અભ્યાસ કરવા—અવલોકન કરવા લાયકનું હતું. "બધા માણસ કાંઇ એવા બેદરકાર અને બેકદર હોતા નથી !" તે નર્સે ખભાં ચડાવ્યાં.

"વારૂં, આગળ ચલાવો, મેરી, પછી શું થયું ! એ તમારી વાત ઉપર મારૂં ચિત્ત શા માટે એટલું બધું લાગે છે, તે મને સમજ

પડતી નથી? મને લગાર ગમત પડેછે તેથી હશે?" "હા, બાઇ; પણ આ આપણી બુચીનો રડવાનો સાદ આવેછે? " તે દાસીએ બારણું ખોલી બહાર સાંભળ્યા પછી પોતાની બેઠક ઉપર આવતાં બોલીઃ—"બાઈ, બુચી ઘણીવાર ઉંઘમાં રડે છે જો. એને જરાકમાં લાગી આવે છે. બુચી બહુ નાજુક છે, બાઇ!"—

"પછી...પછી શું?" અધિરો સવાલ થયો.

"પછી તે સ્ત્રી, અને પુરૂષ પંદર વર્ષ લગી ફ્લૉરેન્સમાં વસ્યાં. ત્યાંની ખુશ આબો-હવા, ત્યાં આવતા ચિતારાઓ, અને તે બે છોડીઓએ તેમનું કરેલું પાપી કર્મ લગભગ ભુલાવી નાંખ્યું હતું. પણ જે આ-સામી પાપ કરીને પાપથી દૂર ન્હાસવા માંગે તેને ખોદાતાલા કંઇક થોડો વખત ભુલવા દીએ છે ખરો, જેથી તે મુવેલી યાદી પાછી સજીવન થતાં બેવડો કારી ઘા લાગે અને તે વધુ મોટી સજાએ પોંહચે છે."

"એક દહાડે તે સ્ત્રીની પોતાની બેટીએ તેણી આગળ એકરાર કીધો. એક જુવાન ચિતારો, જે ઝડપથી જગમાં પોતાને એ હુન્નરમાં નામાંકિત કર્યો જતો હતો, તેણે પોતાનો પ્યાર તે છોડીને જાહેર કીધો હતો. તે પ્યાર અરસપરસનો હતો. તે સ્ત્રીએ એ બિના પોતાના ધણીને—સ્ત્રી ચોરી જનારાઓને કાયદો 'ધણીનો અલકાબ આપી શકતો હોય તો—કહી, અને તેણે પોતાનો સંતોષ જાહેર કર્યો. તે ચિતારો એક લાયક આશક હતો અને એવાં ખાનદાનથી ઉતરી આવેલો હતો કે તેના કોઇ દાદા કે દાદાના દાદાએ બી 'સૉસ' બનાવવા કે વેચવા જેવો ધંધો કર્યો ન હતો. એ કારજ ઘણું માનવંત ગણાવા લાગ્યું અને એથી ઘણો હર્ષ ઘરમાં વ્યાપી રહયો હતો. જે દિને એ કારજ જગ—જાહેર થયું યાને એ લોક અદરાયાં તે દિને રાતે તે હવેલી લાખો બત્તીઓથી ઝગઝગી રહી હતી. એ સગાઈ—એ વિવાહ એવા હતા કે, જાણે સ્વર્ગના દેવતાઓ પણ જાણે હર્ષ સાથે તે મંજુર કરતાં દિસતા હતા. પણ કેટી!—અરે તે મધુર છોડી તો જાણે આકાશ ઉપરથી ઉતરી આવેલી હુરી સમાનજ હતી. નિર્દોષતાનો તેણી ફરેસ્તો હતી. બાઇ; આહ........તેણીની યાદ ધાઇ આવે છે. ત્યારે—મને—"

"તમોને?" લેડી ડાનવર્સે દબાયલે સાદે સવાલ કીધો.

"તેની માતાએ મારી આગળ તેણીની ચોક્કસ જણાવી હતી તેથી એ દિને રાતે હું ખરું કહું છું, કે આકાશનાં તારા તે છોડીના કરતાં ઝાંખા દીસતા હતા. બહાર મેદાનમાં એકઠાં થયેલા ગવૈયા અને બીજા મેજબાનો, જેઓ ગાતાં વગાડતાં બેઠાં હતાં, તે બૈરાં—માટીડા તે વેળા તે છોડીનીજ અજુબ ખુબસુરતી અને મોહિનીની વાત કરતાં હતાં; અને તે છોડીની માતા, પોતાના ધણીનાં હાથમાં હાથ બેરપી મેદાનમાં ફરતી તે મેજબાનોની સ્તુતિ અને વખાણના શબ્દોનો મિઠાસ મુગે મ્હોડે પીતી હતી. મેદાનને નાકે જતાં કેટી તે લોકને સામે મળી; તેણીની આંખો ચળકતી હતી અને મ્હોડા ઉપર રતાસ ધાઇ આવ્યો હતો. માતાએ તેણીને પાસાંમાં બેંચી કોટી કીધી અને ચુંબન કીધું. પેલો ધણી,—જેને તે છોડી બાપ તરીકેજ ઓળખતી હતી, તે ધણીએ પણ ચુંબન કીધું. "શું છે, મારી વ્હાલી?" માતાએ પૂછયું. "હું ગીસેપ (તેણીનો અદરાયલો ધણી)ને શોધું છું. થોડીજવાર પર અમો બંન્ને ડાન્સ કરતાં હતાં, તેટલાંમાં કોઇએ તેવણને તેડી લીધા. ત્યારપછી સઘળે ફરી વળી પણ તેવણ કયે જણાતા નથી."

"નભરવસ પોર્યો!" તે સેપાહ હસ્યો. "મારે એ પોર્યાને સ્ત્રીને હાથ કરવાની કળા શીખવવી પડશે!" કેટી ઘર ભણી ચાલી; અને તે બંન્ને જણાંઓએ દરખ્તોની ઘટાઓમાં ભટકવા માંડયું. એ મેદાનની ઉત્તરે નદી વહેતી હતી. અને એક ગોનડોળા જેમાં ઘણો વખત એ લોક ખુશ સ્વપ્નામાં ગુજરતાં હતાં તે તરફ

ગયાં. મઝાહ ભોગવનારાં જેઓએ મેદાનમાં લીધી હતી તેમનાંથી ઘણે દૂર એ લોક ચાલી ગયાં હતાં; અને તેઓ એટલાં ધીમે પગલે ગયાં કે નદી કિનારે આવેલા દરખ્તોનાં ઓથામાં કોઇ એ જણ બેઠાં હતાં. તે લોકને એમનાં પગલાં સંભળાયાં નહિ. તે લોકની હાજરી કેટી-ની માને પેહેલ્લાં જણાઇ, તેથી મલકાઇ અળકસેથી બોલીઃ—"આશકો હોવાં જોઇયે. ચાલો, આપણે એ લોકને ખલલ નહિ કરીં" એ લોક ત્યાંજ થોભ્યાં. એક પળભરની ચુપ-કીદી પછી એક છોડીનો ધીમો કાકલુદી ભર્યો સાદ કાને પડયો, તે શબ્દો આ હતા. "તમે મને ચાહો છો કરી કહો, ગીસેપ !"

"કેટી હોવી જોઇયે," તે માતા બોલી, અને એમ બોલતાં તેણીનું જીગર હીમની પેઠે બંધાઇ ગયું. તેણી સાથનાં પુરૂષે તેણીને હળવેથી ખેંચી લીધી, ઉંડો શ્વાસ ખેંચી બોલ્યો "કેટી નથી !"

"ત્યારે ગેબ્રીલ ?" પેલી સ્ત્રીએ પૂછયું. સેપાહે ડોકું હલાવ્યું, અને તેણીને ત્યાંથી લઇને ચાલતો થયો. બાઇ, તે પુરૂષનાં અવાજમાં ના હરખ કે ખુશી હતી કે ના દિલગીરી કે ગમ હતો. તેની બેટી, આ સ્ત્રીની દીકરીની પૂઠે પડી હતી. તે સેપાહ ની દીકરી, પેલી બીજી છોકરીનાં કાણુમાં આપેલું જીગર ચોરી લેતી હતી. તે ઘડીએ તે સ્ત્રીનાં જીગરમાં કેવો તિમ ઝટકો લાગ્યો હશે તેનો તમોને ખ્યાલ આવે છે ? પ્યર, ઘર તરફ પાછાં ફરતાં પેલાં બચગીમાં પાપી કૃત્ય કરનાર સ્ત્રીએ એક શબ્દ પણ ઓચર્યો ન હતો. પણ દિઘમૂઢ બની ગઈ હતી. તેણીનો ગમ આંખમાંનાં આંસુ સુકવી નાંખે તેવો હતો. તેણીના જીગરમાં શું થતું હતું તે, તે પુરૂષ જાણતો હતો. અને તેથી કાંઇ બોલીને તેની લાગણી દુઃખાવવાના યત્ન કર્યો નહિ, પણ મેદાનમાં બેઠેલાં લોકોમાં કાંઈ અજબ ચુપકીદી પથરાએલી લાગી. પુરૂષો એક બીજાનો ચ્હેરો ઘુરકવા લાગ્યા અને સ્ત્રીઓ અકર વકર કરતી પોતાના હાથમાંના ફુલ સાથે રમતી હતી. એટલામાં નદી તરફથી, જીગર વિંધી નાંખે તેવી એક ચીસ સંભળાઇ ! એક પળવાર કોઇ હાલ્યું ચાલ્યું નહિ. કાંકેતે ચીસે દરેકનાં જીગરમાં જાણે છરી ભોંકી દીધી હતી. પછી એક જવાન છોડી તે નદીનાં અંધારામાંથી ધસતી કે આવી. તેની પૂઠે એક પુરૂષ પણ તેમજ આવતો દેખાયો. પેલી છોડી બુમરાણ કરતી હતી, અને માથાનાં બાલ પીખતી હતી, અને પેલો જવાન્યો ઉજળો પુણી જેવો થઇ ગયો હતો. અને તેની આંખોમાં ગભરાટ વ્યાપી રહયો હતો. તે છોડી ગેબ્રીલ હતી; તે જવાન્યો ગીસેપ હતો. "કેટી, કેટી !" ગેબ્રીલ બુમ મારતી આવી "જલદી દોડો, એતો નદીમાં પડીછ !"

એ કરૂણારસ બનાવ પાછો યાદ કરતાં નર્સે પોતાનાં હાથો વડે મોહું ઢાંકી દીધું હતું. એક મિનિટમાં તેની મોટી ઉદાસ આંખોમાં સબુરી ચમકી નિકળી, અને પાછી શાંત્ત થએલી તેણી જણાઇ. "બાઇ મારાં, હમણાં તે દેખાવ મારી આંખની સામે દેખાયેછ, તે મારી આગળ બનેલો બનાવ છે. મોટું જ્યાફતનું દીવાનખાનું, ઉત્તમમાં ઉત્તમ મિષ્ટાનો —અને છાપરાંઓ ઉપર ફુલની સુંદર તોરણો લટકતી હતી. ભોંય ઉપર ગોલાબનાં ફુલનાં પાત્રાંની સેજ પાંથરી હતી.........મેજબાનો સઘળાં દેવાલોને અડકીને ઉભાં થયાં હતાં. માયાળુ હાથોએ તે પાણીથી ટીપાતો ઉજ્જળો સુંદર આકારને ઉંચકી લાવીને મેજ ઉપર ફુલો-ની મધ્યમાં સુવાડયો. તે વેળાનો દેખાવ કોણ-થી વિસરાય ! તેનાં ઉપર મેજબાનોની દેહશત ભરી નજર ચીટકી રહી હતી. પાણીથી ટીપાતા તેણીનાં લાંબા સુંદર વાળ અંધારી રાતના જેવા કાળા હતા. તેણીનાં રૂખસારા તેની અતરાફની ગુલછડીનાં ફુલનાં કરતાં વધુ સફેદ હતા. એવી ટંડીગાર અને રૂપાળી તે દીસતી હતી કે માણેક જેવા લાલ ગુલેઅનારનાં ફુલ જે તેની હૈયાતીમાં તેણીને જીવ કરતાં વ્હાલાં હતાં ફુલો,

પોતાનાં સોનેરી પ્યાલાઓમાંથી તેના જીવ વગરનાં રૂખસારાને ચુંબન કરવા વાંકાં વળતાં લાગતાં હતાં——એ પછી મેજબાનો હળવે હળવે ખાલી થતાં ગયાં, અને છેવટે કોઇ નહિં, પણ તેની કમનસીબ માતા, અને જેની સાથે તેની માતાએ પોતાની જીંદગી જોડી હતી તે સેપાહ ઓરડામાં રહ્યાં.

"આ શું મારા ગુનાહનો બદલો મળ્યો કે ?" તે સ્ત્રી રડતાં રડતાં બોલી, તે સેપાહે કાંઇ જવાબ વાળ્યો નહિ. પણ તેની આંખોમાંનો તે વેળાનાં દેખાવનો અર્થ એવો જણાયો કે તે એમ બોલવા ઇચ્છતો હતો—'તારા પાપની શિક્ષા—મારી નહિ ! મને શું તેમાં !"

"મારાં બાઈ, મારી કહાણીનું છેવટ આવ્યું. સિવાય કે તે દુઃખી કંગાલ સ્ત્રી કેટલા વર્ષ લગી દીવાની થયેલી,— સગાં કે મિત્ર વિનાની એકલી વાહેજાન—તૂટેલાં જીગરે દુન્યામાં કેવી રઝળતી રહી હતી તે સાંભળવા તમોને ગમતું હોય તો તે કહેવાનું રહ્યું છે. બીજું કાંઇ નથી રહ્યું." લેડી ડાનવર્સ આ વખતે એક બાળક મિસાલ રડતી હતી. જો શાબંધ તેણીએ પોતાના હાથ તે નર્સનાં ગળાં ચોપાસ વિંટાળ્યા. "મારી ગરીબ મેરી ! તમારા મોંહ ઉપર હસવું નહિં આવે તેમાં નવાઇ નથી !" તેણી ડચકાં ખાતી બોલી.

"તમારી ગુઝરી મેરીયન, મારી ગરીબ કેટની યાદ દેવાડેછ." મેરી બોલી. તેઓ બન્ને એક બીજાને વળગીને ઉભેલાં હતાં, તેટલામાં, ઘણી ઝડપે આવતી મોટારકારનો અવાજ તેમને કાને પડ્યો. લેડી ડાનવર્સે પોતાનું માથું ઉચક્યું અને ઘણાજ ધ્યાનથી સાંભળવા લાગી. તેણી મનોવિકારનાં જોરે હાંફતી હતી.

" મારી આગળથી ખસતાંના, મેરી, એક પળ પણ મને એકલી છોડીને જતાંના." તેણી હલુસે બોલી અને ધરડી નર્સનાં ઝબ્બાની લેસમાં પોતાનાં આંગળાં બેરવી તેણીને ખેંચી રાખી.

"નહિ, મારાં બાઈ," નર્સ જાણે ચેતી ગઇ હોય તેમ ધીરજ આપતી બોલી. "હું કદી તમોને એકલાં છોડીશ નહિઃ " પેલી ગાડી વધુને વધુ પાસે આવતી હતી. લોડજનાં ગેટ આગળ થોભતી તે લોકને સંભળાઈ ને સાથેજ કોઇ પુરૂષનો ખોખરો સાદ, દરવાનને દરવાજો ઉઘાડવા કેહતો સંભળાયો.

"એ કોણ હશે ?" બીધેલી નર્સે ધીમેથી પૂછ્યું. લેડી ડાનવર્સ નર્સને વધુ વળગીને ઉભી.

"હું નથી જાણતી." તેણીએ જણાવ્યું. દરવાજો ને ઉઘડયો મોટાર ધસારાબંધ આવી અને દિવાનખાનાંનાં બારણાં આગળ ઉભી રહી, એક માણસ તેમાંથી કુદી પડયો અને બેબાકળો હોય તેમ જોરથી ઘંટ વગાડવા લાગ્યો. "માણસો—માણસો ! દોડો—જલદી કરો ! તમે કયાં છો ?"

"સર જેમ્સ છે, બાઈ" એમ બોલી મેરીએ લેડી ડાનવર્સ ને લઇ જઇને એક ખુરસી ઉપર બેસાડી, અને ઓરડાનું બારણું ખુલ્લું મુકયું. તેજ ઘડીએ સર જેમ્સ ધસતા કે માળપર ચઢી આવ્યા. તેમનાં મોહડાં ઉપર લોહી લાગેલું હતું, અને આંગમાંના લુગડાં કાદવે ખરડાયલાં હતાં, અને કાદવ સાથે કંઇ બીજા લાલ ભીના ડાઘ પણ લુગડાં ઉપર જણાતાં હતાં. "નેનસી ! નેનસી !" સર જેમ્સ ઉબરાતી છાતીએ બોલતો લેડી ડાનવર્સની બાજુએ આવ્યો. "ભયાનક બનાવ બન્યોછ ! જેનિંગ્સ અને હું બન્ને ઘેર આવતા હતા. રસ્તામાં વાંક લેતાં હમો બીજી મોટરમાં ધસી ગયા."

"હું સાંભળુંછ જેમ્સ પછી ?" તેણીનો મુખડો મોત જેવો ઉજળો મારી ગયો હતો. "તે સ્ટુઅર્ટની ગાડી હતી. તેનો કચરઘાણ થઇ ગયો."

"પછી જેમ્સ પછી શું ?"

સ્ટુઅર્ટ મારી ગયોછ !" સરજેમ્સ ઉંડી હાય સાથે બોલ્યા અને ખુરસી ઉપર ફસડાઇ પડયા અને લેડી ડાનવર્સ......આહ હવે વધુ લંબાવવાની શી જરૂર છે. !

સમાપ્ત.

# The Late Dr. Lalkaka.



મરહુમ ડાક્ટર લાલકાકા

*Gulshan*

# " ખુદાવંદે બક્ષાયેશગર."



ઉરદુના એક મહાન કવિ "કાયમ" કૃત નકલ—ભાષાંતર સાથે.

ગુલશન માટે ખાસ.

લખનાર—એદલજી હીરજી તારાપોરવાળા.

શુબ હય કે દો શખ્શ બાહમ થે યાર-હુવા ઇન્મેંશે એકકુ ઓહદેદાર,
રહા દુસરા અપની હાલતમેં તંગ-કે સુંદી હેં નયરંગે દુનીયાકે રંગ.
ગયા થે ગદા ઉસ તવંગર કે પાસ-રીફા અપની હાલતકા કરકે કીયાસ,
કઝા કાર પોંહચ્યા જબ થે ઉસ જગા-કે ઉસ વખત મશગુલ તાઅત વો થા;
બ દસ્તુર માસુદ બાદ અઝ નમાઝ-કિયે દસ્તે દાવન જબ ઉસને દરાઝ,
તાશુક્ર શૈ ઉસને કહા હય શીતમ-શમઝકર (ગની) ઇશકુ આયે થે હમ.
સો આપહી ઇશી યાં તો પાયા ગદા-કરેગા પે કયા અપની હાજત રવા,
ગરઝ થે બી ઇશરા કે કેહતા હય હાલ-જો કીજયેગા લબનો ઉજીશે શવાલ.

"વહી હે-કે દેનેશી ઇસકુ હેકામ,
હય માલુમ રાકિકુ હરેકકા નામ."

(૧) મેં સાંભળ્યું છે જે બે આદમીઓ આપસમાં એક દોસ્તો હતા; જેમાંથી એક મોટી ઇજતવાળી જગ્યા પામવા નશીબ વાન થયો.

(૨) તેમાંથી એક બિજો પોતાની અસલી તંગી હાલતમાંજ કાયમ રહેલો; કારણ ફાની દુનીયાના એજ રંગ ને રીતો છે જે આજે એકને ચડતી તો બિજાને પડતી ભોગવવા લગાડે.

(૩) એક વખત તે ગરીબ ફકીર (દોસ્ત) પોતાના અસલી દોસ્ત જે હાલ તવંગર ને મોટી હુકુમત ઉપર હતો તેની પાસ પોતાની કાંઇક હાલત સુધારવાના ખ્યાલથી જઇ લાગ્યો.

(૪) પેલો દોસ્ત જ્યારે બીજાને ત્યાં જઇ લાગ્યો. ત્યારે નશીબ સંજોગે પેલો તવંગર દોસ્ત ખુદાવંદ કરીમની બંદગીએ મશગુલ હતો.

(૫) પેલા તવંગર દોસ્તે પોતાની નમાજ અને ફરેજ ગુજાર્યા પછી દુઆ કરવા સારૂ તે દાદારની દરગાહમાં પોતાના હાથ ઉઠાવ્યા.

(૬) (પેલાને હાથ ઉઠાવતાં જોઇ) બીજા દોસ્ત જે ગરીબ હતો તેણે એક હાથ મારી કેહવા માંડયું જે એ મારા દોસ્તને તો હું તવંગર ને ગરજ વિનાનો સમજીને આવ્યો હતો.

(૭) પણ હમણા માલુમ પડયું જે એ પોતે ફકીરને હાજતમંદ છે; ત્યારે એનાથી શું મારી ગરજ ને હાજત પુરી થવાની છે જે એ શખ્શથી હું કંઇ માંગુ.

(૮) એ તવંગર જે પોતે ગરજી છે—ને જે પોતાના પાલનહારથી માંગે છે ત્યારે હું હું બી કાંય નહી તેજ બાપથી પોતાની હાજત માંગુ ! (જે સર્વ શકિતમાન અદના તેમજ આલાનો ખરો બાપને પાલનહાર છે.

કવિની છેલ્લી લાઇનમાં પૂર્ણ અર્થ સમાયલો છે કે જે વિષે એ ઉપલી બેતો લખી છે:

તેજ ખુદા તુંને (યાને બંદાને) આવશે —જેને બક્ષવાનું કામ છે ને જે સર્વ શક્તિ માન છે. શાકી યાને (શરાબ પાનાર) પોતે જાણે છે કે કોણને શરાબ આપવી; કોણના જામ માં કમી છે; ને કોણ કેટલું પી શકે છે.

મતલબ માણસ જાતે પોતાની હરેક હાલતમાં સંતોષ રાખી જે કંઇ માંગતું હોય તે પોતાના પેદા કરનાર યઝદાન દાદગર ને સપુરદ કરીનેજ એ દુનીયામાં ચાલતું.

——:○:——

## મન તું વિશ્વમાં ધ્યાન ધર.

અરે મન સમજીને માંગે શુ કરવા
ભવ ડુબવા યા તરવા—અરે.
શાન્તી ભુક્ષના છે ઉપયોગી
તનનો મયેલ દુર કરવા—અરે મન.
નિર્થક તારો આરો ચરીરે
ખાટો ખોટે કાં પડવા—અરે.
માયા કાયા કર્યા કરે તું–માહા રહી સમ મોર
કુદી કુદી રોય ચરણપર–બનરો જગનો ચોર—અરે.
વિશ્વપતિના વિષય વિંણી લે
અંતે ચરણ હરી ધરવા—અરે.
રાગ રાગના ફોક તજી કર–યોગ ભોગનો જોગ
ફુલ સમા દિલ ફુણગા ફુટશે–ધ્યાન હરીસે
જોડ–અરે.

હો૦ સો૦ મીસી.

## નહિજ માન્યું !

"મારી સુનાઇને બહુએ સમજાવી પણ ઉંહ ! એ ઓસીલું બાપડું જરાએ નહી સમજ્યું. આખરે જ્યારે મારી તેહમી મેલેરીયાથી પટકા-ઇને ડાકટરોનું કાંઈ વલ્યું નહિ ત્યારે રડમસ થઈ મને પટાવવા લાગી. મહીનો દહાડો ધીયા-રા ધીચાવ્યાને ખોબો ભરી પૈસા ખરચ્યા તેને બદલે ત્રણ બાગમાં મારી તેહમી હુસ્યાર થઇ ગઇ. અજબ રામબાણ ઉપાય હતો. પામઆલા હું હંમેશાં રાખું છું તમે સમજ્યાં કે? જરૂર એક બાટલી રાખજો.

## આજ કલકી ફેશન !

શીલ્લા —પેલી પીરોજાએ એના વર સાથ છુટા છેડા કાંય કરવા નીકલી છે ?

હીલ્લા—એનો વર ઘણો નમાનો, સમજુ, સાદો ને સ્યાનો છે તે એને પસંદ નહિ હતો.

શીલ્લા—ત્યારે એને કેવો ગમે છે ?

હીલ્લાં—એને નો હાલની ફેશન મુજબ ,મોજીલો, ઉડાઉને છાકટો જોઇએછ !

શોખીન.

## રામબાણ ઉપાય

"અરરર ? શુ થયું? પડી ગયો—પડી ગયો-જસી પડીગયો—બહુ લાગ્યું–માય–બહુજ લા-ગ્યું જો !' કરતો મોહોલ્લો તળે ઉપર થઈ ગયો કેમકે જસી ઓટલા પરથી હેઠળ પટકાયો હતો, પણ તુરત પાસેના પેસુબા એ કબાટમાંથી પેરીડેવીસનું પૅનકીલર ચોપડયું તે અડધા ક-લાકમાં જસી રમવા દોડયો—તમે સમજ્યા કે?

પેસુબા.

## કારણ ?

મીસ અકકડબુસ—મી. જમશેદજી તમે આ-વા ચંચલ કેમ બન્યા?

મી. જમશેદજી–સુલી ઘણી લપલપાવ્યા વગ-ર, લવલવ કર્યા વગર, અને મુગે મોઢે જરા પ-ણ વચમાં બોલ્યા વગર બીજાઓનું સમજીને !



# ઓરત કે બલા!

## ( એક ઐતિહાસિક કરૂણાજનક કહાણી. )

લેખક—'વૃજવિહારી.'

આ ટુંક લેખની શરૂઆત કરતાં પહેલાં એટલું જણાવવું જરૂરી છે કે આ એક ઐતિહાસિક લેખ હોઇ તે લંડનમાંના એક અઠવાડિકમાં પ્રકટ થયો છે.

" કાઉન્ટેસ બૅથોરી" એ નામની ઓળખાતી હંગરી દેશમાં એક ઘણીજ શ્રીમાન બાઇ હતી. ત્હેણે પોતાની પાસે એક તુર્કી હકીમને રાખ્યો હતો. આ હકીમનાં જ્યોતિશાસ્ત્ર સંબંધી નાં કેટલાક યંત્રો દુરસ્ત કરવાનાં છે હેવી ખબર મળવાથી એક જર્મન કારિગર હકીમ પાસે ઇ૦સ૦ ૧૬૧૦ની સાલમાં ગયો. યંત્રો દુરસ્ત કરવાના કાર્યમાં તે એટલોબધો હોંશિયાર હતો કે હકીમે ત્હેને પોતાનીજ પાસેજ રાખ્યો અને કાઉંટેસના કિલ્લામાંજ ત્હેના રહેવા માટે વ્યવસ્થા કરી.

હકીમ સાહેબે પ્રથમ ત્હેને ખગોલ સબંધીના કેટલાક યંત્રો દુરસ્ત કરવા આપ્યાં કે જે ત્હેણે ઉત્તમ પ્રકારે દુરસ્ત કર્યાં. ત્હેનું કાર્ય જોઇને હકીમ સાહેબ ઘણા ખુશી થયા. પોતાને ઉત્તમ પ્રકારનું કામ મળવાથી કારિગરને પણ સંતોષ થયો; પણ આ ત્હેનો સંતોષ યાતો આનંદ વધુ વખત ટક્યો નહિં.

કારિગરનેકામ ઉપર લાગ્યાને ફક્ત થોડાજ દિવસ લાગ્યા હશે, હેવામાં એક દીવસ હકીમ સાહેબ ત્હેને એક ચોર દરવાજેથી કિલ્લાની અંદરનાં ભાગમાં આવેલા એક વિશાળ ઓરડામાં લઇ ગયા. આ ઓરડાની અંદર કારિગરે નજર ફેંકી તો ત્હેને માલુમ પડ્યું કે એક સુંદર જવાનના પુતળાને એક ખુણામાં ઉભું રાખેલું છે ! આવો દેખાવ નજરે પડવાથી કારિગરના મનમાંઅનેક શંકાઓ થવા લાગી. હકીમ સાહેબ કારિગરને જે વખતે તે પુતળાની છેકજ આગળ લઇ ગયા ત્યારે કારિગર ભયનો માર્યો ધ્રુજતો ધ્રુજતો લથડતે પગે મહા મુશ્કિલે સ્હામે ઉભો રહ્યો. કારિગરે બારિક તપાસથી જોયું તો જણાયું કે તે પોલાદની બનાવટનુ પુતળું છે અને તેને મનુષ્યનાં જેવુંજ રંગેલું

છે; વળી પુતળાનાં ગળામાં એક સુવર્ણું માળા પણ ત્હેની નજરે પડી. હકીમે કારિગરને કહ્યું: “ આ પુતળામાં હેવી યાંત્રીક યોજના કરેલી છે કે આ કંઠાને કોઇ હાથ અડકાડે તો તરતજ પુતળાના હાથ ઉંચા થઈ તે ઇસમના હાથને મજબુતાઈથી પકડી રાખે છે. આ હાથના શરીરાકાર સાથે પોલાદનાં તીક્ષ્ણ પાનાં હોવાથી તે માળા પકડનારનાં હૃદયમાં પ્રવેશ કરીનેતે ત્હેનો નીકાલ કરી નાંખેછે. આ યાંત્રિક યોજનામાંબિગાડ થયો છે, તેથી કરીને ત્હેને અત્રે બોલાવ્યો છે. આ પાસેની રૂમમાંજ ત્હને આઠ દિવસ સુધી ચાલે એટલો ખોરાક તેમજ પાણીની વ્યવસ્થા કરી મુકી છે. યંત્રને સુધારવા માટે એટલી મુદત બસ છે. જો બરાબર સુધારો થશે તો ત્હને સારો ફાયદો કરી આપી મ્હોટી બક્ષીસ પણ આપીશું અને જો ન ફાવશે તો ત્હારે ત્હારા દુર્ભાગ્યે આ કંગાળ ઓરડામાં ભૂખ્યે અને તરસ્યે મરવું પડશે !" આ કહી હકીમ ચાલ્યો ગયો.

હકીમના ગયા પશ્ચાત શું કરવું તે બિચારા કારિગરને સુઝ્યું નહિં આ પુતળાનો કોઈ પણ પ્રકારનો દુષ્ટ હેતુ સાધ્ય કરવામાં ઉપયોગ થતો હતો જોઇએ એમ તેણેવિચાર્યું, અને તેથી હાતું ભયંકર કાર્ય તૈયાર ન કરતાં ત્યાંથી સટકી જવાનો તેણે નિશ્ચય કર્યો, પણ ન્હાસી જવાને માટે તેને કોઇ પણ માર્ગ સુઝ્યો નહિ તેથી નિરાશ થઇ પોતાને સોંપેલું કાર્ય કરવા લાગ્યો. કાર્ય કરતા કરતાં તેની નજર સ્હામે ભીંત ઉપર પડી. તો ત્હેમાં કંઇગુપ્તદ્વાર હોવુ જેવું જોઇએ હેવી ત્હેને શંકા થઇ. પોતાનું કાર્ય પડતું મુકી તેણે તપાસ કરી તો ત્હેના ધારવા પ્રમાણે બરાબર તેને ગુપ્ત દ્વાર માલૂમ પડી આવ્યું. તે દ્વાર તે બારણું નહિ પરંતુ કોરા પથ્થરો ગોઠવેલી પોલાણ ભીંત હતી. પથ્થરોને ચણી લીધા ન્હોતા. કારિગરે એક બે પથ્થર મહા મુશ્કેલીથી ખેંચી કાઢી અંદર પ્રવેશ કર્યો, તો ત્હેને એક નીચે ઉતરવાનો દાદરો માલૂમ પડયો. તે દાદરેથી ગભરાતો, ભરાતો, અંધકારની અંદર આ દુર્દૈવી કારિગર નીચે ઉતરવા લાગ્યો. નીચે ઉતરી એક વિશાળ ઓરડો વટાવી જેવો તે આગળ વધવા જાય છે તેવોજ થોડો વખત તે આગળ ન વધતાં ત્હાં અટકયો અને મન સાથે વિચાર કરવા લાગ્યો. પૈસાનો લોભ ત્હેનાથી છોડી શકાયો નહિ. હકીમે દર્શાવેલી અર્થ લાભની બાબત ત્હેનાથી ત્યજી દેવાઇ નહિ. પૈસાનો વિચાર આવતાં ત્હેના મ્હોંમાં પાણી છૂટવા લાગ્યું, અને ન્હાશી જવાનો વિચાર માંડી વાળ્યો. તે પરત ફર્યો એને મૂળ સ્થાનકે આવી પોતાના કાર્યમાં મશગુલ થયો. પુતળાને દુરસ્ત કરવામાં ત્હેને વિશેષ શ્રમ લાગ્યો નહિ.

મુદત વિતી ગયેથી એકાએકત્યાં હકીમ આવ્યો તે વખતે પુતળુ તૈયાર થયું હતું. પુતળું તૈયાર થયું છે, હવે મને મ્હોટી બક્ષિસ મળશે હેવા વિચારમાં તે બિચારો કારિગર નિમગ્ન હતો પરંતુ બક્ષિસ મળવાની બાજુ ઉપર રહી અને બિચારાને ત્યાં આગળજ એક ઓરડામાં પૂરવામાં આવ્યો. હવે બિચારા કારિગરને ખાત્રી થઇ કે મ્હારે મ્હારો જન્મારો આ ભયંકર જગ્યાએજ પૂર્ણ કરવો પડશે.

'કાઉંટેસ ઇલિઝાબેથ બેથોરી' વિધવા હોઇ ઘણી શ્રીમાન હતી. તેની રહેણી ઘણી ભપકાબંધ અને શ્રીમંતી ઠાઠની હતી. વિધવા થવા પછી ઘણી મુદતે તેણીએ પોતાની પાસે ઉપલા હકીમને રાખ્યો હતો; કારણ આ હકીમ જાદુગર તરીકે પ્રસિદ્ધિ પામેલો હતો. આ હકીમે પોતાનિ સાથે 'ફિકો' નામના એક અતિશય દુષ્ટ અને કંગાલ મનુષ્યને કાઉંટેસના ઘેર નોકરી કરવાને માટે આણ્યો હતો. 'ફિકો' અત્યંત ક્રુર અને ઘાતકી પુરૂષ હતો.

જે ભયંકર ગુન્હા માટે 'કાઉંટેસ' ઉપર આરોપ આવી આગળ ચોકસી થઇ, તે ગુન્હો કરવામાં આ બન્નેએજ 'કાઉંટેસ' ને પ્રેરના ક

રેલી હોવી જોઇએ હેવી ત્યાંના લોકોની માન્યતા છે. કારણ ત્હેમણેજ ત્હેના હૃદયમાં હેવું ઠસાવી દીધું હતું કે, હાલ હવાલ કરીને મારી નાંખેલી તરુણ સુંદર કુમારિકાઓના રક્તથી તમારૂં અંગ ભીંજવશો તો વૃદ્ધપણાને લીધે ગયેલું તમારૂં સૌંદર્ય તમને પુનઃપ્રાપ્ત થશે.' 'કાઉંટેસ'ની નોકરીમાં ઘણીજ સુંદર તેમજ તરુણ છોકરીઓ હતી તે એક પછી એક હતી ન હતી જેવી થઇ જવા લાગી અને તે કેવી રીત્યે તથા ક્યહાં હતી ન હતી થઇ જાય છે ત્હેનો કશો પણ પત્તો લાગતો નહિ. જો તે છોકરીઓનાં મા બાપ કે કોઇ સગું વ્હાલું તપાસ કરવા યત્ન કરતું તે તેમાં તે ફળિભૂત થતું નહિ. પરંતુ ધીમે ધીમે 'કાઉંટેસ'ને પોતાને ત્યાં નોકરી કરનાર છોકરીઓ મળવી બંધ થઇ, જેથી તેણે પોતાનો દુષ્ટ હેતુ સાધ્ય કરવા માટે પાસેના દેશમાંથી તરુણ કુમારિકાઓ આણવા માટે પોતાની બે વિશ્વાસુ બાઈઓ 'હેલેન કોવી' અને 'ડાર્કો'ની નિમણુક કરી.

ગુપ્ત ઓરડામાં કેદમાં રાખેલો કારિગર એક દિવસે લાગ સાધ્ય કરી ત્યાંથી પલાયન કરી ગયો. અવળે રસ્તે જંગલમાં ઘણા દિવસ પ્રવાસ કર્યા પછી ત્હેને કાઉંટ પૅલેટાઇન'ની 'પ્રેસબર્ગ' શહેર જનારા કેટલાક જર્મન લોકોની મુલાકાત થઈ. એ જર્મન લોકો સાથે 'પ્રેસબર્ગ' ગયો, અને બનેલી સર્વ બિના ત્હેણે 'કાઉંટ'ને નિવેદન કરી. કારિગરની કથા સાંભળી કાઉંટનાં રૂવાં ઉભાં થઈ ગયાં.

* * * *

ઉપલી મુલાકાતને બે ચાર દિવસ થયા હશે હેવામાં એક દિવસે 'કાઉંટેસ બેથોરી' સ્નાન કરવાને માટે સ્નાનાલયમાં ગઇ. ત્હેની સાથે એક ખુબસુરત કુમારિકા હતી કે જેણે સ્નાનાલયમાં 'કાઉંટ'સનો પોષાક ઉતાર્યો—સ્નાન કરવા માટે કાઉંટેસ વિવસ્ત્ર થઇ બેઠી. હાલી સ્થિતિ તેણે આરસાની અંદર પ્રતિબિંબ રૂપે ઘણા સમય સુધી નિહાળી પ્રતિબિંબનું અવલોકન કરી તૃપ્ત થયા પછી તે સ્નાન કરવા માટે તે લાંબા પીપમાં જઇને બેઠી.

"તું પણ મારી પ્રમાણેજ પોષાક ઉતારીને વિવસ્ત્ર થા." તે તરુણ કુમારિકાને 'કાઉંટેસે' નરમાસથી કહ્યું. 'કાઉંટેસ'ના આ શબ્દોથી કુમારિકાને ઘણું આશ્ચર્ય લાગ્યું પરંતુ ત્હેને પ્રથમથી એવી રીતે સમજાવામાં આવ્યું હતું કે "કાઉંટેસનો" સ્વભાવ ઘણોજ વિચીત્ર છે અને તે કંઇ કરવાનું કહે તે કરવુંજ જોઇએ. વિરૂદ્ધતા દર્શાવવા જતાં પહેલાંજ તે પ્રાણ લેઇ લે છે. અર્થાત તે બિચારી કુમારિકા પણ વિવસ્ત્ર થઇ. વિવસ્ત્ર સ્થિતિમાં પણ તે રોમન કન્યા ત્હેના પુરાણમાં વર્ણવેલા સૌંદર્યની મૂર્તિમંત પ્રતિમાંજ દેખાતી હતી, અને ત્હેના રૂપ સૌંદર્ય તરફ 'કાઉંટે'સ મત્સર બુદ્ધિથી જોવા લાગી. 'જો પેલી માળા સ્હેજ ઢીલી કર; ફાંસો આવે તેમ છે." પુતળાના ગળામાંના કંઠા તરફ આંગળ કરી 'કાઉંટસે' તે કુમારિકાને કહ્યું.

આગળ પોતાનું મરણ આવીને ઉભું છે. એ શું આ બિચારી નિર્દોષ કુમારિકાને માહિત હતું ! તે નિઃશંકપણે એ પુતળા પાસે ગઇ અને તેના કંઠમાંની માળા ઉપર પોતાનો હાથ નાંખ્યો. તરતજ પુતળાના બે તીક્ષ્ણ હાથોએ કુમારિકાના કમળ સમાન કોમળકરને દબાવ્યો—ઘા કર્યો. કુમારિકાએ બૂમ પાડી. પરંતુ તે બિચારીની મદદે ઇશ્વર આવવાને પણ અસમર્થ હતો ! ધીમે ધીમે આખા પુતળાના દરેક ભાગો ચક્કર ચક્કર ફરવા માંડયા અને કુમારિકાના શરીરને લોહી લુહાણ કરી મુક્યું !

તરતજ 'કાઉંટેસે' પોતાનાં ગુપ્ત કાર્યોથી માહિતગાર 'કોવી' નામની સ્ત્રીને બૂમ પાડી બોલાવી. 'કોવી' 'કાઉંટેસ'ની ઘાતકી સેવામાં હાજર થઇ. કુમારિકાના શરીરમાંથી વહી જતા લોહીને એક મ્હોટા ઘડામાં ભરી લઇ 'કાઉંટેસ'ની આજ્ઞાઅનુસાર 'કોવી'એ પીપમાં રેડયું ! અરેરે રાક્ષસીણી 'કાઉંટેસ' ! નિર્દોષ કુમારિકાનું બાળીદાન લઇ ત્હેના રૂધિરથી સ્નાન કર્યું પણ ! રાક્ષસ

હૃદયમાં દયાનો સંચાર ક્યાંથી થાય? આવો પ્રકાર નિત્યના અનુભવથી 'કાઉંટેસ'ને હવે નજીવોજ લાગતો હતો.

ઇશ્વરી કાયદો વિચિત્રજ હોય છે! એક દિવસ પછી એક કલાક પછી અરે એક મિનિટ પછી શું થશે હેનું મનુષ્યને જ્ઞાન હોતું નથી! તેથીજ તે પાપ કર્મમાં પ્રવેશ કરે છે! જે વખતે 'કાઉંટેસ' કુમારિકાના લોહીથી સ્નાન કરતી હતી તે વખતે મુખ્ય દ્વારનો દરવાજો કોઇ ઠોકતું હોય એમ અવાજ થવા લાગ્યો; તથા તરતજ 'કાઉંટ પૅલેટાઇન પધાર્યા છે; એકદમ દરવાજો ઉઘાડો.' એવો હુકમ પણ સંભળાવા લાગ્યો. "કાઉંટેસ" જલદીથી પોતાનાં વસ્ત્રો પહેરવા લાગી, તથા "કોવી" કુમારિકાના શબને ગુપ્ત દરવાજામાંથી લઇ જઇ ફેંકી દઇ તરતજ બને હું રાક્ષસી કૃત્ય જેમ બને તેમ જલદીથી છુપાવવાનો યત્ન કરવા લાગી બ્હારનાં માણસો ઠોકાઠોક કરી રહ્યાં હતાં. 'હું નગ્ન સ્થિતિમાં છું, એવી સ્થિતિમાંજ શું હું દ્વાર ઉઘાડું?" એવું 'કાઉંટેસે' કંઇક ગુસ્સામાંજ કહ્યું. 'કોવી' એ પ્રેતની ઉતાવળથી વ્યવસ્થા કરી દીધા પછી દ્વાર ઉઘાડવામાં આવ્યું. તરતજ 'કાઉંટ' અંદર પધાર્યા. હેમની સાથે 'કાઉંટેસ'ના બે જમાઇ અને એક લશ્કરી સિપાઇઓની ટુકડી હતી.

ગુપ્તદ્વાર વિગેરે છુપાં સ્થળો બારિકાઇથી તપાસ કરતાં માલૂમ પડી આવ્યાં તેમજ કુમારિકાનું શબ પણ મળી આવ્યું. 'કાઉંટેસ'ને અને તેના સોબતીઓને એકદમ કેદ કરવામાં આવ્યાં અને તેમના ઉપર આરોપ મુકવામાં ગરીમાંના મ્હોટા ઘરમાંના માણસો હોવાથી 'કાઉંટેસ'ના ગુન્હા બદલ દયા દૃષ્ટિ રાખવા માટે આ ન્યાય પ્રિય રાજા સાહેબે જ્યુરીને સૂચના કરી હતી.

'જ્યુરીની તપાસ તારીખ ૨ જાન્યુઆરી ૧૬૧૧ ના દિવસથી શરૂ થઇ. 'કાઉંટેસ'ના કિલ્લાની તપાસમાં મળી આવેલા પત્રો ઉપરથી વૃદ્ધાવસ્થામાં તરુણ દેખાવાની; પોતાની હોંશને લીધે તેણે ૬૫૦ સુકુમાર કુમારીના હાલ હવાલ કરી પ્રાણ લીધા છે એવું સ્પષ્ટ માલુમ પડી આવ્યું. 'કોવી' બાઇએ પોતાની જુબાનીમાં આ ખુનોની ઘણીજ હૃદય દ્રાવક હકીકત જાહેર કરી છે; તેની જુબાનીના આધાર ઉપરથીજ આ હકીકત પ્રકટ કરવા હમે શક્તિવાન થયા છીએ.

'જ્યુરી'ના નિકાલ પ્રમાણે 'કોવી' અને 'ડાર્કો' બન્નેને પ્રથમ તેમના હાથ પગ કાપી નાંખી બાળી નાંખવામાં આવી. 'ફિક્ઝા'નો ફક્ત શિરચ્છેદ કરવામાં આવ્યો. તેને અધિક શિક્ષા શા માટે ન કરવામાં આવી એ બાબતનો કોઇ પુરાવો મળતો નથી. હકિમ સાહેબ ન્હાસી જવાથી— અગાઉ આવી પડનારા સંકટની ખબર પડવાથી કે કેમ—કાઉંટના આવતાં પહેલાં પલાયન કરી ગયા હતા!

મુખ્ય ગુન્હેગાર જે 'કાઉંટેસ' હેને જીંદગીભર કિલ્લાની અંદરજ કેદ રાખવાનો હુકમ થયો. આ શિક્ષાને શિક્ષા કહેવાય કે કેમ તે શંકાયુક્ત છે. કારણ કિલ્લાની અંદર હેને સંપૂર્ણ સ્વતંત્રતા હતી.

આ અઘોરી, ક્રુર, નિર્દય 'કાઉંટેસ' ઇ૦ સ૦ ૧૬૧૪ના ઑગષ્ટ માસની ચોવીસમી તારીખે પોતાનાં પાપ કૃત્યો સાથે લઇ યમપુરીને શરણ થઇ. તે સાથે હમારા આ ટુંક લેખનો પણ અંતકાળ આવ્યો!

સમાપ્ત.

# She.



What shall I match thee to? The lily fair?
Yes, fair in form it is, but then its life
It draws from off the mould'ring culture there!
O! vain for glory is the flower's strife!
For cankered are its leaves, though smooth to feel
The hideous worms entwine its roots unseen.
O fair impostor! these do go to seal
My judgment of what all in thee is mean!
But She? so plain, in plainness richly pure,
Untinctured, free from all deceatful art,
She blooms in grace, from envy's tooth secure,
Within the sylvan bowers of my heart.
Parfumes and makes her lover's home and hearth
Like unto Eden on this mortal Earth.

**Nazook.**



## Lost Heart.

Sagacious my dear heart, Abandonment you made my;
Keen thou wast too much, Relentless heart did fly,
Image your unable to remove, Paragon can not have your;
Abrogated you have me why Unable to say you more.
Lay is reprimand of mine And pray God to bless her I;
Repose God give you may Relict mother your do cry.

**Chaman.**



## નોકરીના ઢકેલા ! તકદીરની તાસીર ! અને ભરપુર ખજાનો કયાંથી મેળવશો ? !



વાંચક વાંચ ! અને મેહનતનો ખજાનો મેળવવા માટે નાચલાં લખાણ તરફ તારૂં ધ્યાન પુગાડ, થોડે પૈસે મોટો વેપાર ! સુખવાસી ધંધો અને હિંદુસ્તાનની દિલખુશ સેહેલઘાહ તે શું **સીનેમેટોગ્રાફ**

બસ હવે જલદીજ જણું જછે. અને આખા હિંદુસ્થાનમાં સૌથી વધુ જાતના સીનેમેટોગ્રાફ તથા ફીલમોનો મોટો જથ્થો રાખનારને મળવું છે.

પણ કયાં ?



## કાલબાદેવી,
## કે. એ. શેઠનાની કંપની.

હિંદમાંથી હજારો રૂપીઆ કમાઇ આપનાર ઉંચા સીનેમેટોગ્રાફ ૧૦૦૦૦ ફીટ સાદી તથ[ા રં]ગીન ફીલમો, હાઇ પ્રેશરની લાઇમ-લાઇટ સાથનો કંપલીટ સીનેમેટોગ્રાફ, રૂ૦ ૧૨૦૦ સુધીનો.

"જાત્રાળુ સીનેમેટોગ્રાફ" "એમ્પાયર મશીન". ૫૦૦૦ ફીટ સાદી તથા રંગી[ન ફી]લમો, ૩૦૦૦ કેન્ડલ પાવરની હાઇ પ્રેશરની લાઇમ લાઇટ સાથે, કંપલીટ રૂ૦ ૫૦૦ સુધી.

વીજળીક બત્તીથી થીએટરમાં ચાલતો સીનેમેટોગ્રાફ, એમ્પાયર મેલટેસ ક્રોસ સીનેમેટોગ્રાફ [...]થા પાથે સીનેમેટોગ્રાફ, ૨૫૦૦૦ ફીટ સાદી, કોમીક તથા રંગીન ફીલમો, હાઇ પાવર આર્ક લેમ્પ [ડી]સ્ટ્રીબ્યુશન, બોર્ડ, ફાયરપ્રુફ, લેટેસ્ટ સ્ટાઇલની કેબીન, તથા તેની બીજી સંપૂર્ણ ચીજો સાથે કંપલીટ રૂ૦ ૨૫૦૦ સુધી.

તે ઉપરાંત જાત જાતના સીનેમેટોગ્રાફ, રેકોર્ડસ, હારમોનીયમ, હાઇ પાવર લાઇમ-લાઇટ, ઇલે[ક્ટ્રી]ક આર્ક લેમ્પો, ફોનોગ્રાફ તથા તેને લગતો દરેક સામાન.

છેલ્લી શોધના અને નવી સ્ટાઇલના કેરોસીન ઓઇલ તેલથી વર્ક કરતા પંખાઓ, જેમ[ાં ...]ર કલાકે માત્ર ૧૦ પાઇનું તેલ બળે છે વાસ મુદ્દલ નથી, બીજા સાધનોની જરૂર નથી, [...]૪ મીનીટમાં ૩૭૫ રેવોલ્યુશન ફરે તે જોવા માટે ખુલ્લા રાખ્યા છે.

[લ]ગ્નો શાદી, પારટીઓ, મેલાવડામાં સીનેમેટોગ્રાફના ખેલો રંગીન ફીલ્મોથી થોડી ફીમાં [...]જવી તમારા તમાશબીનોને ખરેજ ખુશ કરશું.

**તે માટે મળો અથવા લખો.**

ટેલીગ્રાફ એડ્રેસ. "[...]વીનર."

ના૦ ૧૪૩ કાલબાદેવી રોડ—મુંબાઇ.

---

# એક ભૂલ—જીંદગીભર ધૂળ.

( એક ટુંકી વાર્તા. )

ગુલશન માટે ખાસ.

( લખનાર—સોલન. )

ખાન બહાદુર ખરશેદજી પટેલ ગંભીર માંદગીને બીછાને પડયા હતા. તેમની ખીદમતમાં એક નર્સ રહી હતી જે તેમની રાત દીવસ ખડે પગે માવજત કરતી હતી.

"હાં આવ! કાંઇ ગઇ?" ખરશેદજીએ બીછાનાપરથી એક તરાપ મુકયો. "વરી ફેધાઇ ગઈ કે?"

બેશી નર્સ તુરતજ બીછાના તરફ દોડી.

"જરાક મને ઉંચકીને બેસાડ" બુઢ્ઢાએ ફરમાવ્યું. "ઘડીઆળમાં જો કેટલા વાગ્યા?"

"પાંચમાં પાંચ કમ છેજી," નર્સે ઘડીઆળ જોઇ ઉત્તર વાળ્યો.

"સેર! હમેશાની એની આદત ગઇજ નહી. બધા વકીલો એવાજ! એને ખબર છે કે હું કદાચ આજની રાતથી નહી કહાડું, તો બી એને દરકાર કાંઇ છે! એથી મારી સામે થવા બધા સાથે ભળી ગયલો લાગે છે. બસ બધે બધ દુશ્મનોજ!"

નર્સ દવાનો એક ડોઝ લઇ તેમની આગળ આવી.

"ખરશેદજી બાવા, આપ જરાક પી જાઓ, તમારૂં ઉશ્કેરાયલું મગજ જરા શાંત થશે ને મનને રાહત મળશે."

"મારાં બેજાં પર હું હમણા દવાની અસર કરવા માંગતો નથી. મને હમણાં ઘણું અગતનું કામ છે. જે કામને સારૂં મારે બેજું તદન સાબેત રાખવું જોઇશે. જા, કોઇને પુછની કે વીકો આવી મુવોછ કે નહી."

નર્સે બટન દાબ્યું જેના જવાબમાં એક નોકર તરતજ ત્યાં આવ્યો.

"વીકાજી વકીલ આવ્યાછ કે રાગા?" નર્સે પુછ્યું.

"નહીજી. હજુર નહી આવેલા."

"ઉ ઉ ઉં ઉં!" બુઢ્ઢાજી બબડ્યા." હું ધારૂંછ કે એ બી મારી સામે તાગડો રચવામાં સામેલ થયેલો છે. મને પીગળાવવા માંગેછની? પણ આ તરફ હું છેઉં. વરસો થયાં મેં મારી છાતી ધાડી કીધીછ- એ વીકો હજુ કેમ નહી આવી મુવો!"

બુઢ્ઢા વીકાજી વકીલ તેમના કુટુંબનો વકીલ થનો હતો. વીકાજી ઘણાજ માયાળુ અને નરમ દૈયાંના હતા. ઘણી વખતે તેમને રૂસ્તમની (ખરશેદજીના બેટા) પક્ષ ખેંચી હતી અને તેમ કરી બુઢ્ઢાજીની ખફગી વકીલ પોતા તરફ ખેંચી લીધી હતી.

"મેહરાં ત્યાં આવ."

મેહરાં (નર્સ) તુરતજ ત્યાં બીછાનાં આગળ આવી.

"પીકાજીને આજે શાને વરે બોલાવ્યોછ તે તું જાણેછ કે ? ડાકટર કેહછ કે હવે મારાં પાણી ભરાઇ ચુકાંછ. પણ એને ખબર નથી કે અમારા કુટુંબમાં એમ જલદીથી કોઇ મરી જતું. નથી હજુબી હું થોડાં વરસ જીવશ. તો બી કાલનો ભરૂસો નથી ની, તેથી પકકે પાયે કામ કરી રાખવા માંગુંછ. હું તો જાણું કે પેલો દુકતો પરતાશે, ને તેનેજ લીધે હું એટલો વખત થોભ્યોબી ! પણ છટ, મારે એનો વિચારબી શાનો કરવો જોઇએ ? મારે મનસે એ હવે મારો દીકરોજ નથી. એ પોતાનીજ જીદને વળગી રહ્યોછ—હુજ્જતી પોર્યો. તું એની વાત જાણેછ કે નહી ?

"મારો છોકરો મને નાફરમાન નીકળ્યો ! અમારી પાસે જેમીસનવાળાં રહેછ તેની છોકરી પેરીન સાથે એનું બધું નકકી થયલું. કેવી ગજબની અમારી બન્ને એસટેટો જોડાઇ ને એક થને! તો એ સ્ટુપીડ જેવો તેને તરછોડીને નાહસી ગીયો ને કોઇ ગરીબ ગમાર જેવી દુક્તી સાથે પરણ્યો. પછી ત્યાં આવ્યો ને મને બધી વાત કહી. એમજ જાણીને કે હું એને માફ કરશ ને એની પેલી કેહવાતી બીબારડી ઉંચકીને ત્યાં ખુલ્લે દીલે આવકાર આપશ ! કેહજે પેરીનને હું ચાહતો તો નહી ! ફુહ! પ્યાર સાથે મને શું કામ હતું ? પ્યાર ! મારા મનમાં તો ગજબની યોજના રમી રહેલી હતી. માનુસ કંઇ પ્યારને ખાતર પરણતા નથી—"

ત્યાં તે જોસથી હાંસવા લાગ્યો. હાંસવાથી તેનું અંગ ધ્રુજવા લાગ્યું. મેહરાંએ તેને તકયા આપીને વધારે તકે બેસાડયો.

"તમે હમણા વધી વાતચીત ના કરો, ખરશેદજીબા ! તમુને હાંસ થઇ આવેછ. તમારે એમ ઉસ્કેરાઇ નહી જવું જોઇએ."

"હું મારે ગમશે તેમ કરશ. મારું માથું ઘણું દુખેછ."

મહેરાંએ પોતાનો નાજુક હાથ બુઢ્ઢાજીનાં કપાળ પર ફેરવ્યો. જાણે તેણીના હાથમાં કાંઇ જાદુ હોય તેમ બુઢ્ઢાજી કાંઇક શાંત થયલા દેખાયા. અને તેમનો હાંસો પણ લગાર દપટ પડયો.

"ખરું કેહુંછ એ દુકતો એક તદન નિર્ધન કુટુંબમાં પરણ્યો. ખાનદાન બી નહી ને કંઇ ખુબસુરતી પર લોભાઇ ગયો. પૈસા વગર ખુબસુરતીને શું કરે ? મેં એને મારાં ઘરમાં આવકાર આપવાની સાફ ના પાડી."

"જોવ બાવાજી તમે એને એક વખત જોવ તો પછી તમે જરૂર એને માફ કર્યા વગર રહેશો નહી," તે દુકતો મારી આગળ બોલ્યો. "ફુહ ! એ એમજ જાણે કે હું ખુબસુરતી જોઇને મારો ઠરાવ ફેરવશ."

"ઘણી વાત ના કરોજી. તમોને પોતાને નુકશાન થાયછ."

"તેમાં તને શું છે ? તું એક પગારદાર નર્સ છે પણ હું મરૂં કે જીવું તેની સાથે તુંને શું નીસ્બત ? તું તારું કામ કર. તું તો એમજ જોતી હશે કે હું વધારે દહાડા જીવું તો તારો વધારે પગાર પાકે !"

"શું તમુને કોઇ માટે બી સારો વિચાર તો છેજ નહી કે ખરશેદજી બા ? શું તમારી દુન્યા પૈસામાંજ સમાઇ ગઇછે ?"

"હા, હા. દરેક માણસનો હાથ મારી સામે છે ને મારો હાથ દરેકની સામેછે. હા, પણ હું શું કેહતો તો જો ! હા ! પેલા દુકતા રૂસ્તમ વિશે હું વાત કરતો તો. શું થયું ? પેલો વકીલ આવી મરેછ કે નહી ? કોણ જાણે ક્યારે આવશે. નખ્ખોદ ગીયાંઓ બધાંજ મને સતાવેછ."

ત્યાં તેઓ જરાક થોભ્યા.

"મેં તેઓને સીધો રસ્તો બતલાવ્યો. જા, તારી જીયરી પીયરી ભીખારડી બૈરીની સાથે," મેં કહ્યું. "ને તેની સાથે ભુખમરામાં તારા દહાડા પુરા કેર! મને કંઇ તારી દરકાર ન થી. ફરીથી મને તારૂં કાળું મોહડું બતલાવતો ના. ખરૂં કહુંછ, એ તો એક ભૂંડની માફક છેડાયો ને મારો સરો પરો રાખ્યા વગર જેમ ગમે તેમ બોલ્યો. નકરો જાણે બાપ! મને તો એવી ચીઢ ચઢી કે એક લાત મારીને ઓર ડામાંથી બહાર કાઢી મુક્યો. લાત બી સજ્જડ ની પડેલી હં કે! બેશુદ્ધ હાલતમાં નોકરોએ એને ભોંયપરથી ઉંચક્યો. ઘણુંજ સરસ થયું! એને તો એમજ જોઇએ. એ પરી તુને શું થઇ આવ્યું? મારૂં માથું બધું ધમધમાવી મુક્યું ની?"

"હું ધારૂંછ કે તમે ઘણીજ ધાટકી વર્ત ણુક ચલાવી. તમે ઘણાજ ખરાબ છેઓ."

"ચપ, વધારે પટપટ નહી જોઇએ. હું તારો શેઠ થાઉંછ! વધારે પતરાજી કીધીછ કે ની તો ત્યાંથી ખરતી આપવી પડશે. મુંગી મું ગી હું જે બોલું તે સાંભળ્યા કર. મેં સોગંદ ખાધાછ કે જે દહાડે એ મારી મરજીની સામે થયો તે દહાડો એને બરોબર યાદ રખાંઉ. મારો એણે હુર્મો કીધો? મારી લેવ રી દાનાદાન કીધી! હું—હું ખાનબહાદુર ખ રસેદજી પટેલ! અરે મેં આય પેરીન સાથે એના લગનનો દહાડો બી મુકરર કરેલો! કેવી અમારી બે એસટેટો જોડાઇને એક થતે! મને એણે ગધેડામાં ખપાવ્યો. નશામાં હું જેમીસનવાળાંઓ સાથે અથડી પડયો. જમશેદ જી સાથે મને નાહનપણથીજ દોસ્તી તે આ ગુંડણ જેટલા દુકતાથી તુટી! પણ મેં બી એનો ખાર લીધોછ. હું બી શું કામ મારો દાવ છોડું? એને એક અડધી બી નથી આપી જવાનો! મને માલુમ પડયુંછ કે હાલમાંજ એનો અવતાર એવો થઇ ગીયોછ કે બોલવાની વાત નહી. કંઇ નહી. એને તો એવુંજ જોઇએ. હું બી તો ખરોજ કે એને પાઇ પાઇનો મોહતાજ રાખું!"

"મને તમારી એવી વાત ના કહો," મેહરાં બોલી. "તમારી એવી નિર્દય અને જા- નવરની ખાસ્યતની વાત હું સાંભળવા માંગતી નથી."

"હેં હેં હેં! જાને બાપ લાખ ચાલીસ ની દીકરી! અરે બેસ બેમ, મુંગી મુંગી. હું તને પગાર આપુંછ કે તું મને આપેછ? જે વાત લાવીછ તે! તુંને સાંભળવુંજ પડશે. પૈસા તુંને શાના આપુંછ? કામને વરે! ને આય બી કામનો એક ભાગજ છે. સમજ નાદાન દુકતી, મેં એ દુકતાને મારાં વીલ માંથી રદ બાતલ કીધોછ, ને મારૂં બધું એના કાકાના છોકરા કાવસને આપ્યુંછ. ચાર લાખ રૂપ્યા તો રોકડા છે ને વળી એસટેટો જુદી! કેમ મોંનામાં પાણી છુટેછ કે? જોયું એ નાદાન દુકતાએ પેલી ભુખરીબારસ છોકરીને પરણીને કેટલું ખોયું તે? એ કોણ વીકો આવ્યો કે?"

"છોટ ને નામનો ટેલીફોન આવેલો" નોકરે આવી કહ્યું.

મેહરાં તુરતજ ટેલીફોન શાનો આવ્યો તે સાંભળવા ગઇ.

"મી૦ પીકાજી ટેલીફોન કરેછ કે તેવન- ની તબ્યત બગડેલી છે; પણ તે છતાં તેઓ આવશે, પણ આવતાં વખત લાગશેજી."

"જલદી આવશે તો સારૂં, નહિ તો ગામમાં વકીલોનો કાંઈ ટોટો નથી. મારે ઘણી ઉતાવળ છે. જે કરવા ધારુંછ તે જલદી કરવું જોઇએ. પોરી તું જાણેછ કે હું શું કરવાનો છેઉં તે? હું હમણાંજ જરા વીચારમાંજ છેઉં. એ કાવસ સાથે મને ખટપટ થયલી, તેથી એને મારા પૈસા આપી જવા કે નહિ તે વિચારમાં છેઉં. મેં બીજીજ ખ્યાલ કીધો છે.

હું બીજું નવું વીલ બનાવવા માંગુછ તેથીજ વીકાછ ક્યારે આવશે તેનીહું વાર જોઉંછ."

બૃઢાજીએ તકીયા તળેથી એક મોટું એનવીલપ કહાડયું અને તે મેહરાંને આપતાં કહ્યું,

"લે આને બાળી નાંખ! જલદી કર! વીકો આવે તે અગાઉ બળીને ભસ્મ થવું જોઇએ."

ખરશેદજી સગડીમાં વીલ બળતાં તપાસતો બેઠો.

"ચાલો ઠીક થયું" વીલ બળી રહ્યા પછી બૃઢાજી બોલ્યા. "મારૂં જે કંઇ છે તે એક ઘણાંજ સરસ કામમાં વાપરવા આપી જઇશ!,"

"વારૂ એમ ધારો કે આપ તમારો છોકરો જે-જે બૈરી સાથે પરણ્યોછ હતે-તે બૈરી માર્ગમાંથી દુર થાય તો તમે તેને એટલે તમારા છોકરા માફ કરો કે? કદાચ આપ બૈરીને ખબર નહીં હોય કે તેના વરનો બાપ તેને એવી રીતની સજા કરશે. કદાચ તેણીએ એવું ધાર્યું હોય કે વખત જતાં તમે નરમ થશો. પણ જો તેણી હમણા મરી જાય-જો તેણી એના માર્ગમાં વધુવાર નહી આવે તો હું તો અમથું પુછુંછ-તો તમે કંઇ તમારો વિચાર ફેરવો કે?"

"નહી, કદી નહી," બૃઢાજી ગુસ્સાભેર બોલી ઉઠયા, "તું શું જોતી નહી કે એ હુકતી જો વચ્ચે નહી આવી સુંઇ હોતે તો અત્યારે તો એ પેરીન સાથે પરણ્યો હોતે? હવે શું કામ લાગે? પેરીન તો પરણીગઈ ગઇ. મારો તો એવો પ્લાન હતો કે આ બે એસ્ટેટ જોડાઇને એક થાય ને મને તેમાં લાભ થાય. એને હું કદી માફ કરવાનો નથી. એણે મારી સામે ગુનાહ કીધો. એને એની મુર્ખાઇની કિંમત આપવીજ પડશે. એ ત્યાં પોતાની બૈરીને મુવેલી કાંય નહી મારી આગળ લાવે, પણ હું કંઈ પીગળવાનો નથી."

રૂસ્તમ પટેલ આપણી વાર્તાની આ નર્સ મેહરાં મસાની સાથે પરણ્યો હતો. તેઓનો મેલાપ એક અકસ્માતને આભારી હતો. એક દીવસ મેહરાં પગે ચાલતી જતી હતી તેટલામાં રૂસ્તમની ગાડીની અડફટમાં આવતાં સહેજમાં બચી ગઇ. ત્યારપછી તેઓ રોજ બરોજ એકમેકને મળવા લાગ્યાં. અને પછી દોસ્તીએ પ્યારનું રૂપ પકડયું. અને અંતે તેઓ પરણ્યાં. પૈસાનો સવાલ તો હતોજ નહી. પણ જ્યારે તેણીએ જાણ્યું કે રૂસ્તમ સાથે પરણવાથી રૂસ્તમને તેના બાપે વારસા હિસ્સામાંથી બાતેલ કીધો ત્યારે તેણી ખરે મને રૂસ્તમ માટે દલગીર થઈ.

રૂસ્તમ એક વેપારીની ઓફીસમાં નોકરીએ રહ્યો, પણ તેની તબ્યત દીનપર દીન લથડવા લાગી એટલે નોકરી છોડી દેવી પડી. હવે મેહરાંએ નર્સ તરીકે કેયે નોકરીએ રેહવા માંડયું અને તે માટે તેણીએ પોતાના ડોકટરને કહી રાખ્યું હતું જેથી ખરશેદજી પટેલ શીક પડવાથી ડોકટરે તેણીની જો મરજી હોય તો ત્યાં જવા કહયું જે મેહરાંએ કબુલ કીધું. તેણીની એવી મતલબ હતી કે બૃઢાજીની સારી રીતે માવજત કરી, તેમને ખુશી કરવા, યાને તેણીની માવજતથી ખુશી થાય ત્યારે તેણી કોણ હતી તે જાહેર કરવું.

અઠવાડયાં સુધી ખડે પગે મેહનત કરતાં રૂસ્તમને માટે અસેમસે તેણીએ વાત છેડી પણ ફોકટ, બૃઢાજી તો પોતાનાં મતને ચીવટાઇથી વળગી રહ્યા હતા. હવે તો તેમણે મેહરાંને તેમની હાજરીમાં રૂસ્તમનું નામ લેવાની પણ મના કરી હતી. પણ આજે તેણીએ એક છેલ્લી કોશેશ કરી જોવાનો નિશ્ચય કર્યો, જેનું શું પરિણામ આવ્યું તે તો આપણે ઉપર જોઈ ગયા છીએ.

"ખરશેદજી બા, તમે ઘણાં શીક છેઓ તે તો તમે જાણોછ કેની?"

"શીક? હું શીક! છટ, છટ. છોકરી! હું તો સારી પેઠે છઉ એ તો ડાકટરોએ મસલત કરીને મને ત્યાં સુવાડી રાખ્યોછ, અને એક આમાં હું શીક હોઉં તેથી થયું શું? અમે પટેલવાળાઓ કંઇ એટલા જલદી મરતા નથી."

"ધારો કે આજે રાતે તમે મરી જાઓ તો ખુદાને તમારી ચાલ માટે શું જવાબ દેશો? હું તમારા છોકરા માટે પુછુંછ. તમે મને એની

વાત કહી. મને એમ લાગેછ કે હું તેને ઓળખુંછ—કદાચ તે હમણા ભુખમરાએ રીબાતો હશે. જે પૈસા તમે નાંખી દેઓછ તેમાંના થોડાને માટે તે ટળવળતો હશે !"

"મરવા દે તેને ! તેણે મને તરછોડયો કેની ? મને ગધેડો બનાવ્યો કેની ? જો હીસાબ માંગવામાં આવશે તો હું તે આપશ; જેમ હાં દુન્યામાં ઈન્સાફ છે તેમ ત્યાં બેહસ્તમાંભીછે."

પણ—પણ શું તમે તેને માફ નહી કરો ? ઘણું મોડું થાય તે અગાઉ ? કદાચ એ પસ્તાતી હોય કદાચ એ તમારી આગળ માફ માંગતો આવે ! તે પોતાની પરણેતરને હાંકી કહાડવાને કબુલ થાય. જો તેણી એમ ધારતી હોય કે તેની અને તેના પૈસાની વચ્ચે તે હરકત સમાન છે તો તેણી ખુશીથી ચાલી જશે."

"જારે, કંઇ ખોદાય ખોદાય કર. વળી એ છોકરી એટલી સુમારી કેની તે હાથમાં આવેલો શિકાર જતો મુકે ! શું નરમ ધી જેવી વાત લાવીછ !"

"પણ તમે કેમ જાણ્યું ? તમે તો નહી હમણાંજ કહ્યું કે તેણીને જોવાની તમે ના પાડી ?"

"જાણે શું ? વરી બધાં બૈરાંજ એવાં ! હવે તું મુંગી રહેછ કે નહી ? તે કસરેવજ દદા તારી કોઈ ઓળખાણની તો તો નથીની ? તું ત્યારની વાત થઈ એની બીક કેમ લેઇ બેઠીછ ?"

"હું કંઈ તે બૈરીનો વીચાર નથી કરતી. હું તો તમારો દીકરો—તમારા એકપુરા દીકરાનો વીચાર કરૂંછ. ખરશેદજીબા, ઓહ તેને માફ કરો !"

"શું પેલી કાવતરાબાજ દદાને ખરચવા સારૂં એને પૈસા આપી જેઉં ? અરે ઘેલી, જો મારા કોઇ કામથી એના મોંહમાંથી અન્ન પણ જતું રેહેતું હોય તો તે કામ હું ખુશીથી કરૂં અને વળી ઉપરથી ખડખડ હસ્યા કરૂં. એ આજે પેલો બૂઢો ગ્રાહસ આવેછ કે નથી આવવાનો ? નખ્ખોદગીયાને આજે શું થયુંછ. ?"

હજુ તો તેઓ બોલી રહેલું તેટલાંમાં બારણાંપર કોઇએ ટકોરા માર્યા.

"અંદર આવો કોણ છેઓ. વીકાજી કે ?"

"કેમ શું થયું વીકાજી તમને ? કેટલું મોડું કીધું ?" બુઢ્ઢાજીએ કહ્યું. "મારા જેવા આદમીને ખોટી રાખવાની તમારી મતલબ શું ?",

"હું ઘણો દીલગીર છું મી૰ ખરશેદજી, પણ મારી તબ્યત આજે ઠીક નથી. આજે સહવારનો મારો જીવ ફર્યાં કરેછ ને કંઇ સુઝતું નથી."

"ચાલો વેહેલા, વખત ખોહવાનો નથી. કામપર લાગો. મારે તમારૂં એક કામ છે જે તમુંને ——"

હવાં વીકાજી ધપ દેતા કે એક ખુરસીપર પડી ગયા અને એક હાથ પોતાની છાતીપર મુકયો. મેહરાં તેમની બાજુએ દોડી ગઇ.

"મી૰ વીકાજી, તમે રીક છેઓ. તમારી તબ્યત ઠીક નથી, તમને કંઈ જોઇએછ ?"

"નહી, દીકરી, કંઈ નથી જોઇતું. એ તો મારૂં દરદ એકાએક એમજ જોર કરી આવેછ મને તો એનો આશરમ પડી ગયલો છે. મારૂં હાર્ટ લગાર વધારે તકલીફ આપેછ. આહ ! હવે તો હું તદ્દન ઓલ રાઇટ છેઉં. તું કંઇ ફીકર ના કર !"

"તમારી તબ્યત ઠીક નહી હતી તો હોમીને કાંય નહી મોકલ્યો ?" બુઢ્ઢાજીએ પૂછ્યું.

હોમીને તો એકાએક બહારગામ ઉપડી જવું પડયુછ. મેં તમારૂં કામ હમેશ કીધેલું છે. અમારે માટે એવું કહેવાયછ કે પટેલવાળા ખીદમતમાં મરતાં મરતાંબી હમે આવીશું. કેમ તમે શું કરવા માંગોછ ?"

"કામ, મેહરાં જરાક ઓરડામાંથી બહાર જા, અડધો કલાક પછી આવજે ને આવે ત્યારે શાક્ષિ તરીકે બે નોકરોને લેતી આવજે. હવે વીકાજી—સબર એક મીનીટ નર્સ, પેલી નાની લખવાની ટેબલ હાં લાવ......................
......ચાલ, બસ ઘણું થયું. હવે જા."

"મી૰ ખરશેદજી ઓદાને ખાતર દયાળુ થજો" ! મેહરાંએ જતાં જતાં કહ્યું.

"તું જા હવે, મુંગી મુંગી, એ જેટલો મારી તરફ દયાળુ છે તેટલો હુંબી થવશ, જા મારી ધીરજની હદ આવી રહીછ !"

અને ભારી પગલે તેણી હેઠળ ગઇ અને ઓરડામાં ફેરા ફરવા લાગી. "આ સઘળાનું મૂળ કારણ હું પોતેજ છેઉં," તેણી બબડી. "હું જો વચમાં નહિ આવી હતે, તો રૂસ્તમ પેરીન સાથે પરણ્યો હતે, અને ત્યારે તો ખરશેદજીની પનાહમાં હતે. મારેજ લીધે તે બાપડો ગરીબ.ઈમાં અફળાય છે. ઓ ખોદા ! હું શું કરૂં ? બુઢ્ઢાને મેં ઘણા સમજાવ્યા, પણ એઓ સમજતા નથી. અંતે આજે વીલબી કરવા બેઠાછ !"

બરાબર અડધે કલાકે તેણી ઉપર ગઇ. જે નોકરોને તેણી લેતી આવી હતી તેઓને બહારજ ઉભા રાખી તેણી ઓરડામાં ગઇ.

"આહાહા ! તું આવી કે ? મેં તુને શાહિદો લાવવા કહેલા તે ક્યાં છે?"

"તેઓ આવેલા છેજી, પણ તેઓને અંદર બોલાઉં તે અગાઉ તમે તમારા દીકરાને માફ નહીજ કરી શકો?"

"નહીં, કદી નહી, કદી નહીં. ચાલ જલદી કર. બોલાવ તે લોકને અંદર ! વીકાજી એ તૈયાર છેઓની? બધું બરાબર છેની ?"

"હાજી બધુ તૈયાર છે. પણ સાહેબ ઘણું મોડું થાય તે અગાઉ આ મિસ નર્સ જે અર્જ ગુજરેછ તેમાં અનેબી સામેલ થવા દેઓ કે—"

"ચુપ રહે ? બોલાવ પેલાં માણસોને અંદર"

તેઓ અંદર આવ્યા અને પોતાના મોનને બીછાને પડેલા શેઠની રૂબરૂ બીહતા ધ્રુજતા ઉભા. ખરશેદજીએ બીછાના પરથી સહેજ ડોકીયું કહાડયું, અને વકીલે સ્ટીલપેન આપી તે હાથ લાંબો કરીને લીધી અને કાગળને છેડે અકકડ હાથે પોતાની સહી કીધી. તે માણસોએ વકીલના ફરમાવ્યા મુજબ પોતાના નામો શાહિદ તરીકે તે કાગળ પર લખ્યાં. વીકાજીએ તે વીલને એક મજબુત કવરમાં મુકયું અને તેને શીલ કીધું.

"ચાલો હવે તમે લોકો બહાર જાઓ— સમજેછ કે ? બહાર જાઓ. નર્સ ચાલ બારણું ઢાંકી દે. વીકાજી તું કે જે મારા પેલા કમિના દીકરાની હીમાયત કરતો તો ને તુંબી નર્સ—સમજ હું કેહુંછ તે મેં બધું નક્કી કીધુંછ. મારી એક બદામ એને મળશે નહી, મારૂં મગજ તદન ઠેકાણે છે. વિકાજી મને જવાબ આપ. હું હમણા મારી પૂર અક્કલ હુશ્યારીમાં છેઉં કે નહિ ?"

"હાજી સાહેબ."

"ઠીક. મેં એને વારસા હિસ્સામાંથી તદન રદ બાતલ કીધો છે. હીહીહી !" ત્યાં તે હસી પડયો, પેલું વીલ લીધું અને છાતીએ દાબ્યું.

હસતાં હસતાં તેણે એક દચકું ખાધું, એકદમ હસવાનું બંધ થઇ ગયું અને તકયાપર ઢબ થઇને પડી ગયો. નર્સ તુરતજ દવાઇની ટેબલ તરફ દોડી ગઇ. એક ડોઝ ગ્લાસમાં નાખ્યો, અને તે લઇને હજીતો તેણી આગળ જાયછ તેટલામાં તો તેનો દમ આખર થઇ ગયો.

ગભરાટની મારી મેહરાં ડધાઇને ખરશેદજીનાં શબ ગમ જોતી હતી તેટલામાં એક બીજોજ બનાવ બન્યો. વીકાજી પોતાના પગપર ઉભા થયા અને એક મોટી ચીચ્યારી પાડી. તેનો એક હાથ હાર્ટની ઉપર હતો. ચીચ્યારી પાડતાં સમેત તેઓ ખુરસીપર ઢગલો થઇને પડયા અને પડતાં સમેત પોતાનો પ્રાણ છોડી દીધો. મેહરાંથી આ દેખાવ જોવાઈ શકયો નહીં. તેણીની આંખે તમ્મર આવી ગયાં.

જરાક વારે તેણી શુદ્ધિમાં આવી. બે મરણ પામેલી લાસો વચ્ચે તેણી એકલી હતી. વિજળીની પેરે તેણીના ભેજાંમાંથી એક વિચાર પસાર થઈ ગયો.

પેલું આબાદ્યું કમબખ્ત વીલ કે જેનેથી તેનો ધણી સદાનો રખડી જનાર હતો તે વીલ ત્યાં તેણીની આગળજ હતું. એક કલાક અગાઉ મરનારના હક માન આપીને એક વીલ જેમાં રૂસ્તમના કાકાના છોકરાને બધુ મળનાર

હતું તે બાળી નાંખ્યું હતું તો કાં નહીં આ વીલથી તેણી બાળી નાંખે! જોનાર કોણ હતું! આ નવું વીલ બાળી નાંખે તો અસલનું જુનું જો હસ્તીમાં હોય તો તે અમલમાં આવે; અને જો વીલ નહી હોય તો મરનારનું સઘળું ધારા પ્રમાણે રૂસ્તમને મળે. આ ઉપરથી તેણીએ તે વીલ લીધું અને સગડી તરફ ગઇ. પણ તેણી સગડી આગળ જતાંજ સ્તબ્ધ થઇને ઉભી રહી. વીલ બાળી નાંખવા તેણીનું અંતઃકરણ ના પાડતું હતું.

"નહી નહી! હું તે કરીશકતી નથી! એ કપટથી પાપથી કાંઈપણ સુખ મળવાનું નથી. રૂસ્તમ ઘણો કાંકણો અને ટેક વાળો છે. ખુદા તારી મદદ! જે થાય તે ખરૂં!" તેણી બોલી. "હજી ગરીબાઇમાં રહેશું પણ આવી રીતે મેળવેલા પૈસાથી સુખ મળવાનું નથી." એટલું બોલી તેણી પાછી ટેબલ આગળ ગઇ. વીલ પાછું તેની અસલ જગ્યાએ મુકી દીધું, અને બારણું ઉઘાડી મદદને માટે મોટેથી બુમાબુમ પાડી મુકી.

ખરશેદજી પટેલને ગુજર્યાંને ચાર દહાડા પસાર થયા. આજે મરનારનું ચાહરમ હતું. ચાહરમની ક્રિયા પુરી થયા પછી સર્વ સગાંવહાલાં ઓ લાયબ્રેરીવાળા ઓરડામાં એકઠાં થયાં. કારણ આજે મરનારનું વીલ વાંચવામાં આવનાર હતું. બધાં હાજર હતાં. ફક્ત રૂસ્તમ પટેલ—મરનારનો દીકરો ગેરહાજર હતો. કારણ મેહરાએ પોતે કેવી હાલતમાંથી મુશ્કેલીઓ પસાર કરી હતી તે તેને તેણીએ લખ્યું હતું અને વળી ઉમેરે કહ્યું હતું કે તેને માટે જરા પણ આશા નહીં હતી. એટલે નામો ત્યાં આવી સગાં વ્હાલાંઓની હાજરીમાં આવવા તેને ગમ્યું નહી. મેહરાં ત્યાં હાજર હતે નહિ પણ મરનાર વકીલના આગ્રા હોમીએ તેણીની પર એક ચીઠ્ઠી લખી ત્યાં હાજર રહેવા ફરમાવ્યું હતું. તેથી સર્વ સગાંઓ બેઠાં હતાં ત્યાંથી જરા દૂર એક એકાંત ખુણામાં વીચારમાં ચિંતાતુર બેઠી હતી.

"મહેરબાન બાનુઓ અને સદ્‌ગ્રહો" મી વકીલે ચલાવ્યું. "તમો આજે મરનાર વીલ વાંચવાનું છે માટે હાજર થયાં છો અમારાં કુલ મરનાર ખા૦ બા૦ ખરશે પટેલે-એક કરતાં વધારે વીલો બનાવેલાં છે પહેલું વીલ જે મારા કબજામાં છે, તેમ મરનારે કંઇ પણ શરત વગર પોતાની બધ માલ મીલકત અને દોલત, પોતાના દી રૂસ્તમ પટેલને આપવા લખ્યા ગયા હતા. પ એક છેલ્લું વીલ જે થોડાજ દીવસ થ બનાવવામાં આવ્યું હતું. તે વીલને લીધે આ પહેલું વીલ રદ બાતલ થાય છે. આ વીલની બે કોપીઓ હતી. એક મરનારની પો તાની પાસે હતી જ્યારે બીજી અમારી પા હતી. મરનારની પાસે કોપીનો કાંઈ પત્તો લાગ તો નથી; પણ મને માનવાને કારણ છે કે નારની આદેશથી તેનો નાશ કરવામાં આવ્યો હતો."

ત્યાં તેઓ જરાક અટક્યા.

"મરનારે પોતાના મરણની થોડાજ ત અગાઉ એક બીજું વીલ બનાવેલું છે, જેમાં પોતાની બધી માલ, મીલકત, પૈસા ટકા વગેરે પોતાના ભત્રીજા કાસમ પટેલને આપી જવા લખ્યું છે—"

અને એક ખુણામાંથી કોઈનો ખુશાલીનો ઉદ્‌ગાર નીકળ્યો. જે તરફ બીજાં મહેરાંએ એક પારસીને ખુણામાં આવી હસતાં જોયો. જે પરથી આજ કાસમ પટેલ, તે રૂસ્તમના કાકાનો છોકરો હોવો જોઇએ એમ તેણીએ અનુમાન કર્યું.

"પણ મરનારે છેક છેલ્લી ઘડીએ પોતાનું આ છેલ્લું વીલથી ફેરવી નાંખ્યું અને એક બીજુંજ વીલ બનાવ્યું જે નીચે પ્રમાણે છે:-

આ લખીને હું મારાં સઘળાં વીલો, કોડી સીલોને રદ બાતલ કરૂં છું, અને હું મ પુર અક્કલ હુંશીયારીમાં મારી સઘળી માલ મીલકત, અસબાબ નગદ પૈસા, ટકા વગેરે, મારી

માંદગીમાં ખડે પગે, અને ખરાં દીલે મારી માવજત કરનાર નર્સ મેહરાંને કંઇ પણ શરત વગર આપી જાઉં છું."

હવાં હોમી, વીલની બીજી કલમો વાંચવા પડયો. પણ તેપર મેહરાંએ ધ્યાન આપ્યું નહી. તેણી બેહોશ થવાની અણી પર આવી ગઈ. નહી ધારેલો બનાવ બન્યો હતો. તેણી એકલી વારસ ઠરી હતી કે જે વારસો તેણીનો અને તેણીના રૂસ્તમનો હતો.

અરે ખુદા! તેણીએ જો લાલચને વશ થઇને પેલું બીલ બાળી નાંખ્યું હોત તો! તો શું થાત? કાવસ પટેલ જે તેણીની તરફ એક ખુની ખવીશના જેવા ડોળા કકડાવીને જોતો હતો. તેને આ બધુ મળતે!

"મરેરે, સુમ્રએ કંઇ જાણે ખરાબ ખબર સાંભળી હોયની તેવું ડાચું કરી મરેછ! મોંનાબરીએ સીપલી થઇને મરનારના પેટમાં ભરઇને બધું પોતાનું હોજરં ભર્યું". કાવસની બૈરીએ બખાળો કહાડયો.

**સમાપ્ત.**

# ગયું તે ના મળે પાછું.

### કવ્વાલી.

હૃદય વ્હાલું રસીલીનું, ગયું ઉડી હઠીલીનું;
પડે પણ કાણું ખીલીનું, ગયું તે ના મળે પાછું;
રડે માતા તુજ વ્હાલી, રડી મન સહૂ થયાં ખાલી;
હૃદયમાં ગાંઠ એ વળી, ગયું તે ના મળે પાછું.
અરેરે દેહ આ મ્હારો, લાગે અતિ મ્હને ખારો;
બચાવો કોઇ તો યારો, ગયું તે ના મળે પાછું.
જગે જોયા નવિન ખેલો, ખટપટ મનની સહૂ મેલો;
બને છો પણ એ ઘેલો, ગયું તે ના મળે પાછું.
હૃદયે હૃદય સદા મળતાં, ખાંળ્યાં ન કોઇથી ખળતાં;
વિના અગ્નિ બળી મરતાં, ગયું તે ના મળે પાછું.
જગતનો સ્નેહ છે આવો, ઉડે આકાશમાં ભાવો;
ન હૃદયથી શાંત પણ થાવો, ગયું તે ના મળે પાછું.
મન આશા હતી ઊંડી, ગઇ તે આજ સહૂ ઉડી;
ગુમાવી પણ બધી મૂંડી, ગયું તે ના મળે પાછું.
અરે છે ત્યાગ આશાનો, હૃદયે એવું નવ આણો;
ચમન લે છાતી પર પ્હાણો, ગયું તે ના મળે પાછું.

**ચમન.**

**The Late Mr Jijibhai P. Mistry.**



મરહુમ મી૦ જીજીભાઈ પે. મીસ્ત્રી.

# આપણો વારસો.

ગુલશન માટે ખાસ.

( લખનાર-એન૦ ડી૦ શેઠના. )

આ લેખનો મકસદ શું છે તે પ્રથમ એકદમ કહી દેવા કરતાં હું તે પ્રિય વાંચક પરજ છોડું છું. આપણા આગળ કેટલાંક વરસો, દાયકાઓ, તેમજ સદીઓ એક પછી એક પાણીના રેલાની મીસાલ વહી ગયાં છે. અને આજે વીસમી સદીના પહેલા દાયકાનો લગભગ આખેરીમાં આપણથી આપણી જીંદગી ગુજારવાનુ બહોળુ ખેતર આપણી આસપાસ નીહળે છીયે, આપણો જમાનો એટલી હદ સુધી આગળ વધેલો લાગે છે કે, તેમાં દુન્યાને મહાત કરનાર અને એક વખત આખા યુરોપની સર જમીનને ધ્રુજાવનાર મહાન નર નેપોલ્યન બોનાપાર્ટ, (કે જેનું નામ એલેકઝાન્ડર અને સીઝની સાથે દુન્યાની તવારિખમાં સદાનું અમર રહેશે.) તેના બોલો "The word Impossible is found only in the "Dictionary of fools" એટલે Impossible" "અશક્ય બોલ ફક્ત મુર્ખાઓનીજ ડીક્ષનરીમાં મળી આવે છે. તેની અગત્યતા આજે કોણ પીછાની શકે નહિ. જમીન, પાણી અને આગ જેવા તત્વો ઉપર ફતેહ મેળવીને પોતાના કાબુમાં લઈને કાળા માથાનો માનવો આજે છરેચોક ચોથું તત્વ હવા ઉપર સરસાઈ ભોગવવા ખાથ ભીડે છે. આજે વળી કેટલેક દરજ્જે જાણે ફતેહમંદી સાથે બહાર નીકળવાનો હોય, તેમ પોતાના પ્રિય જાનની વ૨ીક દરકાર ન કરતાં, તેનાં જોખમેભી અખતરાઓ તો એક બાજુએ રહ્યા પણ ઈનામની હરીફાઈનાં લખાંણો બહાર પડી ચુક્યાં છે. આજે વળી એક ગોરો એક દિવસના શ્રમ માટે રૂ. ૧,૫૦,૦૦૦ બોલ બોલતાં જીતી ગયો છે. આજે કરવું તે કહેવા જેટલું સહેલ થઇ ગયું છે. લ્યારે ઉત્સાહ અને ઉત્તેજનના પ્રવાહો હરેક બાજુએથી ચાલુ અને ચાલુ વહ્યા કરે છે, અને "The survival of the fittest" જાણે એક પાસપોર્ટ થઇ પડયો છે વીસ સદીઓ અને તે પુર્વે કેટલાંક હજાર વરસોથી ઉતરી આવેલો, દુન્યાની દરેકે દરેક જીંદગીના વિભાગોને લગતો અનુભવનો ખજાનો તે આપણ સર્વે ભાઈ બેનોના એકજ સરખો વારસો હીસ્સો છે. કેટલાંકોને જીંદગીમાં મળેલો કડવો અનુભવ આપણને ઘણાજ સારા નીતિમાન શબ્દો શીખવાડે છે; અને one man's meat is another man's poison નહિ પણ one man's poison is another man's meat. ની માફક જે ઝેર એક માણસને જરપત નહિ થયાથી તે માણસનો અંત આણે. તેજ ઝેર ચોક્કસ પ્રમાણમાં લેવાથી બીજા માણસનું વદન નિરોગી, સવચ્છ અને તનદુરસ્ત બનાવે છે. દુન્યાના

મહાસાગર કાંઇ કોઇના બાપનો નથી. તે મજ દરિયાના પાણી કાંઇ ઘોડાઓને મા ટે હોયજ નહિ. ત્યારે હવે તે પર આપણ સર્વેનો હકક ઇલાકો એક સરખો લાગુ પડેછે. એમ માની સર્વે ને તેઓની મરજી અને બુધ્ધિ મુજબ કુદરતના કાયદાની રાહે જીંદગી ગુજારવી જોઇએ; અને તેમજ ગુજારવા દેવી, અને ગુજારવા કહેવું જોઇએ. આપણુ માણસ જાતને પેદા કરવાની નેમ એ છે કે, ફકત આપણાઓની ખામીઓ અને દુર્ગુણો દુર કરી દુનીઆ અને સૃષ્ટીનું જ્ઞાન અને અનુભવ મેળવી, મીનાઈ માર્ગ પર કુચ કરીને; આપણા સઘળાઓને હંમેશગીના મોડે યા વ્હેલે મકાન મીનાઈ જહાંનમ સદાનો કરવા માટે જવું છે. આ એક નાના આર્ટીકલ રૂપે લખાણ હોવાથી અહીં ઉંડી ફીલસુફીનાં વિચારો જે આપવામાં આવ્યા નથી. દરેક માણસ દુન્યામાં ખુલ્લી આંખોથી ચાલે છે. અને આંધળાં સિવાય કોઇબી આંખ બંધ કરીને ચાલતાંજ નહીં હશે. અને બંધ આંખે જીંદગી નહી ગુજારતાં હશે. પણ એતો 'ફીઝીકલ' Physical આંખો થઇ ...ને તેવડે જે જોયું અને અનુભવ્યું ... mental eyes એટલે મનની આંખો વડે પાણું ન નીહાળ્યું હોય, મનમાં તે બાબે વિચાર ન લાવ્યા હોય તેપર ઘોર ન કર્યો હોય અને ભવિશ્યમાં જો તે પ્રમાણે અમલ ન કર્યો હોય તો ખચ્ચીતજ દેખઇતા ખુલી આંખે આંખ બંધ કરીને ચાલવા જેવું છે. અનુભવ બે પ્રકારનો છે મીઠો અને કડવો. કોઇના અનુભવ કે જેની પરથી આપણને ધડા લેવા જોઇએ અને જે ચીજ યા તરીકાથી નુકશાન ઉપજ્યું હોય તે અને તેવી ચીજો અને તરીકાઓથી આપણને પરહેઝ રહેવું જોઇએ. અને જે જે રીતીઓથી તેમને ફાયદા, નફાઓ અને હાંસલ થયા હોય તે સદા નિતિ રીતીઓ કાંઇ પણ અપવાદ વગર આપણને અખત્યાર કરવી જોઇએ. એ પારકાંનો અનુભવ કે જેનાથી આપણને સારી નિતિમાન અને ખુદાની રાહપર જીંદગી ગુજારવાનું બની આવે. તે ખરેખર મીઠો સાકર જેવો અનુભવ કહેવાઈ શકાય તેમાં કાંઇ સંદેહ છેજ નહિ. આપણો પોતાનો અનુભવ તેને કડવો કહીયે એ કહેતી ખરેખર સચ્ચાઇથી ભરપૂર છે "પડેગી જબ બુજેગી." જેમ એક દરદી કડવી ઝેર જેવી દવા પીયે નહિ ત્યાં સુધી તે નિરોગી અને તનદુરસ્ત બનેજ નહિ. તેમ જો દુન્યામાં હાંદસાઓ, દુઃખ, દરદો, વિપત્તીઓ, આફતો, અને નુકસાનીના વરસાદો આપણી પર વરસે નહિં તો આપણો મીનાઇ જહાંનનો માર્ગ કદી પણ સીધો અને સુતરો થઈ પડે નહિ. જેમ એક ઘણુંજ આગળ વધેલુ જાતું અને બીકટ દરદ ઑપરેશન કર્યાથીજ સારૂં થાય, અને ત્યારેજ અને તે પછીજ દર્દી દર્દથી મોકળો થાય છે. તેમ મીનાઇ જહાંનના ઉમેદવારે અનેક પ્રકારના દુઃખ, દર્દો, સંકટો, હાંદસાઓ, વિપત્તિઓ અને ગરદશીઓમાંથી પસાર થવુંજ જોઇએ. *Happy the man who has endured much in this life."* આપણા પોતાનાં કડવા અનુભવનું એક પ્યાલું પીધાથી આપણે આપણું મીનાઈ બદન તનદુરસ્ત, નિરોગી અને સ્વચ્છ બનાવીએ છીએ. અને મીનાઇ જીંદગીના એક તબકકો આગળ વધીએ છીએ અને એ આપણી વૃધ્ધિ એટલે આગળ અને આગળ વધવું આપણા ઉપર લખેલા વારસાની ગેરહાજરીમાં જેટલું હુમણાં મોહેલ છે. તેટલું થાય નહિં.——

સમાપ્ત.

# મનુષ્યનું કર્તવ્ય.

( ગુજરાત માટે ખાસ. )

( લેખક દ્વિવેદી જયશંકર અંબાલાલ. )

આ ભૂમંડળ ઉપર આજ સુધીમાં જેટલા ઉચ્ચ કોટીના ધર્મ—સંપ્રદાય થઇ ગયા છે. તેમાંના એક મહાત્મા ગૌતમ બુદ્ધ અમારા ભારતવર્ષમાં થઇ ગયા છે. તેમના ધાર્મિક વિચારો અમારા ભારતના પ્રાચિન ધર્મને પ્રતિકૂળ છે. તથાપિ તેમની નીતિના કેટલાક અંશ એવા છે કે જે પ્રાય. દરેક ધર્મો ઉપર એક સરખી રીતે લાગુ પડે છે. તેમજ જો તેનું સ્મરણ હમેશાં કરવામાં આવે તો મને આશા છે કે પ્રત્યેક મનુષ્ય ઐહિક અને પરમાર્થિક બન્નેમાં લાભ પામી શકે તેમ છે. તેમાં એવી સરળતા છે કે તે જલદી સમજાઈ જાય તેમ છે.

ઉક્ત મહાત્માએ સંસારિઓના કર્તવ્યને છ ભાગમાં વ્હેંચી પ્રત્યેક વિભાગના કર્તવ્યને નીચે પ્રમાણે બતાવ્યા છે:--

## ૧ માતા, પિતા અને સન્તાનોનું પરસ્પર કર્તવ્ય.

### માતા અને પિતાનું સન્તાનો પ્રતિ કર્તવ્ય.

(૧) તેમને દુર્ગુણોથી બચાવવા.
(૨) તેમને સત્કર્મોમાં પ્રવૃત્ત કરવા.
(૩) તેમને ઉદ્યોગ શિખવાડવો.
(૪) તેમનો સારી જગ્યાએ વિવાહ કરવો.
(૫) તેમને પોતાની મિલકતના વારસ બનાવવા.

### સન્તાનોનું માતા, પિતા પ્રતિ કર્તવ્ય

(૧) પોતાના પાળકોની રક્ષા કરવી.
(૨) પોતાના માતા, પિતા અને તેમની સાથે સંબંધ રાખવાવાળા મનુષ્ય તરફ હેતથી વર્તવું
(૩) તેમની સોંપેલી મિલકતને સાચવી રાખવાની લાયકાત મેળવવી.
(૪) તેમની સોંપેલી મિલકત સાચવવી.
(૫) તેમની પછવાડે તેમનું નામ અમર થાય તેવી રીતે વર્તવું.

## ૨) ગુરુ અને શિષ્યનું પરસ્પર કર્તવ્ય.

### શિષ્યનું ગુરુ પ્રતિ કર્તવ્ય.

(૧) ગુરુ આવે કે તુરત ઉભા થવું.
(૨) જે કંઈ આપણી પાસે હોય તે ગુરુને અર્પણ કરવું.
(૩) તેમની આજ્ઞાનું પાલન કરવું.
(૪) તેમની આવશ્યકતાઓ પૂર્ણ કરવી.
(૫) તેમની ઇચ્છાનુસાર વર્તન રાખવું.

### ગુરુનું શિષ્ય પ્રતિ કર્તવ્ય.

(૧) તેમને સત્કાર્ય કરવાની શિક્ષા આપવ

(૨) તેમનામાં જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન કરવી.
(૩) તેમને પોતાના જ્ઞાનનો ભંડાર સોંપી દેવો.
(૪) તેમના મિત્રોમાં પ્રસંસા કરવી.
(૫) તેમને સઘળા ભયથી બચાવવા.

## ૩. પતિ અને પત્નિનું કર્ત્તવ્ય.

### પતિનું પત્નિ પ્રતિ કર્ત્તવ્ય.

(૧) તેમનો આદર સત્કાર કરવો.
(૨) તેમનાપર પ્રેમ રાખવો.
(૩) પત્નિવ્રત પાળવું.
(૪) બીજાથી તેમનો સારો સત્કાર કરવો.
(૫) તેને જોઇતાં વસ્ત્રાભુષણ આપવાં.

### પત્નિનું પતિ પ્રતિ કર્ત્તવ્ય.

(૧) જેટલું કામ પતિને લાયક હોય તેટલું તેમને કરવાનું કહેવું.
(૨) પતિની જ્ઞાતિનો, સગા વહાલાંઓનો અને મિત્રોનો સત્કાર કરવો.
(૩) પતિવ્રતા ધર્મનું પાલણ કરવું.
(૪) સંસાર સંબંધી બધાં કામો ઉત્સાહથી કરવાં.
(૫) દરેક કામ ઉમંગ અને ચતુરાઇથી કરવું.

## ૪. મિત્રો અને ઓળખાણવાળાઓનું પરસ્પર કર્ત્તવ્ય.

### સભ્ય પુરૂષોનું મિત્રો પ્રતિ કર્ત્તવ્ય.

(૧) તેમને નજરાણું આપવું.
(૨) તેમની સાથે સત્યતાથી વર્તવું.
(૩) તેમને દરેક વસ્તુથી લાભ નેમ થાય કરવું.
(૪) તેમની સાથે બરાબરીવાળો વહેવાર રાખવો.
(૫) પોતાના સુખના ભાગીદાર બનાવવા.

### મિત્રોનું સભ્ય પુરૂષો પ્રતિ કર્ત્તવ્ય.

(૧) તેમની બુધ્ધિ બનાવવી.
(૨) તેમના દ્રવ્યની રક્ષા કરવી.
(૩) સંકટ સમયે સહાય કરવી.
(૪) વિપત્તિના સમયમાં સાથે રહી મદદગાર થવું.
(૫) તેમના બાળ બચ્ચાં પર પ્રેમ રાખવો.

## ૫. માલીક અને નોકરનું પરસ્પર કર્તવ્ય.

### માલીકનું નોકર પ્રતિ કર્તવ્ય.

(૧) તેમની બુદ્ધિ અનુસાર કામ લેવું.
(૨) તેમની યોગ્યતાનુસાર ભોજન તથા પગાર આપવો.
(૩) તેમના મંદવાડ વખતે સશ્રુષા કરવી.
(૪) તેમના ખાવા પીવાનો યોગ્ય પ્રબંધ કરવો.
(૫) યથાસમયે તેમનો ઇનામ આદિથી સત્કાર કરવો.

### નોકરનું માલીક પ્રતિ કર્તવ્ય.

(૧) સ્વામીના પહેલાં નિંદ્રાનો ત્યાગ કરવો.
(૨) બધાં કામોથી નિવૃત થઇ નિંદ્રા લેવી.
(૩) માલીક પોતાની ખુશીથી જે કાંઇ આપે તે ઉપર સંતુષ્ટ રહેવું.
(૪) નિયત કાર્ય ઉત્સાહ અને ઉમંગથી કરવું.
(૫) સ્વામીની સાથે કૃતજ્ઞતા-પૂર્વક વર્તવું.

## સંસારિકોનું આશ્રિતોનું પરસ્પર કર્ત્તવ્ય.

### સંસારિકોનું આશ્રિતો પ્રતિ કર્તવ્ય.

(૧) તેમની સાથે પ્રેમ પૂર્વક વર્તવું.
(૨) તેમના ઉપર પ્રેમ રાખવો.
(૩) તેમને પ્રેમ પૂર્વક સુસંગતિ આપવી.
(૪) તેમનો આદર સત્કાર કરવો.
(૫) તેમની આવશ્યકતાઓ પૂરી કરવી.

### આશ્રિતોનું સંસારિક પ્રતિ કર્ત્તવ્ય.

(૧) તેમના અંતઃકરણના દુર્ગુણોને દૂર કરાવવા પ્રયત્ન કરવો.
(૨) તેમને સદગુણોની શિક્ષા આપવી.
(૩) તેમનાપર પ્રેમ રાખવો.
(૪) તેમને ધર્મોપદેશ કરવો.
(૫) તેમના ભયને દૂર કરવો.

---



# બિરબલ ચરિત્ર.



( ગતાંકથી ચાલુ )



( ગુજરાત માટે ખાસ. )



જુદા જુદા ગ્રંથોપરથી લખનાર  પાલનજી બરજોરજી દેશાઇ.

-લ ન્યાય કરવા કહ્યું. આ ઉપરથી બીરબલ બોલ્યો કે "હા, તું કહે છે તે બરાબર છે. આ ધણીએ તારી એક આંખ લીધી છે તો આવતી કાલે તે હું તને પાછી અપાવીશ. તું સહવારે મારી પાસે આવજે."

આ સખુનોથી રાજી થઇને પેલો કાંણો પાછો ફર્યો. બીરબલે માણસ દોડાવીને ખાટકી ની દુકાનેથી થોડીક મેંઢાંની આંખો મંગાવી, અને દરેકને જુદી જુદી નાનાં પેટિયાંમાં મુકી. સહવારે પેલો માણસ પાછો આવ્યો અને આંખ માંગી.

બીરબલે તેને પેલી આંખો દુરથી દેખાડીને કહ્યું કે "આ માણસ (પાદશાહ) કનેથી અનેક જણની આંખો મળી આવી છે, પણ એઓમાં તારી કઇ છે તે માલુમ પડતું નથી. માટે તું જો તારી બીજી આંખ કહાડી આપે તો તેની સાથે સરખાવી જોઇને તારી અસલ આંખ શોધી આપવામાં આવે. બેઉ આંખોને સરખાવવી જોઇયે, વજન કરવું જોઇયે, અને તે પછીજ તારી કઇ છે તે કહી શકાય."

પેલા કાંણાની હિમત ચાલી નહિ અને તે ત્યાંથી ચાલી ગયો.

× × ૨ × ×

લક્ષ્મી છે. બિરબલે તેને વિદાય કરી વેપ્યાને પેલી છોડી સાથે તેડી મંગાવી. પરપુછ કરતાં ખુલાસો મળ્યો કે છોકરી કોઇ ફકીરની છે અને તેનું નામ કાશી છે, છેક બાળપણમાં ફકીર તેને વેચી ગયો હતો.

છોકરીને આગમજથી તાલીમ મળેલી હશે તેથી તે બોલી કે "મારા બાપને મેં જન્મમાં દીઠો નથી; વેપ્યાજ મારી મા છે.

બીરબલે આ સર્વ સાંભળી લઇ તેઓને બીજી સહવારે કચેરીમાં બોલાવ્યાં, જ્યાં છોકરીનો બાપ વાણિયો પણ હતો, તથા લોકોની ઠઠ જબરી મળેલી હતી. કચેરીનું કામ ચાલુ થાય,તે આગમજ સર્વ જણ બહાર બેઠાં હતાં. એટલામાં દરબારના માણસે આવી બૂમ મારી કે "લક્ષ્મી છોકરી કોણ છે?"

આ નામ સાંભળતાંજ વેપ્યા સાથ ત્યાં બેઠેલી પેલી છોકરી ઉઠીને ઉભી થઇ, અને તેને લઇ પેલો માણસ દરબારમાં હાજર થયો.

"છોકરી, તેં કાલે તો મને એમ કહ્યું હતું કે તારૂં નામ કાશી છે; અને આજે તું લક્ષ્મી ક્યાંથી થઇ?" પેલા માણસ સાથ તેણીને જોતાંજ બીરબલે પુછ્યું.

આ સવાલથી છોકરી ગભરાઇ ખરી, તો પણ સાચુંજ બોલી કે "મારો બાપ મને લક્ષ્મી કહી બોલાવતો હતો."

"પણ તેં તો મને કાલે એમ કહ્યું હતું કે તું તારા બાપને પીછાનતી નથી, ત્યારે તારો બાપ તને ક્યાંથી સાંભર્યો?

× ૩ ×

એક રૂપાળી સ્ત્રીએ આવી ફરિયાદ કરી કે ફલાણા સાવકારે મારા ઉપર બળાત્કાર કર્યો. બીરબલે સાવકારને તેડાવી પરપુછ કરી. પણ તેણે તકસીર કબૂલ રાખવા ના પાડી. બીરબલે સ્ત્રીની વાત સાચી છે એમ કહી તેણીને પાંચ રૂપિયા દંડના આપવા ફરમાવ્યું. સાવકારે પોતાની આબરૂને ડાઘ લાગે છે એમ કહી બૂમ પાડી અને રૂપિયા ફેંકી દીધા, જે લઇ પેલી સ્ત્રી ખુશી થતી ઘરે ચાલી.

તેના ગયા પછી બીરબલે સાવકારને ફરમાવ્યું કે "જો તને ખોટોજ દંડ થયો હોય તો જા, જઇને તારા રૂપિયા તેની કનેથી પાછા લે. સાવકાર પેલી સ્ત્રીની પુઠે દોડયો અને રૂપિઆ પાછા લેવા માટે બહુ મથ્યો, પણ તેમાં અંતે નિષ્ફળ થયો, અને વળી તેણીના નખોર્યાથી લોહી લોહાણ થયો તે તો જુદો.

તેની ફરિયાદ લઇને સ્ત્રી પાછી બીરબલ પાસે આવી, અને સાવકારને પણ ઘસડી લાવી. બીરબલે આ તમાશો જોઇ લીધો. અને પછી પેલી સ્ત્રીને પુછ્યું કે "તું કહે છે તેમ તેને નખોર્યાથી જખમી કીધો તે તો ઠીકજ કીધું, પણ તે રૂપિયા તેં તેને લેવા દીધા ખરા કે ?"

"નારે સાહેબ, રૂપિઆ કેમ કરીને તેને લેવા દઇશ ? એકવાર તે મારી કને આવેલા પાછા જવા દઉં કે ? જુઓ આ રહ્યા તે !" આમ બોલીને તેણીએ તે બતાવ્યા.

બીરબલે કહ્યું કે "જો ધણી પોતાના ખરેખરા રૂપિઆ તારી કનેથી લઇ શકયો નહિ અને નફામાં તેં તેને જખમી કીધો, તે ધણીને તું બળાત્કાર ગુજારવા દે નહિ. તું જુઠી છે. તેં એની સામે ખોટી ફરિયાદ આણી છે, તું તકસીરવાર સાબેત થઇ છે. એના રૂપિયા તરત આપી દે."

આ રીતે રૂપિઆ પાછા અપાવી બીરબલે તેણીને ઘટતી સજા કરી, અને સાવકારને વિદાય કીધો.

× ૪ ×

એક નવાઇ જેવી ફરિયાદ આવી. દક્ષખાતેથી એક સોદાગર દોલતમંદ થઇને આગ્રે આવ્યો. ત્યાંથી પાદશાહને માટે એક રાજહંસ ખરીદી લાવ્યો. રાજહંસ સુંદર અને મોહક હતું. પાદશાહને ભેટ કરવાની મતલબથી સોદાગરે તે ખરીદ કીધું અને તેના રૂા. ૧૦૦૦ આપ્યા. શહેરમાં આવી પોતાના ખાનગી દિવાનખાનામાં રાજહંસનું પાંજરૂં ટાંગી સોદાગર શહેરમાં વધારે અગત્યનાં કામો બજાવવા ગયો. બીજે દિને તે પાંજરાં સુદ્ધાં રાજહંસ પાદશાહની જનાબમાં રજુ કરનાર હતો. સાંજે આવી જુએ છે તો રાજહંસ ઉડી ગયલું, અને પાંજરૂં તો ખાલી ! પણ તે કાંઇ ખરેખર ઉડી ગયલું હોય નહિ, કેમકે તેનો પગ સોનાની સાંકળવડે બાંધેલો હતો. કોઇપણ નોકરનું એ કામ છે એમ સમજી સોદાગર ફરિયાદ લાવ્યો.

હવે ખરા ચોરને શોધી કેમ કહાડવો? નોકરોને પકડી લાવ્યા પણ એક પણ માણસ રાજહંસનો ચોર સાબીત થયો નહિ. પાદશાહે પોતે તપાસ ચલાવી, અને પરિણામે તો સોદાગરને નાસિપાસી મળી. આથી તે બબાર્યો કે અકબરનાં રાજ્યમાં વાજબી ઇનસાફ નથી. એવો તેનો પોકાર બીરબલે સાંભળ્યો તેણે પેલા નોકરોને ફરીથી તેડાવ્યા ફરીથી પરપુછ કરતાં કોઇએ ગુન્હો માન્યો નહિ.

બીરબલે હવે એક તાલ લગાવી. તેણે ભવાં ચઢાવ્યાં, ડોળા કહાડયા, આંખ લાલચોળ કીધી, અને પેલા નોકરો તરફ જોયું. દરેકનાં મનમાં એવો ભય પેઠો કે જાણે હમણાં તેણનો તીર કાળજું વીંધી નાંખશે. તેઓ આમ થર થર ધ્રુજતા હતા એટલે બીરબલ સીંહની પેઠે પોકાર્યો.

" કેમરે બદમાસ ! તારાં મનમાં તે તું ફાંકો રાખતો હશે ? હંસનું હંસ ખાઇ ગયો અને વળી પાઘડીમાં તેનાં પીછાં પણ ખોશી આવ્યો છે કે? ચોરીપર સીરજોરી તે એ કે? કેમ તું તો ના કહેતો હતો ને ?"

શેહેરનો કોટવાલ હાજર થયો. તે પોતાની જોડે બે સોદાગરોને લાવ્યો, એકનું નામ નામ શેરઅલી; બીજાનું નસીબો. બને શેરની માફક ભર ચકલે લડયા. અને તેથી નસીબ સંજોગે બને ઘાયલ થયા. લડાઇનો સબબ એ કે બને એક એકને ગળે પડયા, શેરઅલી કહે "નસીબો મારો ગુલામ છે." નસીબો કહે "શેરઅલી ગુલામ મારો છે."

આ બે માંથી ખરૂં કોણ ? એ મુસ્કેલ સવાલ થઈ પડયો.

શેરઅલી સોદાગર દિલ્લીમાં પંકાયલો હતો. તેને શેહેરના ઘણા ગૃહસ્થો પણ પિછાનતા અને માન આપતા હતા. એવા ઘણાએ તેની તરફથી જુબાની આપી.

પણ નસીબો કહે " આજ સાત વરસ ઉપર મારો કેટલો એક ખજાનો ચોરી મારો જે ગુલામ ઇરાનથી નાસી હિંદુસ્તાન આવ્યો હતો તે શોધ કરતાં આજ મારે હાથ લાગ્યો. પુરાવા તો મારી પાસે શેના હોય ? હું તો પરદેશી સોદાગર છું; ઇરાન મારૂં વતન અને સોદાગરી છે. ત્યાંથીજ મને રડાવી આ નાસી આવેલો છે. એ પોતાને શેરઅલી નામે ઓળખાવે છે અને મને નસીબો કહે છે. પણ ખરો શેરઅલી તો હુંજ છું; એ તો નસીબો છે ! "

અકબર વિચારમાં પડયો. આખી દરબાર ગુંચવાઇ. કોઇ કહે તાનસેન ઇનસાફ આબાદ આપશે; કોઇ કહે કવિ ગંગ તરત ગુલામને શોધી આપશે. સર્વ સુગાં રહ્યા, ત્યારે ગંગે સૂચવ્યું કે "વાજબી ન્યાય તોલનાર બીરબલ ખરો! એ તો આ બેમાંનો ગુલામ શોધી આપે—બીજું તો કોઇએ નહિ.

અકબરે બીરબલ તરફ જોયું. બીરબલ હાથ જોડી કબૂલ થયો. તેણે બંન્ને શેરોને એક પછી એક ખાનગીમાં બોલાવ્યા. અને દરેકને કહ્યું કે " હું જાણું છું કે તુંજ ખરો ગુલામ છે. માટે વાંક ઝટ કબૂલ કર; અગર નહિ તો ડોકું જશે. "

પણ તેમ ખરા સોદાગર તેમજ ખરા ગુલામે બી તકસીર કબૂલ રાખવાની સાફ ના પાડી. હવે બીરબલ તેઓ બંનેને લઇ કચેરીમાં પાછો પોતાની જગાએ બેઠો અને જલ્લાદને બોલાવ્યો. બને દરીફોને તેણે પોતાની સામે ઉભા રાખ્યા અને જલ્લાદને તેમની પાછે રાખી એકદમ આ સખુનો રહી દીધાઃ—

" જલ્લાદ ! ઝટ આ ગુલામનું ડોકું ઉરાડી દે ! "

આ સખુન સાંભળતાંજ ખરેખરો ગુલામ થરથર ધ્રુજવા લાગ્યો. અને ખરેખરો સોદાગર તેની નજદીકી છોડીને બાજુએ ખસી ગયો. પાદશાહ અને દરબારે જોઇ લીધું કે ખરો ગુલામ ધ્રુજતો હતો તે કોઇ જ નહિ પણ શેરઅલી નામ ધારણ કરી દિલ્લીમાં પંકાયલો સોદાગર હતો ! તેણે તકસીર કબૂલ કીધી. પાદશાહે તેને જીવતદાન બક્ષ્યું, અને ખરા ધણીની સોદાગરે તેને ફરી પણ સજા કરવાની ખાહેશ દેખાડી નહિ.

આ રીતે નસીબો તે શેરઅલી ઠર્યો. અને શેરઅલી તે નસીબો સાબેત થયો— અને તે બીરબલનાં પરાક્રમથીજ !

× ૭ ×

દિલ્લીમાં એક દિને આગ લાગી અને કેટલાંક ઘરો જોડે એક ગરીબ જેવા દેખાતા ધણીનું ઝુપડાં જેવું ઘર પણ બળી ગયું. પોતાના ઝુપડાંને બળતું જોઇ પેલો ધણી પોકેપોક રડવા લાગ્યો. આડોશી પાડોશી એકઠાં મળ્યાં; બની એટલી વસ્તુઓ અને કીમતી દાગીનાઓ બચાવ્યા; પણ તોએ પેલો ધણી તો બીલકુલ પોચ્યો નહિ.

પુછ્યું કે " કેમ રડે છે ? તારી દોલત તો સઘળી મળીને ?"

" નારે બાઇ ના ! " પેલા ધણીએ રોતાં રોતાં ઉત્તર દીધો, " મારી ઝવેરાતની પેટી ક્યાં મળી છે ? "

" ઝવેરાતની પેટી? અલ્યા લબાડ તું આવો છેને તારી કને ઝવેરાત, ક્યાંથી આવ્યું ? તું જુઠો છે " આમ કહી લોકોએ તેનો તિરસ્કાર કરવા માંડયો.

"કેમ ? ત્યારે મારા કને તે ઝવેરાત ન હોય ? મારા ખાટલાની ડાબી બાજુએ જમીનમાં ખોદેલા ખાડામાં પેટી છે તેમાં મારૂં બે લાખનું ઝવેરાત છે. નહિ કેમ હોય ?" એમ બોલીને પેલો કંગાલ પાછો રડવા મંડયો.

ત્યાં ઉભેલા શખ્સોમાં એક લુહાર હતો તે હિંમતવાન, મજબૂત બાંધાનો અને લાલચુ હતો. તેણે ઉપલી વાતો સાંભળી પેલા ગરીબને કહ્યું કે, જો તારી પેટી કોઈ નહિ બચાવશે તો આગમાં બળી જશે અને તારા હાથમાં કશુંએ આવશે નહિ; ખરું ની? વારું જો એ પેટી હું બચાવી લાવું તો તું મને શું આપશે?"

"હા, ભાઇ, હા. તું જા ને તે ઉપાડી લાવ. તેમાંથી તારે ગમે તે તું લેજે, અને તને જે ગમે તે તું મને આપજે," પેલાએ રોતાં રોતાં ઉત્તર દીધો.

"જોજો ભાઇઓ, તમે સાક્ષી છો. આ કહે છે કે પેટીમાંથી મારે ગમે તે લઉં. કબૂલ છે? ચાલો ત્યારે હું અંદર ચાલ્યો."

આમ બોલીને લુહાર બળતા ઘરમાં ધસ્યો અને નિશાન આપી હતી ત્યાંથી પેટી ખેંચી કહાડી બહાર લાવ્યો. બળતાંમાંથી તેને બબે મરતબે પસાર થવું પડયું તેથી તેના વાળ ઝસરાઇ ગયા, અને કોઇક ઠેકાણેથી તે દાઝ્યો પણ ખરો. પણ એ સર્વની દરકાર વિના તે પેટી લઇને બહાર આવ્યો, તેનું તાળું ભાંગ્યું, અને માંહે જોયું તો ખરેખર તમામ દાગીના ભરેલા હતા. તે જોઇ પેલો માણસ રાજી થયો, રોવું ભૂલી ગયો અને હસવા લાગ્યો. પણ જ્યારે પેલા લુહારે ધાનત બિગાડીને પેટી માંહેલું સર્વ ઝરિયાન પોતાની પિછોડીમાં બાંધી લીધું અને ખાલી પેટી પેલા માણસને આપવા માંડી ત્યારે પાછી રડાપિટ ચાલી. લુહાર તો આમ કહીને ચાલી ગયો કે "પેટીમાંથી મેં મને ગમ્યું તે લીધું છે. હવે ચાંપો સેનો? જો સર્વ સાક્ષી છે."

પેલો ઝવેરાતનો ધણી રડતો રડતો ફરિયાદ ગયો. પાદશાહની કચેરી ભરાયલી હતી. બીરબલ હાજર ન હતો. પાદશાહે પોતાના દરબારીઓને ફરમાવ્યું કે આ ઝગડાનો નિકાલ લાવો. સર્વ વિચારમાં પડયા. તેઓએ પેલા લુહારને તેડાવી મંગાવ્યો તેનો બચાવ સાંભળી લીધો તેણે કહ્યું કે "શરત મુજબ મને જે ગમ્યું તે મેં એને આપ્યું. હવે એમાં મારો કંઇ વાંક છે, બંદેનવાઝ?"

વાત તો ખરી. બંદેનવાજ પણ દાઢી પસરવા લાગ્યા. કચેરીને હવે એમજ લાગ્યું કે પેલા ઝવેરાતના ધણીને રૂખશત આપે. એટલામાં બીરબલ આવ્યો. સર્વ હકીકતથી વાકેફ થયો. તેણે ડોકું ધુણાવ્યું. અકબર સમજ્યો કે બીરબલ લુહારનો વાંક જોતો નથી. હવે તે નામદારે ઝવેરાતના ધણીને તેની શરત મુજબનો અવેજ મળી ચુકેલો ગણીને મુકદમો કહાડી નાંખવા ધાર્યું. અને બીરબલની સલાહ પુછી.

"નહિ, બંદેનવાજ, એમ નહિ!" પ્રધાનજી બોલ્યા.

"ત્યારે વળી કેમ?" અકબરે ડોળા કહાડી પૂછ્યું, અને સઘળા દરબારિઓ બીરબલને જોતાજ બેઠા.

બીરબલે લુહારને તેડયો. પુછ્યું કે "અરે ભાઈ, તને આ બેમાંથી શું ગમે છે? પેટી કે ઝવેરાત?"

"ઝવેરાત, મહારાજ!" લુહારે બંન્ને હાથ જોડીને ઉત્તર દીધો. બીરબલને રાજાનો ખીતાબ મળેલો હતો, અને તેથી હિંદુઓ તેને વધારે માન આપીને 'મહારાજ' કહેતા હતા.

"શરત શી છે?" બીરબલે ફરીથી પુછ્યું.

"મને જે ગમે તે હું એને આપું." લુહારે હાથ જોડી, વાંકી ડોક કરી, નમનતાઇથી કહ્યું.

"બરાબર છે, ત્યારે તો તને ઝવેરાત ગમે છે; માટે ઝવેરાત સર્વ ધણીને હવાલે કરી દે;" બીરબલે ચુકવ્યું.

"પણ મહારાજ! હું આગમાં માંથુ મારું તે આગમજ આ ધણીએ સર્વ દેખત અને કહેલું હતું કે તારે ગમે તે તું લેજે, અને તને જે ગમે તે તું આપજે. હવે મને ગમ્યું ઝવેરાત, તે મેં લીધું. ત્યારે તે એને શેનું આપું?" લુહાર રડવા જેવો થઇ બોલ્યો.

"ખરી વાત; પણ સાથે એવી પણ શરત છેની કે તને જે ગમે તે તારે એને આપવું; હવે તને તો ઝવેરાત ગમ્યું છે ત્યારે તારે તે ઝવેરાત એને આપવું જોઇએ."

આમ ચુકવીને બીરબલે પાદશાહ તરફ જોયું; પાદશાહે કચેરી તરફ જોયું અને સર્વેએ પસંદગીના સખુનો કહાડયા. પાદશાહે બીરબલના અદલ ઇનસાફની સ્તુતિ કીધી.

# ગુલશન.

# Gulshan.

અધિપતિ—ભાગળ્યા.

Head office —NAVSARI.
Bombay office—c/o Manek Printing Press Grant Rord.
London agent—Messrs E. W. Harwood & Co; 21 Warwick Lane, London, E. C.

હેડ ઑફીસ —નવસારી
મુંબઈ ,, —કેર ઑફ માણેક પ્રિંટિંગ પ્રેસ ગ્રાંટ રોડ
લંડન એજન્ટ —મેસર્સ ઇ. ડબલ્યુ હારવુડ એન્ડ કો૦ ૨૧, વોરવીક લેન, લંડન, ઇ. સી.

[ પુસ્તક ૪ થું ❋ ઑગસ્ટ ૧૯૧૩ ❋ અંક ૮.]

## સાંકળ્યું.

# "ભવ-તારણ ઓ 'દિલજાન' અશોઈમાં છે!"



## લાવણી

(રાહ *: " ગુલ ચમનમેં બીછડુ છુપા બડા જોહેરી હુએ."

ખુદ અહુરમ જદનું માન અશોઈમાં છે,
કુલ ભલાં અશો ઈન્સાંન અશોઈમાં છે,
પયગમ્બરની પયછાંન અશોઈમાં ૧છે,
આ જીવનનું સનમાન અશોઈમાં ૨છે,
શુભ અકકલ, વાચા,——જ્ઞાન અશોઈમાં છે.
આ દુનિયાંનું વરદાન અશોઈમાં છે,
તે જગવાલી યઝદાન અશોઈમા ૩છે,
કુલ ભલાં અશો ઈન્સાંન અશોઈમાં છે. ૧

તે આલમ આલીશાન અશોઈમાં છે,
તે સુખી સદાનું સ્થાન અશોઈમાં ૪છે,
નર—નારીનીં હામાન અશોઈમાં છે,
આ દુનિયાંનો યજમાન અશોઈમાં છે
મઝદાના કુલ ફરમાન અશોઈમાં છે,
તે જહાંને રબ રહેઠાન અશોઈમા ૫છે
નર નેકોનું સત બયાંન અશોઈમાં ૬ છે,
ભવ-તારણ ઓ "દિલજાન" અશોઈમાં છે. ૨

દા. એ. તારા પોરવાળા.

---

* યજશને, હા. ૧૨—ફ. ૭.
૧ યજશ્ને, હા. ૯. ફ. ૧૩—૧૪—૧૫.
૨ યજશ્ને, હા. ૫૦ ફ. ૧૩.
૩ યજશ્ને, હા. ૧. ફ. ૧.
૪ વંદીદાદ, પ. ૧૯ ફ. ૩૬.
૫ વદીદાદ, પ ૧૯ ફ. ૩૬.
૬ યજશ્ને, હા. ૧૨ ફ. ૭.

# પેઈન કીલર.

# Pain Killer.




**પેરીડવીસ** નું પેઈનિ કીલર દુન્યાનો સૌથી શ્રેષ્ટ અકસીર ઇલાજ છે. આજ સીત્તેર વર્ષ થયાં દુન્યાના દરેક ભાગમાં તે વપરાય છે. આજે તેનો ઘ્હોળો ખપ હોઇ તે આગેવાન જગ્યા લે છે.

દુન્યાના દરેક ભાગમાં દરેક જણુ એ વાપરે છે.

મધરાતના એકાએક તમને આકરાં થઇ આવે ત્યારે ડાક્ટર ને બોલાવવાની દોડ દોડ કરી દુખ પામવાની જરૂર નથી. ગરમ પાણીના અરધાં ગ્લાસમાં પેઇનિ કીલર એક ચમચો ભરી નાંખવું અને જરા ખાંડ યા સાકર નાંખી પી જવું. જોઇએ તો ફરી અજમાવવું; પણ ઉપાય તદન રામબાણ છે.

**મરડાથી દુખી થતા ભલા રફીક!** નકામો કાં હેરાન થાય છે! તારે માટે અકસીર ઇલાજ તૈયાર છે. ભલા શા માટે ઢીલ કરે છે? બાટલી સાથે આપેલી સુચના મુજબ પેઇન કીલરનો ઉપયોગ કર ને પછી જો કે તમે ઘોડા જેવા થાઓછ કે નહિ!

અકસમાત જેવા કે જખમ, ચીરા, સોળ, ચાઠાં, લચક વગેરે પર પેઇનિ કીલર સૌથી ઉત્તમ ઉપાય છે.

**દુન્યાના દરેક ભાગમાંથી હજારો સરટીફીકિટ વગર માંગવે આવી આ પેઈન કીલરની ફત્તેહ અચુક સાબેત કરી આપે છે.**

મી૦ કે. એસ. ઇવાન્સ, લોઅર બર્માંથી લખે છે કેઃ—

'પેઈન કીલર વગર મારૂં ગાડું સહજ પણ ગબડે તેમ નથી. મારી નિશાળમાં તાત્કાલીક ઉપયોગ માટે હું એક બાટલી હમેશાં રાખું છું. જેવાં બચ્ચાંઓ લોહી લુહાણ આંગળી કે પગ લઈ આવે છે કે તુરત પેઇન કીલર તેમને આરામ કરી દે છે. એક બીજી બાટલી મારા ઓરડામાં છે ને ત્રીજી મારી મુસાફરીની બૅગમાં છે. છેલ્લાં વીસ વરસ થયાં હજારોએ પેઇનિ કીલર 'ફત્તેહમંદીથી વાપર્યું' છે.

દક્ષિણ હિંદુસ્તાન ખાતેના ઓનગોલથી મી૦ એચ. હુઈસીંગા લખે છે કે "હમારી ઓરફનેજ માં પેરી ડેવીસનું પેઈન કીલર સૌથી ઉત્તમ દવા થઈ પડી છે. આજ કાંઇ વરસો થયાં હમે તે વાપર્યું છીએ અને આંતરડાંના દુખાવા, આંકરાં અને મરડા પર તો આ પેઇન કીલર અચુક ફત્તેહમંદ છે.

**દરેક દવા વેચનારને ત્યાંથી મળશે.**

**નકલીઆઓથી સાવચેત રહેજો.**

**એકજ પેઇન કીલર દુન્યામાં ઉત્તમ છે**

**અને તે પેરીડેવીસનું.**

પામઆલા શું છે?—મેલેરયાના દુશ્મન.

# હમારી રીવ્યુ કોલમ.

### એહિશતે–શદદાદ અથવા બાગે ઇરમ

નામનુ ઇસ્લામી તવારીખનું પુસ્તક હમને એના પ્રયોજક મી૦ મોહમદ અહમદ તરફથી રીવ્યુ માટે આજ કેટલોક વખત થયા આવ્યું છે. આ પુસ્તક અસલ ઇસલામી તવારીખનો એક ચાનક આપનારો બનાવ રજુ કરે છે. તે દરેક ઇસ્લામી ભાઇઓને વાંચવા જોગ છે. ઇસ્લામી ધર્મની ખુબીઓ અઝરા અને નિકાબપોશના ટુંક વિવાદ પરથી સ્હેજ માલમ પડે છે. આ પુસ્તકના પ્રગટ કરનાર અને પ્રયોજક મી૦ મોહમદઅહમદનો આ પહેલો પ્રયાસ છે. મી૦ મોહમદ અહમદ એડીટર મેમણ પ્રકાશ નાગદેવી સ્ટ્રીટ મુંબઇ લખવાથી રૂપીયા એકની કિમતે મળી શકશે.

---

### જંગે બાલકન–ટર્કો બાલકન યુદ્ધ.

ઉપલા નામનું ટર્કો-બાલકન યુદ્ધનાહેવાલનું પુસ્તક તેના બનાવનાર ઇસલામી લેખક મી૦ મુનશી તરફથી અમને અભિપ્રાય અર્થે મળ્યું છે, જો કે આ પુસ્તક હમને તે બહાર પડતાંજ મળી ચુક્યું હતું: પરંતુ તેનો અભિપ્રાય બાંધવો અવકાશ ઉપર મુલતવી રાખેલો હતો.

આ પુસ્તક માટે મી૦ મુનશીએ બહુ પરિશ્રમ ઉઠાવેલો જણાય છે. તેમાં લડાઇનો તુલેતવીલ હેવાલ–સુલેહની કોનફરંસ લંડનમાં મળી ત્યાં સુધીનો સમાવવા ઉપરાંત, મરહુમ સેપેહસાલાર મી૦ નાઝીમપાશા અને તેવાજ બહાદુર ટર્કી લડવૈયા મી૦ અબદુલ્લા પાશાના ફોટાઓ આપવા સાથે લગભગ બસેં પાના એ તેની જગ્યા રોકી છે.

તેની કીંમત માત્ર રૂ.૧) રાખવામાં કર્તાએ ડહાપણ ભરી નેમને જો વધુ પ્રચાર કરવા માટે રાખેલી જણાય છે. આ પુસ્તક ખાસ કરીને ઇસ્લામીઓને વાંચવા જોગ છે અને તે સાથે ઇતિહાસના શોખીનો માટે પણ તે જરૂરી છે. હમો તેના લેખકને દરેક ફતેહ ઇચ્છીએ છીએ અને આશા રાખ્યે છીએ. લડાઇના છેલ્લા ભાગની હકીકત પણ મી૦ મુનશી બીજા ભાગમાં પ્રગટ કરવા સમર્થ થાય.

**અધિપતી.**

---

# SCIENCE, PHILOSOPHY AND RELIGION.

(For Gulshen)

(By Siavax R. Jariwala, B. A.)

The grounds on which the belief in a revealed Religion is to be posited are, I am afraid, not very trustworthy. People in whose time God is supposed to have sent messengers with holy books on earth from time to time, were not vary enlightened, and it is very likely that they might have taken a juggler like Mino the Mystic for a prophet. Whether Christ, Mahomed, Zoroster, and Buddha were real messengers from Heaven or were simply great scientists & ethical philosophers or social reformers far in advance of the age in which they lived is a very controversial subject for adebt, and such a very fruitless discussion it is out of my scope to undertake here. Whether prophets or pretenders, it is a matter of fact they have left certain valuable books of literature, mostly allegorical and symbolical. Now from these books we learn that every great revealed religion of the world has two sides, the doctrinal side and the ritualistic side. Every Religion contains certain beliefs, e. g. belief in the existence of an Omnipresent, All powerful Deity, in the existence of another world, Heaven and Hell, the day of Judgement etc. Similarly there is no religion without some sorts of rites & ceremonies, some kinds of offerings or sacrifices, observances & prayers. The rituals are [illegible] posed to be very myster[illegible] all attempts to explain [illegible] scientifically have terminated in fantastic conjectures. The world of prayers are known in the Zorostrian religion as Manthras, and in the Hindu religion as Mantras, both words meaning 'words of mystery.' It must be necessarily a mystery to man what this mystery means, for if

man could explain it, it would no longer be a mystery. Those then who attempt to connect Religion with science and try to unfold the religious mysteries by means of their reason, resemble those who, to use a couple of Prof. James's illuminating similies, who try to sieze a spinning top to catch its motion or try to turn up the gas quickly enough to see how darkness looks. As a snow flake crystal caught in the warm hand is no longer a crystal but a drop, so a religious mystery as explained by science is not a religious mystery explained, but only a product of imagination. In short, I say, it is as preposterous to test the rules of religion in the crucibre of Reason it is to test a man's intel. by taking out his brain d rubbing it against a wall. Science and Religion as such have nothing to do with each other. Science is a matter of Reason; Religion is a matter of Faith.

We started then with the attitude of the common man towards the world and traced the path from the ordinary to the scientific and from the scientific to the philosophic consciousness. The last form marked for us the limit between the spheres of Reason, and of Faith and also showed how the Postulates of morality, which we called beliefs of natural religion according to our defination of the term, tallied in all respects with the doctrinal part of all great revealed religious Lastly we pointed out the absurdity of trying to explain the ritualistic element of revealed religious by the conceptions of science. Although reason is unable to under-stand and explain Faith on account of its own inherent weakness, let us not therefore laugh at Faith, which is our only intuitive eye to look at and admire the Divine Beauty !!

Thus far we have been constructive. We have tried to fortify our position, which the ramparts of Reason seem to be making invulnerable. Now let us carry an expidition into the enemy's camp. Let us cut down his feeble arguments by the sword of reflection and our duty is done.

Some months back we Parsi Elphinstonians passed a happy religious evening at the Albless Baug. On that occassion we had the pleasure of listening to a long and entertaining discourse on the relation between Science and Religion delivered by our that evening's guest Mr. Vimadalal.

(To be continued).



# ચવ–ચવ.



( ગુલશન માટે ખાસ )

લખનાર—રૂપાંબાઈ દોરાબજી રબાડી.

અસલવારે બનેલા બનાવોમાં, કેટલાંક હાસ્યજનક માલમ પડે છે, તો કેટલાક વાંચવા—વખાણવા અને ગંભીર ગોર કરવા યોગ્ય ના મળી આવે છે. કેટલાક આનંદ સાથ બોધ વાંચનારને આપે છે, જેથી તેમાંનાં થોડાક ઉપલાં મથાળાં હેઠળ મારા વાંચક વર્ગ માટે રજુ કરવાની મારી જીજ્ઞાસા દાબી નથી શકતીઃ—

"ઘરમાં નથી!" કોઇ એક આસામી એકવાર પોતાના એક કવિ-મિત્રની મોલાકાતે તેને ઘરે ગયો. પરપુછ કરતાં તે ઘરની કારભારણે જવાબ દીધો કે, "ઘરમાં નથી." તે આવનાર આસામીની ખાત્રી હતી કે, તે સ્ત્રી પોતાના શેઠના શીખવવા મુજબ ખોટું બોલતી હતી, અને તે કવિ ઘરમાંજ હતો. પરંતુ તે ચુપચુપ ચાલી ગયો. થોડા દિવસ વીતા કેડે તે કવિ પોતાનાં એ મિત્રને મળવા ગયો. બારણાં ઉપર પરપૂછ કરતાં તે આસામીએ ઘરની અંદરથી ઘાંટો પાડી કહ્યું:—"હું તમારો સાદ ઓળખતો નથી શું?" પેલાએ માંહેથી ઉત્તર વાળ્યો કે—

"તમે બહુ મુર્ખ જણાઓ છો, હું તમારે ઘરે મળવા આવ્યો, અને તમે "ઘરમાં નથી!" કરી તમારી ચાકરડીએ કહ્યું અને તે ચાકરડીનું મેં ખરૂં માન્યું, અને તમોને તો હું પોતે કહું છું તોપણ તમે ખરૂં માનતા નથી! એ કેવી મુર્ખાઇ!"

એપેલીસ નામનાં તે જમાનાનાં વિખ્યાતિ પામેલા એક મહાન ચિતારાએ એલેકઝાનડર બાદશાહનું ચિત્ર ચિતાર્યું, જેની બારીક તપાસ લેતાં જેવી વખાણ કરવી જોઇતી હતી તેવી તે બાદશાહે નહીં કીધી. એવામાં તે બાદશાહની સ્વારીનાં ઘોડાને અંદર લાવવામાં આવ્યો; તે ઘોડાએ પેલા ચિત્રમાંનો ઘોડો જીવતો ઘોડો છે કરી સમજી ખંખાર મારી હુરકવા લાગ્યો, જે ઉપરથી તે ચિતારો "બોલ્યો—જાહાંપનાહ! તમારા કરતાં તમારો ઘોડો ચિત્રનો અચ્છો પરિક્ષક જણાએ છે!" બાદશાહ હસી પડી ખાત્રી કબુલ રાખી.—

ફિલસુફ ડાએોજીનીસ પોતાની મરવાની વખતે કહીગયો કે, મરણ પછી તેનાં શરીરને ભુમિદા નહિ કરવુ, પણ એમજ ખુલ્લું નાંખવું. "શું શરીરને જંગલી જાનવરો અને પક્ષિઓને ભક્ષ મુકવું!" તેનાં મિત્રોએ અડ લીધી. "નહિ—નહિ—" તે મરનાર બોલ્યો:—"મારી આગળ એક લાકડી મુકી છાંડજો, હું તેમને હાંકી કાઢીશ." "તમે શી રીતે હાંકી કાઢવાનાં હતા, તમોને તેઓ જણાવાનાંજ નથી!" "જો તેમજ છે તો તે પક્ષિઓ મને ખાસે તે શી રીતે મને જણાવાનું કે લાગવાનું છે વારૂં!" તે ફિલસુફે ઉત્તર વાળ્યો.

મેસીડોન્યાના રાજા એલેકઝાનડરને એકવાર શેહેરની બાહાર નીકળતાં મંદીરના દેવે ચેતવણી આપી હતી કે, મહોટે દરવાજે બાહેર પડતાં જે કોઇ પહેલ્લો સામો મળે તેને મારી નાંખવાની આજ્ઞા આપી મુકવી. એવું બન્યું દરવાજાની બાહેર પડતાં એક ગધેડું હાંકનાર

સામો મળ્યો. તે ગધેડું હંકારી લાવતો હતો. તેવોજ તેને ઉતાવળે લઇ જઇ ગરદન મારવાનો હોકમ બાદશાહે આપ્યો. પેલાં ગધેડાવાળાએ પોતાનાં જેવા એક નિર્દોષને એવી સખ્ત સજાએ પોહેચાડવાનું કારણ જાણવા માગ્યું. એલેકઝાનડરે પોતાનાં બચાવમાં મંદિરમાંનાં દેવની આગ્ના કહી, જે જાણતાં તે ગધેડાવાળો બોલ્યો "જાહાંપનાહ ! એ દેવે મને નહીં પણ બીજાં કોઇને શિક્ષા આપવાની ફરમાવેલી લાગે છે, કાં કે, હું જે ગધેડું હાંકી લાવતો હતો તે ગધેડુ તમોને પેહેલ્લે તો મળ્યું. હું તો તેની પાછળ ચાલતો હતો." એલેકઝાન્ડરે પેલા આસામીની ચતુરાઇ ભરી વાત ઉપર ખુશ થઇ, પોતાની ભુલ સુધારી અને ગધેડાંને મારી નખાવ્યો.—

કેનીન્સ નામનો એક રોમન સરદાર કામકાજ છોડી મોજ મારવાનો વિચાર કરી સીરાકુઝ ગયો. ત્યાં વારંવાર બોલતો કે ત્યાં કોઇ ફુલ વાડી વેચાતી લઈ ત્યાં પોતાના ગોઠયા અને મિત્રોની સાથે રેહવા ગમે છે, જયાં કોઇ બીજાંની નડતળ નહિ હોય. એ એ વાત બાહાર પડતાં ત્યાંના પાઇથીન્સ નામના એક શરાફે તેને કહ્યું ત્યાં તેની એક સરસ ફુલવાડી છે—તે વેચવાની નથી પણ ભલેને કેનીન્સ પોતાનીજ હોય તેમ ખુશીથી વસે વાપરે. સાથે લાગું તેજ વાડીમાં બીજે દિને રાતનું ખાણું લેવાનું નોતરૂં પણ કરતો આવ્યો. તે સરદારે ત્યાં જમણુ લેવાની કબુલાત આપી. બીજે દિને તે વાડીમાં ભપકાદાર મેજબાની તૈયાર કરવામાં આવી. તે માલેક પોતે શરાફ હોવાના સબબે ત્યાંના સઘળાં નાનાં મોહટાઓમાં જબરી લાગ વગ ધરાવતો હતો: તેણે થોડાક માછીને તેડી આગ્રહ કર્યો કે તે દિને તેઓ સર્વેએ વાડીનાં આગલા ભાગ તરફજ સઘળી ગરબડ રાખવી અને બધી માછલીઓ ત્યાંથીજ પકડવી અને તે પછી જે જે કરવું તેની ગોઠવણ, તેઓ સાથે કીધી.

બરોબર ઠેરવલે બે વખતે કેનીન્સ સરદાર ખાણું લેવા તે વાડીએ આવ્યો. ખાણું ઘણું ભપકાબંધ ગોઠવેલું હતું અને તેમની નજર સામે સંખ્યાબંધ હોડીઓ અને મછવા પડેલા હતા. થોડેકવારે કેટલાક માછીઓ, વાડીએ પોતપોતે પકડેલી માછલીઓ લઇ આવ્યા—માછલાં બધા પેલા બાંકરના પગ આગળ નાંખ્યાં. જે જોઇ પેલા સરદારે પુછ્યું. પાઇથીન્સ આ શું ? આટલી બધી માછલી અને આટલી બધી હોડી ને મછવા ક્યાં ?"

"અરે સાહેબ—" પેલા શરાફે ઉત્તર વાળ્યો એમાં નવાઇ જેવું કાંઇએ નથી. સીરાકુઝની સઘળી માછલીઓ આજ જ ગ્યાએ એકઠી થાય છે; અને ત્યાંના લોકોને મારી વાડી વગર ચાલેજ નહિ." કેનીન્સ સરદારનું જીગર તે વાડીનો માલેક થવા માટે તલપાપડ થવા માંડયું. તે વેચાતી આપવા માટે તે શરાફના કાલાવાલા કરવા માડયાં. પહેલાં તો તે શરાફે વાડી વેચવાની આનાકાની કરવા માંડી અને હરકત ઉઠાવી. ટુંકમાં તે સરદારની ઉમેદ પાર પડી. પૈસાવાળો હોવાને લીધે તે શરાફે મોંહ માંગ્યું દામ આપી તે ખરીદ કીધી. બધુ ખતમ થયું અને તે લોક ખુશીથી જમી ખાઇ ધરેધર ગયા. બીજે દિને કેનીન્સ સરદારે પોતાના દોસ્ત આસનાઓને વાડીએ આવવાનું આમંત્રણ કીધું અને પોતે સકારેથી ત્યાં ગયો ત્યાં જઇને જુએ છે તો એક પણ હોડી કે મછવાની જાત મળે નહી, કે કોઇ માછીઓ નજરે પડયા નહિ. એ જોઇ સરદારે એ વાડીના એક પાડોસીને પ્રશ્ન કર્યો કે,—"માછીઓના કંઇ તરેહવાર છે કે શું આજે જણાતા નથી ?"

"કાંઇ તરેહવાર હોય તેની મને કશી ખબર નથી. પણ એ જગ્યા ઉપર માછીઓને માછલી પકડવાનો ધારો નથી. ગઇ કાલના બનેલાં,, બનાવ ઉપર મને ઘણી તાજુબી પેદા થઇ હતી.. એ સાંભળતાં તે મૂર્ખ સરદાર ક્રોધે ભરાયો ખરો, પણ શું કરે કંઇ ઇલાજ નહતો.

નામાંકિત ચિતારો એપેલીસ ને એવી ટેવ હતી કે પોતાના ચિત્રની પાછળ છુપાઇ બેસી આવ્યાં ગયાં તે ચિત્રની કાંઇ ખોડ ખાંપણું કાઢતાં સાંભળતો હતો અને સુધારતો હતો. તેએવું માનતો હતો કે રાહદારીઓ વધુ સપ્પન ગુણુ દોષ શોધી કાઢે છે જે સુધારવાને એનાથી બની આવે એવું કેહે છે કે, એક વાર એજ રીતે પોતાનું એક ચિત્ર બહાર મેલી તેની પાછળ પોતે છુપાઈ બેઠો હતો તેવામાં તે રસ્તેથી એક મોચી પાસર થયો, અને પાસર થતાં તે ચિત્રમાં ચિતરેલા જોડાની કાંઇ ખાંપણ જોઇ બબડતો ગયો, તે સાંભળી તે ચિતારાએ તેમાં તો ફેરફાર કીધો; બીજે દિને તે ફેરફાર કરેલો તેજ મોચીએ જોઇ ફુલાઇ ગયો, અને તે ચિત્રના પગની કાંઇ ખાંપણ કાઢવા લાગ્યો, તેટલાંત્યાં આગળ રહેલા ચિતારાએ તુરત તે ચિત્રની પાછળથી ડોકરું કાઢી કહ્યું:—,'નહીં નહીં; બીજી ચીજોની ખોડ ખાંપણ કાઢવાનો મોચીને હકક નથી." પેલો ચાટ બની નીચી મુંડીએ ચાલતો થયો.

આગલા જમાનામાં બે નામાંકિત ચિતારા એકજ શેહેરમાં વસતા હતા. એકનું નામ ઝ્યુકસીસ, અને બીજાનું નામ પારહસીન્સ, હતું. એ બન્ને ચિતારાઓ એક વાર પોતાનાં હુન્નરની કાબેલીયત માટેની સરસા સરસી ઉપર ચડયા. ઝ્યુકસીસ ચિતારાએ એક દ્રાક્ષની લુમ ચિતારી તેમાં કુદરતની એવી આબેહુબ નકલ કરવામાં ફતેહ પામ્યો, કે પક્ષિઓ છેત્રાઇ તે ચિત્ર આગળ ઉડી આવતાં અને ત્રાંસ મારતાં એ પછી પારહાસીન્સ ચિતારાએ પોતાનું ચિત્ર બાહાર કાઢયું; જેમાં શણનું કપડું ચિતાર્યું હતું. એવું સરસ તે ચિતાર્યું હતું કે ઝ્યુકસીસ તે જોઇ છેત્રાયો અને ચિતાર ઉપર ઢાંકેલો પડદો છે એમ સમજી ખસેડવા ગયો. એમ કરતાં પોતાની ભુલ જોઇ ત્યારે હુનર શ્રેષ્ટતાઇ પારહાર ને પોતે કબુલ રાખી. તે બોલ્યો—"મેં તો માત્ર પક્ષિઓને છેતર્યાં" બીજા એક પ્રસંગ ઉપર ઝ્યુકસીસ ચિતારાએ એક છોકરાનું ચિત્ર ચીતાર્યું; જે છોકરાંનાં માથાં ઉપર દ્રાક્ષની ટોપલી ચીત્રેલી હતી. પક્ષિઓને તે ચિત્ર આગળ ઉડી આવતાં જોઇ તે ચિતારો વધુ-બોલ્યો 'મેં છોકરાનાં કરતાં દ્રક્ષાનું ચિત્ર વધુસાર પાડયું; કાંકે જેવી ચતુરાઇથી મેં દ્રક્ષની ટોપલી ચીત્રી તેવીજ ચાતુરાઇ એ છોકરાને પણ ચિતર્યો હોતતો પક્ષિપાસે આવતાં બીહતે.

એપેલસી અને પ્રોટોજીની એ બન્ને ચિતારા તે લોકનાં જમાનામાં અતિ પ્રખ્યાતી પામેલા હતા. પ્રોટોજીની, રોડસમાં રહેતો હતો. એપેલીસ ચિતારા જે બીજા ચિતારાને માત્ર તેના હુન્નરની વખાણુ અને કિર્તિથીજ ઓળખતો હતો, તેનાં ચિત્રો પોતે જાતે જોઇ આવવાને ઉત્કંઠિત બની ત્યાં સફર કરતો ગયો. રોડસ પહોંચતાંજ પાધરો તે "સ્ટુડિયા" એ ગયો. પ્રોટોજીની ઘરમાં નહિ હતો, પણ એક બૂઢી સ્ત્રી, લાકડાંની ઘોડી ઉપર ચડાવેલા એક મ્હોટા ચિત્ર ઉપર ચોકી રાખતી બેઠી હતી. તેણીને પુછતાં ઉત્તર વાળ્યો કે તે ચિતારો બાહાર ગયેલો છે પણુ કોણુ તેને પુછતુ આવ્યું હતું કરી કહું? તેણીએ સવાલ કીધો. 'કહેજે કે આ માણુસ." એમ બોલતાં એપેલીસ ચિતારાએ ત્યાં પડેલી પીછી ઉંચકી રંગમાં બોળી એકઅતી નાજુક લીટી તે ઉપર ખેંચી કાઢી—ગયો. પ્રોટોજીની ચિતારો ઘર આવતાં તે બુઢયાએ તેને સઘળું કહ્યું. તે નાજુક લીટી પડેલી જોતાંજ તુરત તે બોલ્યો "ખરેખર એપેલીસ ચિતારો આવેલો હોવો જોઇએ, કાંકે તેના સિવાય કોઈ એવું નાજુક કામ એવીસફાઇથી કરી ન શકે. પછી તેજ લીટી પાસે તેનાં કરતાં નાજુક એક લીટી દોરી અને કહી ગયો કે, જો તે પુરૂષ પાછો આવે તો આ લીટી દેખાડી કેહેજે કે તમે આ માણુસને શોધો છો? એપેલીસ પાછો આવ્યો અનેતેલીટીની સોરથી બીજીઅતી નાજુક સફાઇદાર લીટીઓ એકેક કરતાં ચઢીઆતી અને સરસ જ્યાં લગી કેનાજુકમાં

નાજુક લીટી દોરવાની પણ જગ્યા રહી નહી. પ્રોટોજીની ચિતારો તે જોઇ બોલ્યો" હું હાર્યો" એમ બોલી તેની મોલાકાતે બંદરે ગયો.

ડીમોસથનીસ વકીલ એકવાર એક મોહોટા આરોપ માટે એક આસામીનો બચાવ કરતો હતો. ત્યાનાં ન્યાયધિશોને ' કેસ ' ઉપર બરોબર લક્ષ નહિ આપતાં જોઈ તે બોલ્યોઃ— " તમો મારા ભણી જરા ધ્યાન આપો તો હું એક તાજુબી ભરી અને રમુજી વાત સાહેબને કહું " એ સાંભળતાં તેઓએ પોતાના કાન ઉભા કીધા. તે વકીલે બોલવા માંડયું:— " કોઇક જુવાન્યાએ એથેન્સથીને મેગારા જવા માટે એક ગધેડું ભાડે લીધું. એ મુસાફરીનાં આરસામાં બપોરનો સૂર્ય ઘણો સખ્ત તપવા માંડયો, અને આ સાયશ લેવા માટે કોઇ છાંયડો કે દરખત પણ માર્ગમાં મળે નહિ. તે જુવાન્યાથી જયારે તાપ નહિજ સહેવાયો ત્યારે તેણે પેલા ગધેડાં ઉપરથી સામાનની ગુણ ઉતારી અને પોતે તે ગધેડાંનાં છાયડાં તળે આસરો લીધો. પણ તેનાં હાંકનારે તેને તેમ કરવા નહીં દીધો. એવી દાટી આપીને કે તેણે ગધેડું ભાડે લીધું હતું ખરૂં, પણ તેનાં છાયડાંનું કંઇ ભાડું નહિ આપ્યું હતું. બીજો તેની વિરૂધ્ધ એવી તકરાર રજુ કરતો કે ગધેડાંનું અને તેનાં છાયડાંનું બન્નેનું ભાડું આપેલું છે, યાને ગધેડું ભાડે રાખ્યું તેમાં તેનો છાયડો પણ ગણાયો. એ તકરાર તે બન્નેની વચે એવી ગરમા ગરમ ચાપી કે સેવટે બન્ને

એ અરસપરસ હાથ ઉગામવા માંડયા. એમ કરતાં તેઓ કોર્ટે ચઢયા — " એટલા લગી બોલતાં તે વકીલે પેલા ન્યાયધિશોને ઘણાંજ ધ્યાનથી તેની વાત સાંભળતાં જોને તે એકાએક બોલતો મુંગો રહી ગયો અ

પોતાની જગ્યાએથી હેઠળ ઉતરી પડયો જડજો કાલાવાલા કરી તેને પાછો તેડવા લાગ્યા અને તેની કહાણી પુરી કરવા આગ્રહ કીધો. એ જોઇ વકીલ બોલ્યો :— એ શું હશે કે તમે એક ગધેડાંની કાહાંણી વા ઇચ્છો છો, પણ એક માણસનો જીવ જોખમમાં પડયો છે તેનો મુકરદમો સાંભળવો તમોને બોજા સમાન લાગે છે ?" એ સાંભળી તે જડજો શરભાઇ વાંકા વળ્યા અને તે કેસ ઉપર લક્ષ આપવા લાગ્યા.

---

## એક વિનતિ.

ચાલુ જંજાળો તથા નવા પ્રેસમાં ગોઠવાતી નવી મશીનરીઓને લીધે આ અંક વખતસર બહાર પડયો નહિ તે માટે દીલગીર છીએ, પણ એ બધી મુંઝવણો હાલ ટળી ગઇ છે એટલે અંકો હવેથી નિયમિત બહાર પડતા જશે તેની ખાસ ખાત્રી આપવામાં આવે છે. અધુરામાં પુરૂં અધિપતિની નાદુરસ્ત તબ્યતને લીધે વધુ ઢીલ થઇ હતી, ગ્રાહકોની ઇંતેજારીનો હમોને આથી ખ્યાલ આવ્યો છે પણ જેઓએ હમોને પુછાવ્યું છે તેમને પત્રથી તુરત જવાબ આપવામાં આવ્યો હતો. મી૰ ભાગવ્યાની નાદરસ્ત તબ્યતને લીધે ચાલુ વાર્તાનો ફકરો પ્રગટ થઇ શકયો નથી.

મેનેજર.



# વાર્તા મોહમાં.



( ગુજરાત માટે ખાસ. )

લખનાર—વ્રજવિહારી.

મનને આનંદ ઉપજાવે એવી વાર્તાઓ લખવાનું મ્હને લગભગ ચારેક વર્ષથી વ્યસનજ લાગ્યું છે, આથી કરીને ઘણા ખરા પ્રસિદ્ધ ગ્રંથો મ્હારા વાંચવામાં આવી ગયા છે. તેમજ મ્હારી બેસવાની ઓરડી તે એક ન્હાની લાયબ્રેરીજ બની રહી છે. આ પુસ્તક સંગ્રહમાં હાલમાં નવલકથાઓ, નાટકો ઇતિહાસો વિગેરે જૂદી જૂદી જાતનાં પુસ્તકો છે. મ્હેં ત્હેની કાળજી નહિં રાખવાથી અમુલ્ય ગ્રંથો રચરાને ભરમ સ્થાને પડ્યા હતા. આવી પુસ્તકોની દશા મ્હારા એક વાર્તાના પ્રેમી મીત્રે જોઇ ત્હારે ત્હેણે કહ્યું—"અરે, આ પુસ્તકો-તેમાંની આ સુંદર નવલકથાઓ તો બરોબર સંભાળથી રાખો. એક કબાટ લઇ તેની ઉત્તમ પ્રમાણે વ્યવસ્થા કરો."

મિત્રની સલાહાનુસાર મ્હેં એક કબાટ ખરીદ્યું તથા તેમાં પુસ્તકો ગોઠવવાનું કામ મ્હેં મારી સ્ત્રીને સોંપ્યું. પુસ્તકો કબાટમાં ભરી રહ્યા પછી મ્હારી સ્ત્રીએ કહ્યું. "કબાટમાં તો એકલી નવલકથાનોજ સમાવેશ થયો; બાકીનાં વિજ્ઞાન, ઇતિહાસ વિગેરે પુસ્તકો ગોઠવવાની તેમાં સગવડ નથી. એટલુંજ નહિં પણ એ પુસ્તકો ઉપર ધૂળ પણ એટલી બધી લાગી છે કે, તે ઘણાંજ ખરાબ થઇ ગયાં છે."

મારી સ્ત્રીનું આવું પક્ષપાતી કહેવું સાંભળી મ્હેં હસતાં હસતાં ત્હેને કહ્યું: "હેમાં પુસ્તકોનો શો અપરાધ ? કબાટમાં પુષ્કળ જગ્યા છે ત્હેમાં તે પુસ્તકો ગમે ત્યાં ગોઠવ."

મ્હારી સ્ત્રીએ કહ્યું:—"પુસ્તકો ઘણાંજ ગોઠવવાનાં છે તેથી કરીને ત્હેને પડ્યાં રહેવા દીધા છે."

મ્હારી સ્ત્રીની સમજ પ્રમાણે ત્હેનું કહેવું તથા ત્હેનો પક્ષપાત કાંઇ ખોટો ન્હોતો, કારણ ત્હેને નવલકથાઓ વાંચવાનો ઘણો શોખ હતો. બીજા પુસ્તકોની ત્હેને વિશેષ દરકાર ન્હોતી.

તે દિવસથી ત્હેને માલમ પડ્યું કે—માણસનું મનોરાજ્ય આનંદ તેમજ નીતિપૂર્ણ કરવાને માટે નવલકથાઓનો મહિમા ઉત્તમ છે. સંસાર વ્યવહારનું, સમાજની સ્થિતિરીતિનું, દેશોદેશના રીતિરીવાજનું, ઐતિહાસિક બાબતોનું વિગેરે ઘણા પ્રકારનું જ્ઞાન મનુષ્ય નવલકથા વડે આનંદથી મેળવી શકે છે. એટલુંજ નહિં પરંતુ થાકેલા જીવને વાર્તાવાંચનથી કાંઇક જ્ઞાન સાથે શાંતિ પણ મળી શકે છે. વાર્તાનો મહિમા એવો છે કે કેટલીક વાર્તાઓ વાંચી નિરાશ થએલાં પ્રેમી પુરુષોએ આત્મહત્યા કર્યાના દાખલા પણ મળી આવે છે. કેટલાંક યુવક યુવતીઓનું જીવન સર્વસ્વ નવલકથા ઉપરજ અવલંબીને રહેલું છે અને ત્હેની સિદ્ધતા માટે નીચેની ટુંક હકીકત બસ થઇ પડશે.

૧.

પ્રસિદ્ધ નવલકથાકાર ડુમાનું નામ ભાગ્યેજ કોઇથી અજાણ્યું હશે. નવલકથા રચવામાં ડુમા સર્વશ્રેષ્ઠ છે. યુવક યુવતીઓમાં તે ઘણોજ પ્રસિદ્ધ પામ્યો છે. બહારથી તેમ અંદરની પ્રકૃતિના મંખિઅથી ડુમાની અપૂર્વ રચનાનું અવલોકન, લોક ખાવાપીવાનું ભૂલીને, કર્યા કરે. જો ડુમાની કોઇ પણ નવલકથા પ્રસિદ્ધ થાય

તો ત્હેનાં ધારવા કરતાં ગ્રહાકોનો સંખ્યા ઘણી વધી પડતી. યુરોપમાં ડુમાનો આ આટલો બધો પ્રસાર અને પ્રતિષ્ઠા છે ?

ફ્રાન્સમાં એક મુખ્ય સુવિખ્યાતમા પેપર માં ત્હેની એક ચાલુ નવલકથા પ્રસિદ્ધ થયા કરતી હતી. આ નવલકથામાં ડુમા એક અસામાન્ય રૂપવંતી સ્ત્રીનું જીવનચરિત્ર ચીતરતો હતો. લગ્નને થોડા દિવસની વાર હતી તેવામાં નાયક નાયકા વચ્ચે સહેજ લઢાઇ થઇ. નાયિકાએ પોતાના પતીને ઘણાજ સખ્ત વચનો કહ્યાં. ત્હેનું મન ફરી ગયું તથા ત્હેને આ દુનિઆ નરકવાસ જેવી લાગવા માંડી. આવા પ્રકારથી તે એકા એક સીક થઈ ગઇ. દુનિયા માં શાંતિ રહી નહિં. ચિંતા તેમજ દુઃખનો ત્હેના હૃદય ઉપર સખ્ત ફટકો પડયો છતાં અંધાભિમાનને લીધે ત્હેણે પોતાના મનની વાત કોઇને કહી નહિં.

નવલકથામાંની નાયિકાનું ચરિત્ર ત્યાં સુધી ચીતરવામાં-લખવામાં-આવ્યું હતું. આવતા અંકે નવલકથાનો ઉપસંહાર લખીને તે પોતાની વાર્તા પૂર્ણ કરનાર હતો એટલામાં ફ્રાન્સ દેશનો એક સદગ્રસ્થ ડુમાને ઘેર આવ્યો. આવનાર માણસ સાથે શેકહેન્ડ કરી ખુશ ખબર પૂછ્યા પછી ડુમાએ તે ગૃહસ્થને પોતાને ઘેર આવવાનું શું કારણ હતું તે પૂછ્યું; ત્યારે ત્હેણે કહ્યું—" હું જાણું છું કે તમે* *પત્રમાં આપની ચાલુ વાર્તા લખો છે તો મ્હારે એજ પુછવાનું કે ત્હેંના પ્રકરણો બાકી રહ્યાં છે ?

ડુમાએ કહ્યું:—" હવે વિશેષ પ્રકરણો રહ્યાં નથી. ફક્ત ઉપસંહાર બાકી રહ્યો છે તે આવતા અંકમાં પ્રસિદ્ધ થશે.

તે સદગૃસ્થે કહ્યું:—" છેવટે આપે આપની વાર્તાની નાયિકાનું શું પરિણામ આણ્યું છે, વારૂં ?"

ડુમાએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—" નાયિકાનું છેવટ મૃત્યુ થયું છે, તેણી પતિના વિયોગને લીધે સીક થઇ ગઈ હતી. ત્હેના ભયંકર રોગનું વર્ણન કરી ત્હેનું મરણ નીપજાવ્યું છે; પણ તમે મ્હને આ હકીકત શા કારણથી પુછો છો ?"

ડુમાની હકીકત સાંભળી તે ગૃહસ્થને મુર્છા આવી આવો પ્રકાર નજરે પડવાથી ડુમાને આશ્ચર્ય લાગ્યું; ત્હેણે પૂછ્યું:—" છે શું તે તો કહો ?"

તે ગૃહસ્થ પોતાને બન્ને હાથોથી ડુમાને પ્રેમથી પકડી કહેવા લાગ્યો:—" આપ મુરબ્બીને મ્હારે એટલીજ વિનંતી કરવાની છે કે નાયિકાને આપ મારી નાંખશો નહિં. ગમે તે પ્રકારે ત્હેનો બચાવ કરો !"

આ સાંભળી ડુમાને આશ્ચર્ય લાગ્યું—:ત્હેણે જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો—:,' ત્હેણે કેમ ? બચાવું લખાણ તો લખાઇને અધિપતિને મોકલી દીધું છે.

આ સાંભળતાંજ તે ગૃહસ્થની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં તે કરગરીને કહેવા લાગ્યો—:" આપ કૃપા કરી કે સેવક ઉપર ખાસ દયા કરીને નાયિકા જીવનનું રક્ષણ કરો હજુ સુધી અંક પ્રકટ થયો નથી. આપ ધારશો તો સહેજ મ્હારા કહેવા પ્રમાણે કરી શકશો.

"નવલકથામાંની નાયિકા ખરી નથી. તેના મૃત્યુ માટે તમે આટલી બધી ચિંતા શા માટે કરો છો? મ્હારા વિચારોને ત્હમે પાછા ખેંચી લેવાનો આગ્રહ શા માટે કરો છો? નાયિકા ભયંકર માંદગીમાં મરણ પામી છે, એવું વર્ણન કર્યું છે હવે તે ફેરવવાનું શું પ્રયોજન?" ડુમાએ પુછયું.

"આપની નાયિકાના મરણ ઉપર મ્હારી પુત્રીનું મરણ અવલંબીને રહેલુંછે. આપની આ ચાલુ વાર્તા મ્હારી પુત્રી શિરૂઆતથી વાંચતી આવી છે. જ્યારથી ત્હેણે એ વાર્તા વાંચવી શિરૂ કરી ત્યારથી એશુષ્ક થતી જાય છે આપે નાયિકાના જે રોગનું વર્ણન કર્યું છે તેજ રોગ મ્હારી પુત્રીને લાગુ પડયો છે. તેથી આપ ધારશો તો સહજમાં મ્હારી પુત્રીને જીવતદાવન આપી શકશો. આપ જો નાયિકાને મરણ થયેલી જાહેર કરશો તો ખરેખર મ્હારી પુત્રીને પણ ત્હેના જેવી જ દ

શા થશે. તેથી કરીને આપને વિનંતી કરું છું કે આપ ક્રુર ન થશો. વાર્તાની નાયિકાને બચાવીને મ્હારી પુત્રીને બચાવો કે જેથી આપનો મહાન ઉપકાર હું કદાપિ ભુલી જઇશ નહી."

આથી કરીને ડુમાએ તે સદગૃહસ્થને તે પ્રમાણે કરવાનું વચન આપી ફરીથી ઉપસંહાર લખ્યો બીજા અંકમાં ઉપસંહાર એવા ભાવાર્થનો પ્રકટ થયો કે:—"ઇશ્વરની ઇચ્છાએ મહામે-'હનતે તે આ રોગમાંથી સારી થઇઅને પતી સાથે ફરીથી સમાધાન થયું. હવે પતી પત્ની પોતાનું જીવન આનંદમાં ગુજારે છે."

૨.

ઉપરનાં પ્રસંગને દશ વર્ષ થઇગયાં છે. આ સમયે ફ્રાન્સ દેશના એક અમીરને ત્યાં હેનાં પુત્રનું નામ પાડવાની ક્રિયા થનાર હતી કે જે પ્રસગે ડુમાને આમંત્રણ હતું.

સંધ્યા કાળે પોષાક પહેરી ડુમા તે અમીરને ત્યાં ગયો. તે વખતે ત્યાં ઘણા ગૃહસ્થો હાજર હતા. ડુમાએ નજર ફેરવી તો પેલો સદગૃહસ્થ કે જેણે એક દિવસે વાર્તાની નાયિકનો બચાવ કરવા પ્રયત્ન કર્યો હતો તે ઇસમ હેની નજરે પડયો આગતા સ્વાગતા થયા પછી હસતાં હસતાં ડુમાએ પ્રશ્ન કર્યો:—"પછીથી આપની પુત્રીનું શું થયું.

હેણે પ્રત્યુત્તર આપ્યો:—મ્હારી પુત્રી સારી થઇ; આપેજ હેને જીવન આપ્યું. જુઓ તે પેલી રહી. ચાલો હું તમારી સાથે હેનુ ઇન્ટ્રોડકશન કરાવું. પછી તે બન્ને તે છોકરી પાસે ગયા. ડુમાએ જોયું તો ખરેખર હેની વાર્તામાંની નાયકા પ્રમાણેજ હેની સ્થિતિ હતી. હેનું મુખ ઘણુંજ સુંદર હતું. તે કોઇ દેવકન્યા હતી. હેનો કાળો કેશ કલાપ અને હેનાં નયનોની આનંદી સ્નિગ્ધ છટાનું કંઈ અવલોકન કરી ડુમાએ આશ્ચર્યથી પૂછયું:—"શું આજ કે આપની કન્યા.

ગૃહસ્થે કહ્યું—:હાજી, !"

"ડુમાએ પુછયું:—આ બાળકો કોનાં ?"

ગૃહસ્થે જવાબ આપ્યો:—"એ હેનાંજ બચ્ચાં છે, હેનો વિવાહ થયેલોજ છે: હાલ હેને ચાર બાળકો છે.

હસતાં હસતાં ડુમાએ કહ્યું:—" ખરેખર મ્હારી નવલકથાની પણ ચાર આવૃત્તિઓ થઇ છે!"

ડુમાની તથા તે સ્ત્રીની જે દિવસે એક બીજા સાથે ઓળખ થઇ ત્યારે ડુમાના આનંદની સીમા રહી ન્હોતી.

પ્રિય વાંચક ! જોયું; મનુષ્યના મન ઉપર નવલકથાનું યા તો વાર્તાનું પરિણામ થાય છે તે. આ ઉપરથી વાર્તાનો મહિમા મ્હોટોજ છે એમ કહેવાને બિલકુલ હરકત નથી.



# મેસમેરીઝમનો મારો પહેલો અખતરો.

(એક ટૂંકી વાર્તા.)

લખનાર—મં૦ ડા૦ બસલા.

જમશેદ નીકલસન ટ્રામમાં એક ખુણાની બેઠકપર હાથમાં બ્રાઉન પેપરનાં કવરવાળું કોઈ ચોપાન્યું લઇને બેઠો હતો, વખતો વખત ટ્રામ પર આવતાં ઉતારૂઓ સામે નજર કરતો, તેઓને ધારી ધારીને તાંકી તાંકીને જોતો, અને વળી પાછો, નિરાશ થઇને પોતાનાં વાંચન પર મંડતો. પણ જ્યારે એક માણસે પાછળ ફરીને જોયું, અને તેણેબી જમશેદની તરફ તાકી તાકીને જોવા માંડયું ત્યારેજ જમશેદના ચેહેરાપર કાંઇક ખુશાલી વ્યાપી રહી.

"હા, પ્રેકટીસ—માહવરો ચાલુ રાખવો જોઇએ! કોઇબી ચીજ માહવરા વિના સંપૂર્ણ થતી નથી." ને મનમાં બડબડયો.

પેલાં ચોપાન્યાંનાં થોડાંક પાના ફેરવીને તેણે વાંચ્યું:—

"આ સર્વેનું મુળ કારણ તમારી ધારણા—ઇચ્છા—શક્તિજ છે! જો કોઈ માણસનાં હાથમાં એની નાડ આવી, એ શક્તિને કેળવી, ખીલવીને તેની ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો, તેણે જાણે દુન્યા જીતી! દુન્યામાં જેબી માંગશે ને તેને મલશે. ધારો કે એક અભ્યાસી કોઇ ટ્રામમાં યા ટ્રેનમાં, યા આમનીબસમાં બીજા આદમીઓ બેગા બેઠા છે, અને તેમાંથી કોઈ એક આદમી, જેની ઉપર તેનું દીલ લાગે તેને પોતાનો 'સબજેક્ટ' (Subject) બનાવવાનું પસંદ કરીને, ને સબજેક્ટપર તેની પોતાની ઇચ્છા શક્તિનો પ્રવાહ, ગુપચુપ ફેંકતો જાય, તો તે સબજેક્ટ જેમ ચાહો તેમ કરશે, જ્યાં કહો ત્યાં જશે, ગમે એટલું દુર હોવા છતાં અમુક ઠેકાણે શું બને છે, શું બોલાય છે વગેરે બધી ખબર તમોને કહી આપશે, એનું નામ તે મેસમેરીઝમ, યા હીપનોટીઝમ કરી કહે છે. દાખલા તરીકે એક અભ્યાસી જો પોતાનાં સબજેક્ટની ગરદનપર ધારી ધારીને, એકાગ્ર ચિન્તે જુવે, અને પોતાની ઇચ્છાશક્તિથી ફરમાવે કે એમ ફરી જા, અને ભોંયપર પડેલી એક ટાંચણી ઉપાડ, હાથ ઉંચો કરીને મોંહપર ફેરવ, અને એ પ્રમાણે જે ગમે તે હુકમ આપે, તે પ્રમાણે પેલો સબજેક્ટ કરશે!"

એટલું ધ્યાનથી વાંચ્યા પછી તેણે ટ્રામમાં બેસવા આવતા દરેક ઉતારૂઓને આગળ કરતાંબી બહુજ એકાગ્ર ચિન્તે જોવા માંડયું.

જમશેદ નીકલસન, મેસર્સ દીનશા હોરમજી સોલીસીટરની કંપનીની ઓફીસમાં શોર્ટ-હેન્ડ કલાર્ક તરીકે ત્રીસ રૂપ્યાને પગારે રહ્યો હતો. આગળ વધવાની કાંઇ આશા ન હતી. મોટી મોટી બ્રીફ કોપી કરતાં, તેમજ બીજું જેબી કામ સોંપે તે કરતાં કરતાં જ્યારે કંટાળો આવતો ત્યારે જરા 'મન વેરવા' સારૂં મેમન ફેરીયાએ પાસેથી જુનાં ચોપડી ચોપાન્યાં લઇને વાંચતો. ઉપર જણાવવા પ્રમાણે ટ્રામમાં વાંચતો હતો તેનું નામ "Hand Book on Mesmerism" કરીને હતું. આ ચોપડી તેને પસંદ પડી હતી. કચરા જેવી નોવેલો અને કહાંણી કિસ્સા વાંચવામાં વખત ગાળવા કરતાં એવું કાંઇ નવું શીખવું તો કામનુંજ છે એમ સમજી તેણે એ બાબદનો અભ્યાસ તુરતનો શરૂ કીધો હતો.

બીજાં માણસોને આપણે કાબુમાં લઇ લેવાની શકિત! એક આંગળી પણ ઉપાડયા વિના આપણી મરજી પ્રમાણે ચલાવવા કામ કરાવાની શકિત મેળવવી! અને ફકત ઇચ્છાજ દેખાડવાની ખોટી! કે આ ચીજ થવી જોઇએ. અને તે કામ થયલુંજ છે, એવી શકિત મેળવવી એ કેવું માહબારત! કેવું અજાયબ જેવું? અને કેવું તાજુબી પમાડનારૂં? એવી શકિત મેળવીને માણસ ચાહે તે મેળવી શકે! અને ચાહે તે હાથ કરી શકે! એ શું થોડી મહત્વની વાત?

સમજો કે ઓફીસમાં હમેશની માફક, જાણે કાંઇ કશામાં છેજ નહીં, તેમ બહારથી દેખીતી રીતે તો રેંઢપેંઢ જેવા, કોમન કલાર્કની પેઠે બેસવાનું! જ્યારે ખરી રીતેતો હુકમ ચલાવવાનું! રાજ્ય ચલાવવાનું! તેથી વળી કેમ? એક બોલબી મોઢમાંથી બહાર પડયા વિના ઓફીસનો પટાવાળો તો શું, પણ ખુદ મેનેજર સુદ્ધાં, તમારી મરજી પ્રમાણે કરે! વાહ, શાબાશ છે એના શોધકને! આ પ્રમાણે જમશેદ નીકલસનનાં તરંગો દોડતા હતા.

ત્યાર પછી એક અઠવાડીયાં દરમ્યાન, તે બીજાં લોકો તરફ એકલો ધારી ધારીને, તાંકીને જોયા કરતો હતો, કે તેની આંખના ડોળા પણ તણાઇ આવ્યા, દુખવા લાગ્યા! એક વાર તો કોઈ બે કડીયા, મજુરોની ઉપર અખત્રો કરતાં તેઓતો ઉશ્કેરાઇને એવા ગુસ્સે થઇ ગયા હતા કે જો તેવી નવરી–એકાંત જગ્યાએ હોત તો જમશેદનું કોહુંબી તેઓ રંગી નાંખતે પણ તેથી તે નાઉમેદ થયો નહીં, પાછો હઠયો નહીં. તેથી ઉલટું એની ખાત્રી થઇ, એની ઉલટ વધી, અને વધુ ઉમંગથી બીજા અખત્રા કરવા લલચાયો. તેણે અનુમાન કર્યું કે તેની ઇચ્છા શકિત ખીલી હતી. તેની ઇચ્છા શકિત મેહેનતનું ફળ દેવા લાગી! કારણ કે ઘણીક વાર તેણે લોકોને પાછળ ફરીને જોવાની, ભોંય પર પડેલી ટાંચણી ઉપાડવાની ફરજ પાડી હતી.

હવે પછી તેણે જે પગલું લીધું તે એ હતું કે, એક અમુક ખાસ અને લાયક સબજેકટ શોધી કાહડીને, રોજબરોજ, એકનેએક, ચોક્કસ વખતે, નિયમિત અખત્રા કરવાનું ઠરાવ્યું. કારણ તેની બુકમાં એ પ્રમાણે નિમિયત અખત્રા કરવાને માટે ભાર મેલીને, ખાસ જણાવી હતી.

તેણે પોતાનાં ભાઇબંધ કલાર્કો પર નજર દોડાવી. જો એ લોકમાંથી કોઈ એકને પસંદ કરે તો, છુપી રીતે, તે લોકને ખબર નહીં પડે તેમ, અખત્રા કરી તેની ઉપર કાબુ મેલવવાનું કામ આસાન ન હતું. વળી તે તો રહ્યું. પણ જો ભોગ ચોઘડીએ તે લોકની જાણમાં એ બીના આવી તો પોતે હસીમાં આવી પડશે, બધા બનાવશે, ટકોર–મશ્કરી કરશે. અરે પણ એ લોકને કાબુમાં લઇને એ લોક પાસેથી આપણું ભલું થાય એવું શું કામ કાહડી ન લેવાય? એનાં કરતાં તો હોરમજી શેઠજ હોય તો કેમ? જમશેદ નીકલસનને પોતાનાં કામને સબબે દરરોજ અગ્યાર વાગને, હોરમજી શેઠનાં ઓરડામાં જવું પડતું હતું. શેઠ સાથે એમ લગભગ એક કલાક સુધી રોજ તેને રોકાવું પડતું હતું. ને સાથે વળી શેઠનો ઓરડોબી મજાદનો બંધ બેસ્તો, અને દરેક રીતે લાયક

બારીઓ બંધ કરવા કહે!" તે વખતે કાંઇ ટંડી ના દીન ન હતા, ગરમી શરૂ થઈ ચુકી હતી. અને ગમે એવી કડકડતી ટંડી કેમ ન હોય, પણ હોરમજી શેઠ બધીજ બારીઓ, એકદમ કદીબી બંધ કરાવતા ન હતા. હવા આવવાને માટે એક બારી તો જરૂર ખુલ્લી રખાવતા.

ત્રીજી 'નોટ' એ હતી કે કોઇ વાર કામને સર હોરમજી શેઠ જમશેદજીનીજ ટેબલ પર બેસતા હતા. તેવો જો પ્રસંગ આવે, તો તેમ ને ઉંઘમાં નાંખવા. આટલા અખત્રા કરી જો વાની યાદી હાલ તુરત તો કરી રાખી. અને જમશેદનાં ભરોસા પ્રમાણે એ અખાત્રા ફ્તેહ મંદ ઉતર્યા, તો પછી એમ ખાત્રીથી માનવાનું બને કે હોરમજી શેઠ તેનાં કાબુમાં આવી ચુકયા!

સોમવારની સહવારે અગ્યાર વાગતાની આગમજ જમશેદ પેલી યાદી ને એક ચોપડી જે શેઠના ઓરડામાં બીજાં કામના કાગળ્યાં સાથે લઇ જનાર હતો તે ચોપડીમાં મુકીને લઇ ગયો અને શેઠની આવ્યાની રાહ જોતો બેઠો. તેનાં સારાં નસીબે, રોજનાં કરતાં, આ જે શેઠ જરા જલદી આવી પુગ્યા અને જમશેદ મનમાં ખુશી થતો પોતાનાં અખત્રા કરી જોવાની અધીરાઇમાં પડયો.

પણ પહેલાં તો, જાણે સારા સુકન નહી મળ્યા. શેઠનો મિજાજ આજે જરા બરખી લાક હતો. અને જમશેદ પોતાનો અખત્રો કરવાનુ શરૂ કરતો કે તુરત શેઠ તેને તે ઓર ડાની બહાર. આફીસમાંથી બીજાં કાગળ્યાં લા વવા મોકલતા. એમ કેટલીક વાર તેને બહાર જવું પડયું હતું. ધીમે ધીમે જ્યારે હાથમાં ધારેલું કામ આરોપવા આવ્યું, ત્યારે જમશેદ ને તક મળી. એક લાંબા લચ કાગળે હોરમજી શેઠનું ધ્યાન રોકયું અને તેને લઇને તેવણે કેટલીકવાર સુધી ધ્યાનથી વાંચ્યું. વાંચના થાં ગના તેવણે જમશેદ તરફ અછડતી નજર નાંખતાં તો તેમને જણાયું કે તેમના ચ્હેરા ગમ એકા ગ્ર ચિત્તે જોતો હતો. તે જોઇ તેવણે પુછ્યું— "કેમ જમશેદ, શું છે? તું કાંઇ બીહીલો, ચ ચોંકેલો હોય તેમ દેખાય છે?" જમશેદનાં ચ્હે રા પર રતાશ ધાઇ આવી જાણે ગભરા ઈ ગયો હોય તેમ ત-ત-પ-પથી બાંગું-તુટું બોલ્યો, પણ તેનાં સારાં નસીબે હોરમજી શેઠ ને કાંઇ પુરેપુરું સાંભળ્યું નહીં.

વાંચનારને ફરીથી યાદ દેવાડવાની જરૂ ર નથી કે જમશેદ પોતાના અખત્રા શરૂ કરી ચુકયો હતો. થોડી વારની ચુપકીદી પછી હોરમ જી શેઠે પોતાનો હાથ કપાળ પર ફેરવ્યો. અ ને પછી ખુરસી પરથી ઉઠીને પેલી ત્રીજોરી આગળ ગયા.

જમશેદ તેવણ તરફ વધારે ધ્યાનથી, આ તુરતાથી, તાંકીને જોયું કે એવણ શું કરે છે! શું તેવણ પેલું સૌથી છેલ્લું નીચેનું જ, "ડીડ" લેવા ઉઠયા? તે નહીંતો બીજું બી કોઇ કા ગળ તે ત્રીજોરીમાંથી લેશે?

એક બે મિનિટ તો હોરમજી શેઠ વિચા રવંત હએ તે ત્રીજોરી પાસે ઉભા રહા. જાણે કાંઇ યાદ કરતા હોય તેમ ઉભા રહયા! જમ શેદનું દીલ હવે જોરથી ધપકારા દેવા લાગ્યું. તેણે દાંત કચકચાવ્યા, મુઠ્ઠી ટાઇટ કરી, પોતા ની નજર ત્રીજોરીની અંદર, સૌથી નીચે મુકે લાં કાગળ્યાં પર ઠેરવી, અને મનમાંજ, પણ મજબુત ઠરાવથી બોલ્યો— "પેલુ સૌથી નીચે નું છેક નીચે મુકેલું તેજ, કેમ? કાઢેછ કે નહીં? જલદી! જલદી!"

હોરમજી શેઠ વાંકા વળ્યા. ત્રીજોરીનાં બારણાનો હાથો પકડયો. અંદરથી એક નાનો કેશ-બોકસ બહાર કાઢીને, સેજાંજી પર મુકયો અને વળી જાણે ગુંચવણમાં પડયા હોય તેમ દેખાયા અને બોલ્યા—"અં! અં! શું કરવા આવ્યો જો?"

જમશેદ મનમાં ઘણો મલકાયો—"આહ! શેઠને શું ખબર, કે આ બધા ચેન-ચાળા શાને પ્રતાપે થાય છે?"

ત્રીજોરી આગળથી હોરમજી શેઠ પાછા પોતાની ખુરસીપર બેસતાં બેસતાં બન્ને હાથો

અફેક સાથ ખુબ જોરથી બોલ્યા—"આહા! હા, હા, હા! મી. જમશેદ જરા બધી બારીઓ બંધ કરો આજે કાંઇ ઠંડી વધારે લાગે છે!" જમશેદે હુકમ પ્રમાણે કીધું તો ખરું પણ પોતાનો બીજો અખત્રોબી ફતેહમંદ થયો. તેથી કાંઇ થોડો ખુશી થયો નહીં. તેને લાગ્યું કે હોરમજી શેઠ પર પોતાના અખત્રાની અસર ધારવા પ્રમાણે તો પુરે પુરી થાય છે ખરી.

હવે જ્યારે એ બે બાબતો સિદ્ધ થઇ, ફતેહમંદ પાર ઉતરી! તેથી હવે ત્રીજા અખત્રા ને માટે ઉલટ પકડી. નસીબે આજે પુરે પુરી યારી આપી! હોરમજી શેઠ હવે જમશેદ નીકલસન તરફ પીઠ કરીને એક બીજી ખુરસીપર જઇને બેઠા. અને આજે કયું કામ જરૂર કરવા નું છે તેની નોંધ લેવા જમશેદને કહીને વિચાર વંત હુએ જરાવાર બેસી રહ્યા. હવે જમશેદે ત્રીજો અખત્રો અજમાવ્યો. એકાગ્ર ચિત્તે ઘણુંજ ધ્યાન પૂર્વક પોતાની ઇચ્છા શક્તિનું સંપૂર્ણ બળ વાપરીને હોરમજી શેઠને હવે ઉંઘમા નાંખવાનાં કામ પર મંડયો. જાણે જમશેદની બળવાન ઇચ્છા શક્તિના પ્રવાહનું જોર હોરમજી શેઠથી ન ખમાઇ શકતું હોય તેમ હવે તેમણે ટેબલપર હાથ મુકી ને હાથ પર માથુ ટેકવીને ઝોકા ખાવા માંડયા. પાંચ સાત મિનિટ પછી હોરમજી શેઠે બરબર ઉંઘમાં ઘોરવા માંડયું હવે કાંઇ શક સુબા જેવું રહ્યું નહીં! આટલી સાબેતીઓ શું પુરતી નથી? એથી વધારે શું જોઇએ! પણ નહીં, શું હોરમજી શેઠ ખરેખર ઉંઘમાંજ પડયા હતા. કે અમથા સહેજ ઝોકા ખાતા હતા, તેની ખાત્રી કરી જોઇએ. તેણે પોતાની 'નોટ-બુક' ઉપાડી ને બંધ હેતી ટેબલ પર અફાળી, ટેબલપર પેન્સીલ વડે ટપ-ટપ-ટપ કરીને અવાજ કર્યો. ટેબલપર પડેલો પેપરવેટ ઉપાડયો અને ધમ દઇને પાછો નાખ્યો! ટેબલનું ખાનું જોરમાં ઉઘાડયું અને તેવાજ જોરથી એકદમ અવાજ કરીને પાછું બંધ કર્યું. પણ આ સર્વ ગડબડ છતાં, આ સઘળી ધમચકરી ને અફળાઅફ છતાં હોરમજી શેઠના ઘોરવામાં કે હોરમજી શેઠની ખુશ નિંદમાં કાંઇ ખલલ પડી નહીં.

પેલી ચોપડીમાં જણાવ્યું હતું કે કોઇ માણસને—સબજેક્ટ—ને આવી ભર નિંદમાં આણ્યા પછી જે કામને માટે તેને આવી હાલતમાં આણ્યો હોય તે કામ કાજ તુરતા તુરત સોંપવું—ફરમાવવું જોઇએ. જમશેદ તો વિચારમાં પડયો કે હવે શું કરવું? તેણે કાંઇ આગળથી ધારી રાખ્યું ન હતું. ખરું પૂછો તો, ને પોતાના સબજેક્ટને આવી હાલત માં લાવી શકશે તેવી વકી સુદ્ધાં કયાં રાખતો હતો!

જમશેદે હોરમજી શેઠની ટેબલ પર ફરી એક વાર નજર કરી. તેણે હુકમ કર્યો—"તમારી ટેબલ પર તમારી સામે પેન પડેલી છે ને ઉપાડો!"

હોરમજી શેઠનો જમણો હાથ ધ્રુજ્યો આમ તેમ ટેબલ પર હાલ્યો. જમશેદે ફરીથી જરા જોરથી ફરમાવ્યું—ટેબલ પરથી કલમ ઉપાડો! શાબાશ. જલદી!" અને તુરત જમશેદ ની મોટી ખુશાલી વચ્ચે હોરમજી શેઠના આંગળાં માં પેન પકડેલી જણાઇ! હવે જમશેદ નીકલસન ની નજરે હોરમજી શેઠની ટેબલ પર પડેલી ચેક-બુક પર ગઇ. તેણે ધાર્યું એમ બી ને એમ બી હિંમત રાખીને કામ લેવું જોઇએ! જોખમદારી, હિંમત વિના કયું કામ માથે લેવાય છે! જોખમદારી વિના કયું પાર પડે છે! ઉખલી માં માથું મુકી પછી ધપકારાએ કેવું ડરવું! એમ વિચાર તેણે કાંઇક ધ્રુજતા સાદે ફરમાવ્યું, "તમારી ચેક બુક ઉઘાડો!"

હોરમજી શેઠે હવે પોતાનો એક હાથ, જેણે માથું ટેક્યું હતું, તે હાથ છુટો કીધો અને આમ તેમ એક બે વાર તે હાથ ફેરવ્યા ને ચેક બુક ઉઘાડી.

"આહો, પહેલા પાના પર કોરો ચેક છે. તે જુવો અને એક પાંચસો રૂપિયાનો ચે

લખી કહાડો. લાવનાર ધણીને પૈસા મળે તેમ લખો અને તમારી સહી કરો."

ચેક બરાબર લખાયો. સહી સાખ સૌ થઈ. અને જાણે હવે બીજા હુકમની રાહ જો તો હોય તેમ જમશેદ નીકલસનની તરફ ધા રીને, તેનાં મોંહ સામું જોતા બેઠા? અત્રે કહેવું જોઇએ કે હોરમજી શેઠની આંખ ચેક બુક લખતી વેળા ખુલી ગઇ હતી. જો કે આંખ ખુલી હતી. તો પણ દેખીતી રીતે, જા ણે ઉંઘમાં ચાલનાર માણસની પેઠે અસાવધ હાલતમાં હતા.

જમશેદને લાગ્યું કે હવે ઘણું થયું. હવે એ બાબદ ખતમ થવી જોઇએ. નહીં તો કોઇ આવી પડશે તો પંચાતી! તેણે વળી ફરમાવ્યું—"બે મિનિટ પછી જયારે તમો સુદ્ધિમાં આવો ત્યારે, જમશેદ, લે આ ચેક તારી સારી નોકરી, ખંતી પણું મહેનત, અને નિમકહલાલીનાં બદલામાં તને—" એમ બોલતાં બોલતાં તે અટકી ગયો કેમ? શાથી? શું થયું?

જમશેદ નીકલસન આખર કરેને, ખાનદા ની, આબરૂદાર, અને પ્રમાણિક માણસ હતો. કિસ્મતમાં આવી લુચ્ચાઇપણું, નાદાન્યત, બેવકુફી કરી, પાપી કર્મ કરવા તરફ ઘડી ભર દોરવાયો, લલચાયો હતો, એ ખરી વાત; પણ પેલો હૃદય-નાદ, અંતર અવાજ, પેલી કુદરતની ભયની નિશાની (ડેનજર-સીગનલ), ખોટું, પાપી, કર્મ થાય છે એવી અંતરની લાગણી, આખરે પ્રગટી નીકળી! એ લાગણીથી દોરવાઇ તે પાછો હટયો. તે હટયો. એ લા ગણીને જોરે ગબડી નહીં, ઠોકરે મારી નહીં, તે કમનસીબ. કેજ બગેજ, કદમ બ-કદમ, પાપી, બદકર્મી બની "અતિ ધર્મોન્નત અને પાપો ક્ષય"નાં અનિવાર્ય નિયમને શરણ થશેજ! હા, ઘડી ભરનાં ક્ષણ ભંગુર સુખમાંથી કદાચ માહાલશે, પણ આખરે તેહીનો ક્ષય અને ખરીનો ક્ષય થશેજ! પણ સબર, આપણે આપણી વાર્તાથી વેગળા ગયા છીયે.

આપણે ઉપર જોઇ ગયા છીયે કે જમશેદ પેલા રૂ૦ ૫૦૦) પાંચસોનો ચેક પોતાને આપી દેવાને ફરમાવતાં, અચકી ગયો હતો. તેને શરમની લાગણી થઇ આવી. પારકાના પૈસા ખોટે માર્ગે, ખોટે બહાને ખોટી રીતે, તે મેળવવા જતો હતો તેનું ભાન તેને હમણાંજ થયું. તેણે ધાર્યું કે એમાં જણાઇ આવવા જેવું, પકડાઇ જવા જેવું તો ઘણું નહીં હતું. તોપણ, આખર કરે ને, એ હરામના પૈસા ગણાય કેની? એવી એક રીતની હરામજી, લુચ્ચાઇ, બદ દયાનતજ કેની? હરામનાં પૈસા કાંઇ હજમ થાય?" "જીસ મુલસે આયે, ઉસ મુલસે ગયે ઔર નદ્દેમેં દો જુત્યે!" એમ વિચાર કરી, તે તુરત બોલી ઉઠયો-"નહીં જોવા તમો હુશ્યારીમાં આવો. તેવા એ ચેકને, ફાડી તોડી નાંખજો, યા એક મેચીસથી સળગાવી તેનો નાશ કરી દેજો! સમજ્યા? ધ્યાનમાં આવ્યું?" એમ પકા ઠરાવથી ફરમાવ્યું.

એવી વેળાએ જેમ બનેછ તેમ, તેનું દીલ ધ્રુજવા માંડયું. તે થરથર કાંપવા લાગ્યો. અને સામેનાં ઘડયાલપર નજર કરી, પોતાની ખુરસીપર હોરમજી શેઠને પાછા સુધિમાં આવવાની રાહ જોતો બેઠો.

એક મિનિટ ગઈ, બીજી પસાર થઇ, હવે જમશેદ નીકલસનને વિચાર આવ્યો કે ચોપડીમાં જણાવ્યા પ્રમાણે "વારણુ કરવાનું," સબજેકટને પાછો શુધ્ધિમાં લાવવાનો ઉપાય અજમાવ્યો. ધારો કે હોરમજી શેઠ સગતગ્રન નહીં થયા! પોતાની અસલ શુધ્ધિમાં ન આવ્યા! ધારો કે એવામાં એવણનાં ઓરડામાં કોઇ આવી લાગ્યું? અને એવણની આવી બેહોશ બેહાલ હાલત જોઇ ધારો કે—પણ આ વિચારોમાં હોરમજી શેઠનાં એક ખંખારથી, પછી એક ઉંડા નિસાસાથી, ખલલ થઇ, અને

જમશેદ નીકલસનના "ધારો કે, ધારો કે" બંધ પડી ગયા.

"હું ધારૂંછ, જમશેદ, કે થોડીવાર હું ઉંઘાઇ ગયો હતો, નહીં ?" હોરમજી શેઠ એક આળસ ખાઇ બોલ્યા.

"હાજી," આપણા જમશેદજી મેસમેરીસ્ટે જવાબ આપ્યો.

"ગઇ રાતના મને બરાબર ઉંઘ નહીં આવી હતી તેથી !" હોરમજી શેઠ બોલ્યા. અને તેવણની નજર સામે પડેલી ચેક બુક પર ગઈ. તેવણે પેલો લખેલો ચેક છુટો કીધો અને ચરરર–ચરરર કરતો ફાડી નાંખ્યો અને જમશેદ સામું જોઇને હસ્યા.

"હું તમને કહેતા ભુલી ગયો મી૦ નીકલસન, કે મને એક ઘણી ખુશી ભરેલી ફરજ બજાવવાની છે ! તમારી હુશ્યારી, તમારી ખત અને ઉલટ માટે હું ઘણો ખુશી છુ. તેઓ આ તમો—"

"અરે નહીં શેઠ" જમશેદ બોલી ઉઠયો

"આ ચેકના ટુકડાઓને મેચીસથી સળગાવીને નાશ કરો." જાણે હોરમજી શેઠ જમશેદનું બોલવાનું સાંભળ્યુંજ નહીં હોય તેમ પોતાનું બોલવાનું પુરૂં કીધું. હોરમજી શેઠનો આ છેલ્લો હુકમ સાંભળી જમશેદે છુટકારાનો દમ ખેંચ્યો. તેના સર્વે અખત્રા સંપૂર્ણ પાર પડયા હતા. તેનાં મનની ઉમેદ, તેની હોંસ, ને ઉલટ પાર પડી ! અને શુકર તે ખોદાના કે કાંઇ ખુરૂં કામ નહીં થયું.

હોરમજી શેઠ ટેબલ પર જરા વાંકા વળ્યા જમશેદ ગમ, જમશેદનાં ચ્હેરા તરફ સીધી નજર કરીને, એક કાગળની કાપલી જમશેદને આપીને બોલ્યા—"હું ધારૂંછ કે એ કાગળ તારૂં છે, નહીં ? અને મારા ધારવા પ્રમાણે મેસમેરીઝમના અખત્રા કરવાની નોંધ રાખેલી લાગેછ ! મારા ધારવા પ્રમાણે તું એ બાબદનો અભ્યાસ કરેછ ની ?"

જમશેદ નીકલસન, પોતાની પોતાને હાથે લખેલી નોટની કાપલી જોઇ હેરત થયો કે એ એમ શેઠનાં હાથમાં કેમ ગઇ? શેઠ હવે બોલ્યા—"હું બી થોડું ઘણું "શોર્ટહેન્ડ," ટુંકા અક્ષરની ભાષા શીખ્યો છું. અને કોઇનું લખેલું સારી રીતે ઉકલાવી શકું છું. અને મેં ધાર્યું કે આપણી ઓફીસનાં કામને લગતું હો એ મ સમજીને ઉકલાવી જોયું ! વળી થોડા દીવસની વાત પર મારી ટેબલ પર બીજાં કામનાં કાગળો ભેગી મેસમેરીઝમને લગતી ચોપડી બોતું લાવેલો, તે મારા જોવામાં આવી હતી. જો, તારા જેવા જુવાન માણસો, નવું નવું શીખવા—જાણવાની ઉલટ લે, તે મને ઘણું પસંદ છે. અને હું ધારૂંછ કે તને તારા અખત્રા કરવામાં મદદ કરવાનું મે બનતું કર્યું છે. પણ ખરૂં કહુ છું કે વાંકા વળી વળીને જમીન પર પડેલી ટાંચણીઓ ઉંચકતા ઉંચકતાં મારા બરડાનો કાંટો બી બેવડ વળી ગયો છે!"

એટલું બોલીને હોરમજી શેઠે તે વાત પડતી મેલી. તેવણે જોયુ કે જમશેદ નીકલસનને એટલીજ વાતથી બરડે પાણી ઉતર્યું હતું અને તેના કપાળપર પરસેવાનાં રેલા ચાલતા હતા. ચ્હેરો ફીકકો પડી ગયો હતો. બોલ્યાર નીચી નજર કરીને વિચારવંત ઢબે જમશેદ બેઠો હતો. તેની ખુરસી આગળ જઇને તેના ખભાં પર હાથ મુકી શેઠ બોલ્યા—"મી. જમશેદ નીકલસન, હુ જોઇને, જાણીને, ઘણોજ ખુશી થયો છું કે તુ લાલચમાં સપડાયો નથી ! અપ્રમાણિકપણે વર્તયો નથી! અને ખોટે માર્ગે દોરવાયો નથી ! આજના જેવી બાબતમાં તને લલચાવાનું ઘણું હતું. અપ્રમાણિક થતાં વાર વાગે તેમ ન હતું. ખોટે માર્ગે દોરવાઈ જવાનું આસાન હતું. તેમ છતાં હું જોઇને ઘણોજ ખુશ થયો છું કે લુચ્ચાઇ, હા, એબી એક તરાહની લુચ્ચાઈજ કહેવાય, ઠગબાજીજ કહેવાય, તેવી લુચ્ચાઇને ઠગાઇબાજીથી, સામાં ધણીની જાણ વગર, હરામના પૈસા, હરામની મીલકત, હરામની

દોલત મેળવવાનું, ખરૂં કહીએ તો ચોરીજ કરવાનું મન, તેં નથી કીધું!"

તેવણે બોલવાનુ ચાલુ રાખ્યું—"હવે જો, જે બનવા પામ્યું છે તેને માટે એક લેખે મારોબી વાંક છે! મારે એ વાત મનપર લેવી જોઇતી ન હતી. મારે એ વાતમાં તને ઉત્તેજન આપવું જોઇતું ન હતું. મારે એમ તને "બનાવવું" જોઇતું ન હતું! અને તેથી હું તેનો બદલો વાળી આપવા માંગું છું. પણ તું કાંઈ એમ ના "સુઝમાં રોજા ખોલતો" કે તારો પગાર વધારી આપશ, કે એક બીજો ચેક લખીને તને સપુરદ કરીશ! એવું જો કાંઈ કરૂં તો તું તો એમજ સમજે કે હવે તું પુરે પુરો મેસ્મેરીસ્ટ થઇ ગયો! અને એ એનાજ પ્રતાપે થયું! નહીં, તેમ નહીં. મારો વિચાર એ કરતાં જુદીજ રીતે, એ કરતાં ઘણીજ સારી રીતે, તારૂં ભલું થાય, તારી બેહેતરી થાય, તું પાછળથી સુખી થાય તેવું, તને ઘણો સંગીન ફાયદો થાય તેવું કાંઈ કરવાનો વિચાર છે! જો સાંભળ! તારી મરજી હોય, તો એ બધા ઢોંગધતુરાના પચાડા છોડી દે, ને એ મેસ્મેરીઝમની પાછળ જેમ ખંત રાખીને લાગ્યો તેટલીજ ને તેવીજ ખંત રાખી, ઉલટ લઇને જો કાયદાનો અભ્યાસ કરવા માંડશે, તો હું તને મારી ચોપડીઓ આપીશ ને મારેથી બની શકતી દરેક મદદ તને આપીશ. ગર્‌મ્યાનની પરીક્ષા પાસ કરશે, તો પછી તને સોલીસીટર બનવાની જોગવાઇ કરી આપીશ. માટે જો એ બાબદ ધીરેથી ગંભીરપણેથી, વિચારીને ધ્યાનપર લે, ને એનો જવાબ મને કાલે આપજે. બસ, હમણા તો બસ."

× × × ×

ફલસન સોલીસીટર બની; ફતેહમંદી સાથે, મેસર્સ દીનશા, હોરમજી અને નીકલસનની કંપનીમાં જોડાઇ વિખ્યાતી મેળવી ચુકયો છે. પણ મેસ્મેરીઝમની બાબદમાં હજી તેની ઉલટ કાંઇ કમી થઇ નથી. ઉલટું એ બાબતનું જ્ઞાન અને અનુભવ આગળ કરતાં બહુ વધી ગયલાંછે; પણ તેના જેવી અખત્રા ફતેહમંદ થયા, તેમાં હોરમજી શેઠપર અજમાવેલા અખત્રાઓ કરતાં વધારે અસરકારક કોઇજ થયો હશે. તે અખત્રા જેવું ફાયદાકારક પરિણામ બીજા કોઇજ અખત્રાએ દેખાડયું હોય!

સમાપ્ત.

---

## સુકૃતની શીખ!

એરૂલી બાંગડ બબ્બામાં ખીસું ખાલી કરી પાસે કાંઇ રહ્યું નહિ તેથી ઉપરના ભાડુત કુમલી બાઇ પાસે ઉછીના ચાર આના લેવા ગયો.

"એ તમે બહાર પી આવીને મારી પાસેથી પૈસા શાના ઓકાવોછ જો?" કુમલી બાઈ ઝટ છેડાઈ પડી બોલી ઉઠયાં.

"મને બસ ચારજ આના આપો."

"નહિ ચાર આનાબી નથી ને ચાર અરધીબી નથી."

"તમારી પાસે ચાર અરધીબી નથી! અરરરર! ત્યારે બહ્લા માણસ આપ ઘેરમાં શું કામ રહોછ? ને કાંહથી ભાડું આપશો! આપ માણસને કયાંથી પગાર આપશો? બહ્લા માણસ, ત્યારે કાંય લખણનો ખરચ કરોછ! મારૂં માનો તો બધો ખરચ કાઢી નાંખો ને કાંઇ બચાવો! વખત ઘણો ખરાબ આવોછ! આપ તમારી એ દીકરી હવે મોટી—ગમેટી જેવી થઇને——" કુમલી બાઇ કરડા મોંની ને બહાર ગયાં ને એરૂલી બાંગડનું બારણું બન્ને વચ્ચે લડકી ગયું.

જાલુ બહેજેર ચાનાઈ

પર નારી ઉપર કુદ્રષ્ટિ કરનાર સ્રી લંપટ પાપીઓ ઉપર અકબરને બહુ તિરસ્કાર હતો. સર્વ વાતો તેણે જાણી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પેલા નીચ અમીર ને તેણે બહુ ઠપકો આપ્યો અને જન્મદેશ નિકાલ કર્યો. બીજી તરફથી તેણે બીરબલને શાબાશી આપી.

આવા આવા દાખલાઓ મુસલમાન અમીર ઉમરાવો અને દરબારી કારભારીઓ ને બહુ સળતા હતા. તેઓ તો કાંઈબી કરી ને આ કાફર બ્રાહ્મણનું કાટળુંજ કાઢવા માંગતા હતા. એ તેમની મતલબ પાર પાડવા ની વેળા પણ ઈશ્વર કૃપાથી તેમની પાસે આવી ઉભી.

પાદશાહનો એક ખાસ હજામ હતો. એક આંખ ગેબ હોવાથી તે કાણિયા હજામને નામે ઓળખાતો. બીરબલના શત્રુઓએ તેને મોટી રકમની લાલચ આપવા કહી હાથમાં લીધો. હજામભાઈની લુલી પાધરી રહેજ નહિ, અને અકબરને ગામ ગપાટા જાણવાનો શોખ ભારી. એટલે ઉપલી ગોઠવણ પછી એક દિને પાદશાહને કાણિયાએ ખુશ મિજાજમાં જોઈ વાત છેડી.

"જહાંપનાહ ! આપ દરરોજ ગામની ને રાજ્યની ખબર અંતર રાખો છો; પણ સ્વર્ગની કાંઈ તમને ખબર છે ? તમારા પૂર્વજોના પુન્ય પ્રતાપથી તમને આ સર્વ રાજતાજ મળ્યાં અને તેમાં તમે બહુ વધારો કર્યો. તો તે વહાલા પૂર્વજો સ્વર્ગમાં કેવી રીતે વસે છે તેની કાંઈ ખબર તો મેળવો ?"

"વાતો તો ખરી," અકબરે રમુજમાં ઉત્તર દીધો; પણ ત્યાં જઈને ખબર કોણ લાવે ? અને તે શી રીતે ત્યાં જાય ?"

કાણિયોબોલ્યો, "ખબર લેવા કોને મોકલવો એતો આપનું કામ છે છે; પણ ત્યાં શી રીતે જવું એ હું કહું. જુઓ મહારાજ, શેહેર બહાર સ્મશાન છે ત્યાં તમારે જેને મોકલવો હોય તેને બેસાડવો, અને તેની આસપાસ સવા લાખ પૂળા ઘાસના એક મિનારાના આકારમાં ગોઠવવા પછી આ મિનારાને સળગાવી દેવો, એટલે તેમાંથી ધુમાડો નિકળશે. આ ધુમાડો આકાશે ચઢશે અને તેની જોડે પેલો તમારો પસંદ કરેલો એલચી પણ ઉપર પણ ચહડી જશે. બંદે નવાજ ! જેનેબી તમે પસંદ કરો તે તમારાં રાજ્યમાં સર્વથી બુદ્ધિવાન અને તમારો બહુ વિશ્વાસુ હોવો જોઇયે, હં ! નહિ તો પછી ખરો જવાબ આપને કોઈ લાવી આપનાર નથી. મારી નજરમાં એ કામ માટે બીરબલ સિવાય બીજો કોઈ દીસતો નથી."

પાદશાહે જોયું કે બીરબલને ફસાવવાનું આ નવું ચોકઠું મંડાય છે. પણ એ મુશ્કેલીમાંથી પણ, તે ચતુર સલામત નિકળી આવશેજ, એવી પાદશાહની ખાતરી હતી. તેણે કાણિયાની સલાહ પસંદ કીધી અને તે મુજબ અમલ કરવાની ખુશી દેખાડી. એ બીના કાણિયા ભાઇએ જઇને મુસલમાન અમીરોની મેહફિલમાં કહી સંભળાવી, અને પોતાનું ઇનામ મેળવ્યું.

પાદશાહે બીજે દિને બીરબલને પોતાનો ઇરાદો જણાવ્યો. કે તેમનેનેયાગાનોની ખબર અંતર જાણવાની જરૂર છે, અને તે ખબર બીરબલે જાતે જઇને લાવવી.

"બીરબલ ચેતી ગયો, પણ બોલ્યો કે જવાને ખુશી છું; રસ્તો બતાવો."

"રસ્તો તો કાણીઆ હજામે બહુ સરસ દેખાડ્યો," આમ કહીને અકબરે સવા લાખ ઘાસની પૂળીમાં બીરબલને સળગાવી મુકવાની નરમ ઘી જેવી વાત માંડીને કહી.

બીરબલે પોતાના શત્રુને પીછાની લીધો, અને પછી સ્વર્ગમાં જવાનું કબૂલ કીધું. પણ ત્યાં ઘણા દિવસ રહેવું પડે તો પોતાનું કુટુંબ ભુખ્યું મરે; એટલા માટે તેણે એક લાખ રૂપિયા પોતાના પગારને પેટે આગમજથી

માંગી લીધા અને એક મહિનાની મહેતલ માગી પાદશાહે તે આપી, અને બીરબલે એક વિશ્વાસુ કડિયાને બોલાવી પોતાનાં ઘરથી તે સ્મશાન સુધીનું એક ભોંયરૂં તૈયાર કરાવી તે કામ પાછળ એક લાખ રૂપિયાની રકમ ખર્ચ કીધી. કામ બહુ ગુપચુપ ચાલ્યું; કાણિયા હજામ કે મુસલમાન અમીરોને યા પાદશાહને પોતાને બી કશી ખબર પડી નહિં, એટલુંજ નહીં પણ બીરબલના પાડપડોશને બી આ બીના જાહેર થવા પામી નહિ. ભોંયરાનાં બે દરવાજામાંનો એક પોતાના મકાનમાં અને બીજો સ્મશાનમાં જ્યાં પોતે બેસનાર હતો ત્યાં રાખ્યો.

સઘળું ગુમ રાખ્યા પછી મહિનાની મુદત પુરી થઈ કે બીરબલે પોતેજ પાદશાહને યાદ આપી, સઘળી સ્વારી સ્મશાન આગળ જઈ ઉભી. કાણિયા ભાઇ તો મુછપર તાવ દેતા હતા કે આજ બીરબલ મુઓજ ! તેના મુસલમાન મુરબ્બીઓની ખુશહાલીનો પણ કાંઇ પાર ન હતો કે હવે પાદશાહને આપોઆપ મહમદિઆન નજર નેમ્યા વિના છુટકોજ નથી.

સર્વેની નજર આગળ બીરબલ સ્મશાનમાં તે જગાએ બેઠો, કે જ્યાં બરાબર ભોંયરાનો દરવાજો છુપો આવી રહેલો હતો. પછી કાણિયે ફરમાવે તે મુજબ બીરબલની આસપાસ ઘાસના પૂળા ગોઠવવાનો અકબરે હુકમ આપ્યો. આમ થયું કે પછી કાણિયાએ પોતેજ પહેલી આગ સળગાવી. અને એક લેહજામાં તમામ ઘાસ ચડચડ ચાચડ કરીને બળવા લાગ્યું. બીરબલના શત્રુઓ સમજ્યા કે હવે કાસ ગયો.

પણ તેમ ન હતું. પોતાના માંચાપુર પાસ બાકાયું એટલે બીરબલ તો પેલા છુપા દરવાજામાં ઉતરી પડ્યો, અને ભોંયરાંના માર્ગે વાટે પોતાના મકાનમાં દાખલ થયો, અને છુપો લેબાસ લઇને પોતાના સંબંધમાં સ્મશાન તરફથી ચર્ચા ચાલી રહી છે તે સાંભળવા રોકાયો ! તે ત્યાં જઈ પુગ્યો ત્યારે તો તમામ ઘાસ એક મિનારાના આકારમાં ગોઠવાઇ રહ્યું હતું. એ પછી તે સળગ્યું. અને તેના ધુમાડા સમેત બીરબલ આકાશમાં ચઢ્યો તે પોતે નજરો નજર જોયું—એવી કાણિયો હજામ ડંફાંસ મારવા લાગ્યો !

આ બનાવથી હિંદુઓ દીલગીર થયા, પણ શત્રુઓ રાજી થયા, તે સર્વે વચનો બીરબલે કાનોકાન સાંભળ્યા. વળી કાણિયાભાઈએ પોતાનું ઈનામ મુસલમાન અમીરો કનેથી માંગ્યું અને આ સઘળું પોતાના પરાક્રમથી બન્યું એવું તેને બોલતો પણ બીરબલે સાંભળ્યો. બીરબલ ધીમેથી બોલ્યો કે—" ધીમો થા, બચ્ચાજી, જરા ધીરે પડ. આજ મારો આ દાસ તો કાલ તારો એથી બદતર. જાણતો નથી કવિ શું કહે છે તે, કે—

પીપળ પાન ખરંતી, હસતી કુંપળિયાં,
હમ બીતી તુજ બીતશે, ધીર બાપુડિયાં."

સર્વ સવારી પાછી ફરી ત્યારે બીરબલ પણ છાનોમાનો પોતાને ઘર જઇ બેઠો. તે દરરોજ નગર ચર્ચા સાંભળવા બહાર નીકળતો, પણ કદી છતો પડતો નહિં. એમ કરતાં છ મહિના વહી ગયા. આ લાંબી મુદત સુધી તેણે માથે વાળ વધવા દીધા હતા, અને તેની દાઢી પણ એટલા દિવસમાં બહુ લાંબી ઉતરી આવી હતી. સ્વર્ગમાં જઈ આવવાની આ ઈધાણી હતી. તેણે અજબ પોશાક પહેર્યો, થોડાંક ઘરેણાં ઘાલ્યાં. અને માથે સફેદ કપડાનો ફેંટો બાંધી લીધો. આ વેશ સાથે તે દરબાર તરફ ચાલ્યો. માર્ગમાં તો તેને કોઇએ ઓળખ્યોજ નહિ, પણ દરબારમાં પાદશાહે પણ પીછાન્યો નહિં. ક્યાંથી પીછાને ! દરબારીઓ તો તેને કોઈ સાધુ યા સૈયદ સમજ્યા.

પાદશાહે તેને અચરતી સાથ જોઇ તે કોણ છે તે જાણવાની ખાહેશ કીધી, ત્યારે તેણે બોલી ઉઠ્યો કે " ખુદાવંદ, મને નથી પીછાનતા ! એ તો હું બીરબલ છું ! સ્વર્ગેથી પાછો ફરી આપની ખિદમતમાં આવ્યો છું "

પાદશાહ—અહો, બીરબલ ! તું આવ્યો ખરો કે ? ભલે આવ્યો ! કેમ વારૂં મારા નેં-યાગાનોના શા શમાચાર ? બેહસ્તમાં તેઓ સારી પેરે તો ખરા કે ? વારૂ આ તારા વાળ એટલા લાંબા કેમ ? શા માટે હજામત કરાવતો નથી ? કણીયાને બોલાવી વાળ ઉતરાવ.

બીરબલ—જેહાંપનાહ ! સ્વર્ગમાં આપ-નાં વડીલો બહુ મજાહ ભોગવે છે. તેમને પરમેશ્વરે પુરના સુખમાં રાખેલાં છે. તેમની દોલત અને શાહેબી વિશે તો પુછવુંજ શું ? તમને તેઓએ આશીષ કહેવાડયા છે. તમારે ખાતર તેઓએ મારો બહુ આદરસત્કાર કર્યો, પણ એક વાતની પોતાની જરૂરીયાત દેખાડી. હુકમ હોય તો બીયાન કરૂં.

પાદશાહ—હા. હા, એકદમ કહે. તેઓને શી વાતની ખોટ છે વારૂં ? અને તે મારાથી પુરી પાડી શકાય એમ છે કે ?

બીરબલ—ખુદાવંદ, આપ મને ઠપકો દીધો છો કે મેં અદા અને શીરના વાળ કાં નથી ઉતરાવ્યા, અને તેએવડા વધવા કેમ દીધા છે ? પણ સ્વર્ગની તમને ખબર છે, નામદાર ! ત્યાં હજામ નામે મળે નહિ. આપના વડીલો પણ એટલા માટે બહુ કંટાળે છે. તેઓના વાળ બહુ બહુ વધી ગયાછે. એટલા માટે તેઓએ મારા પાસે આપને કરગરીને કહેવાડયું છે કે, એક ખાસ વિશ્વાસુ, ખાતરીનો, હુશિયાર નાવીને ત્યાં ઝટપટ મોકલી આપવો.

પાદશાહ—એવો હજામ તે કોણ હશે ? અરે હા મને યાદ આવી. મારો કાણિયો હજામ. તું નિશાની આપે છે તેને બરાબર લાયકનો જણાય છે.

આમ કહી પાદશાહે હજામને બોલાવી મંગાવ્યો. બીરબલને પાછા ફરવાની તેને તો તો ખબર પડી ત્યારથીજ પોટકાં લેવાયાં હતાં, અને તેટલામાં પાદશાહ તરફથી મોસલ આવેલો જાણી તે તો ગભરાઇ ગયો. બીતો બીતો તે દરબારમાં ગયો, જ્યાં જટાધારી બાવા દાખલ બીરબલને જોઇને તે બીધો, જેનો દેખાવ હજામને હમણાનો હમણા કાચોને કાચોજ ખાઇ જાય

એવો હતો. પાદશાહે તેને ધડો પાડી સર્વ હકીકત જાહેર કીધી, પણ જયારે સ્વર્ગે જવાની વાત જાણી ત્યારે તો કાણિયાભાઈ જીવતાજ મુઆ !

પણ ગયા વિના કંઇ ચાલે ? પાદશાહના હુકમ આગળ તેનું શું ચાલે ? તેણે મહિનાની મેહલત માંગી, એવી મતલબથી કે એ મુદતમાં દિલ્લીથી પોબારા ગણી જાય. પણ સ્વર્ગમાં હજામની બહુજ તાકીદ છે એમ બીરબલે ફરી હાથ જોડી વિનંતી કર્યાથી પાદશાહે કાણિયાને તૈયારી કરવા માટે આઠ દિવસથી વધારે મુદત આપવાની ના પાડી: પણ અહવાડયું કંઈ એકદમ નાસી જતું નથી. કાણિયે ઘર જઈ બાઇડીને વાકેફ કરી અને નાસી જવાનો સંચો કર્યો. બીરબલને એ બાબે ખબર હતીજ, માટે હજામના બારણા પર સિપાહી બેસાડયા.

અંતે જેણે ખણ્યું તેજ પડયો. કુદરતે જો અહીંનું અહીં છે. કાણિયાએ દેખાડેલી જ તદબીર તેના ઉપર પણ ચલાવવામાં આવી. સ્મશાનમાં તેને બેસાડયો. સવાશો પુળી ઘાસની તેની આસપાસ ખડકીને મિનારો બનાવ્યો, અને તેને ફુંકી મુકતાંજ હજામભાઈ તેમાં બળી સ્વર્ગે ગયા!

તેના તેસ્ટને લાયક હતી નહી. તેણીના માબાપ તેણીને ન્હાની મુકી મરણ પામ્યાથી તેણીની એક કાકીએ લાડ અને પ્યારથી ઉધારી હતી. તેણી અતી ખર્ચાલુ અને અપ-ટુ-ડેટ લેડી હતી. ફેશનેબલ ડ્રેસો અને તરેહવાર જણસોનો ભારી શોખ હતો. બેહરામને પરણ્યા પછી પણ એવા લખલુંટ ખરચો કરવાના તેણીએ ચાલુ રાખ્યા. એકાદ બે મહીના તો મામલો ઠીક ચાલ્યો. પણ પછી બેહરામથી પોતાની વાઈફનું ઉડાઉપણું સાંખી શકાયું નહી. તક મળતાં અવાર નવાર તે તેણીને સમજવવા લાગ્યો, પણ પીરોજાએ કાંઇ ધ્યાનમાં લીધું નહી. તેણી તો ગોયા આંધળીની પેઠે કાપડયા, દરજી, રંગારા વગેરે બીજાં બીજાં બીલોના ચોડા ચહડાવતીજ ચાલી. આથી એક દીવસે સખ્ત ઝગડો લાગ્યો. એક સહવારે બેહરામ નાસ્તો ખાઇ ઓફીસે જવા તૈયાર થયો. પીરોજા તરતનુંજ આવેલું કાપડયાનું બીલ લાવી અને પૈસાની ઉઘરાણી કરવા લાગી આ ઉપરથી બેહરામનો કોદ ખીજ્યો. તેણે આ તક સારી હાથ આવેલી જોઈ પીરોજાની સખ્ત ઝાટકણી કહાડી, અને એક પૈ પણ નહી આપવાને સાફ કહી દીધું તેણે તેણીને ઉડાઉ ખરચો કરવા માટે સખ્ત ઠપકો આપ્યો, તે આપણે આ વાર્ત્તા ને મથાળે જોઈ આવ્યાં છીએ. હવે એટલી ટુંક ઓળખ આપવા પછી હું મારી વાર્ત્તા આગળ ચલાવીશ.

બેહરામના ઓફીસે જવા પછી પીરોજાએ કાપડયાને પટાવી સમજાવી કાંઇ પણ કરી તેના પૈસા તેણી ચુકવસે એમ કહી વીદાય કીધો, અને પોતે રડી બળી મુંગી બેઠી. તેણી બેહરામનો સ્વભાવ સારી રીતે પીછાણતી હતી, અને તેની સાથે હર વેળાએ કેમ વર્તવું, અને તે ખુશ મીજાજમાં હોય ત્યારે હસી હસાવી નખરાંથી સીસામાં કેમ ઉતારવો, તે તે સારી પેઠે જાણતી હતી, ટુંકમાં કહેતાં એટલું બસ થશે કે બેહરામની નાડ તેણીના હાથમાં હતી.

ઓરત જાત એવીજ ચંચળ અને સમજુ હોય છે કે ગરીબ બાપડા ધણીજીને એક ઘડીમાં રમકડાં મીસાલે પોતાના હાથમાં રમાડી દેય છે, અને એક ઘાતકી ધણીને પણ પોતાના નખરાં અને પટળટ સમજાવટથી લલચાવી તાબેદાર બોકરૂં બનવાની ગોયા કુદરતી ફરજ પાડે છે. એવી સ્ત્રીજાતને ખુદા તરફની એક ગેબી શક્તિ મળી છે. જ્યારે ગરીબ બચારા ધણીજી લાંબી ટુંકી ટેટેં હાંકી પોતાનું કાંઇજ નહી વળવાથી પોતાની હાયની ધરતીનાં મેસમેરીઝમને આખરે વશ થાય છે! ગરીબ બીચારો!

સાંજે બેહરામ ઓફીસેથી ઘેર આવ્યો ત્યારે પણ તેણી ગુસ્સામાં હોબરો ચઢાવી રહી. આખરે તેણીની જીત અને બેહરામની હાર થઇ. તે જો કે કંજુસ હતો પણ જીવનો ઘણો દયાળુ હતો. પોતાની વાઇફને આપેલા સખ્ત ઠપકા માટે તેનું જીગર આખા દીવસનું ડંખતું હતું, અને તેને પસ્તાવો થયા કરતો હતો. તેણે ઘેર આવી ૫૦) રૂપ્યાનો એક ચેક તુરત પીરોજાને કહાડી આપ્યો અને પછી તેણીને પટાવી સમજાવી પાછી સલાહ કીધી.

ઉપલા બનાવને થોડા દીવસ વીત્યા પછી એક સાંજે પીરોજા પોતાની એક સહીને મળવા ગઇ. ત્યાંથી પાછી ફરતાં રસ્તામાં આવેલી એક ઝવેરીની દુકાન આગળ તેણી એકાએક ઉભી રહી ગઇ. તેણીની નજર તે દુકાનમાં મુકેલા કાચના કેસમાં એક સુંદર હીરા જડીત લોકીટ હતી તે ઉપર પડી. તે એક ખરીજ સુંદર મન લલચાવનારી ચીજ હતી. પીરોજા લોકીટ ટીકીટીકીને જોવા લાગી. તેણીનું તે ચીજ ખરીદવાનું ઘણું મન થયું. પણ તેણીની પાસે ફક્ત સોળ રૂપ્યા હતા. બેહરામ પાસે તો કાંઇ માંગી શકાય નહી. છેલ્લી મારામારી વખતે તેને તેણીને સાફ કહ્યું હતું કે કપડાં અને જણસ તેણીની પાસે પુરતા હોવાથી હવે વધુ લેવાની કાંઈ જરૂર નહી હતી. હવે કરવું કેમ ? પણ સબર—એક

રસ્તો યાદ આવ્યો બેહરામ અવારનવાર કહેતો કે નકામાં ધુળ જેવી ચીજો ઉપર પૈસા ખરચવા કરતાં કાંઇ એવી ચીજ લેવી કે જે સદા સુધી નીભે, મોંઘી છતાં નફાકારક સસને ભાવે મળતી હોય અને પૈસા ખરચેલા ગવાય. એવી ચીજો ખરીદવામાં તેને કાંઇ વાંધો નહી હતો. આ ઉપરથી તેણી એકજ નક્કી ઉપર ઉપર આવી કે એ લોકીટની કીંમત પુછી પોતાની પાસનું થોડું ઉમેરી બેહરામ કનેથી ન્હાની રકમ લઈ કાંઇપણ કરીએ લોકીટ લેવી.

તેણી હીંમતથી દુકાનમાં દાખલ થઇ અને તેના માલેક માટે પુછ્યું. તુરત એક લાંબો અને પતલો જેવો યુરોપ્યન ગ્રહસ્થ તેણીની આગળ આવ્યો. તે તે દુકાનનો માલેક હતો. તે દેખાઈતોજ કાંઈ ભલો સદગ્રહસ્થ હતો. આવતાં સાથે નમીને તેણે પીરોજાને સલામ કીધી અને પછી બેસવા માટે ખુરસી આપતાં તેણીશું માંગની હતી તે પુછ્યું.

"મી. વૅર, મેહેરબાની કરી જણાવશો કે આય લોકીટની કીંમત શું છે ?" પીરોજાએ બેઢંક લેતાં પુછ્યું.

તેણીનો આ સવાલ સાંભળી તે માલેકે કેસ ઉંઘાડી પેલી સુંદર લોકીટ બહાર કહાડી તેણીના હાથમાં જોવા માટે મુકી અને નમનતાઈથી જવાબ આપ્યો.

"બાનું, આયે લોકીટની કિમત ત્રણસો રૂપ્યા છે."

"ત્રણસો રૂપ્યા ? એથી કાંઈ ઓછું નહીં?"

"નહિ બાનુ, એક અદથી ઓછી નહી."

"વારૂં, મીં વેર," થોડોકવાર વિચાર કરી તેણીએ કહ્યું, "વારૂં, મી. વૅર, હું જો એની કીમતના પૈસા થોડે થોડે હફતે ભરૂં તો તમને કાંઈ વાંધો છે. ?"

"વાંધો ?. વાંધા જેવું તો એજ કે હમે આજ સુધી કોઇને પણ એવી શરતે કાંઈ આપ્યું નથી. હમારી દુકાનમાં એવો કાંઇજ ધારો નથી, પણ ચોકકસ કેસમાં એવી શરતે આપવાનો હું વાંધો જોતો નથી. તમે—"

"હું વિશ્વાસને લાયક છું, મિ. વેર," તેણી નખરાંથી હસની બોલી. "મારા ધણીને આખું ગામ ઓળખે છે. તમે પણ કદાચ ઓળખતા હશો. તેવણુ મી. બેહરામ દાવર—"

"ઓહ સર્ટનલી, હું તેવણને સારી રીતે ઓળખું છ, બાનું, અને તમને એ લોકીટ એવી સરતે આપવા મોટી ખુશી સાથે તૈયાર છેઉં." તે નમીને બોલ્યો અને પછી મનમાં વિચારવા લાગ્યો કે મિ. દાવર જેવો એક પૈસાદાર અને આબરૂદાર ગૃહસ્થ પોતાના વાઈફને એમ હફતે હફતે પૈસાભરી ચીજો ખરીદવાની રજા કેમ આપતો હશે ? કદાચ તેણીએ ઉડાઉપણાનો વધુ લાભ લીધો હોય તેથી ? હા. તેમ બી હોય. કારણ આજ કાલ એવા બનાવો ઘણા બને છે.

"વારૂં, ત્યારે મિસીસ દાવર, આય લોકીટની કીંમત ત્રણસો રૂપીઆ છે, અને તમે મિ. દાવરને એમ જણાવવા કહો છો કે એની કીંમત ફક્ત દોહોડસો રૂપીઆ છે. પણ—"

"સબર, મી૦ વેર" તેણી વચમાં બોલી ઉઠી. "મારા ધણી એવી કીંમતી મોંઘી ચીજો ઉપર અભાવ રાખે છે, અને એવી મોંઘી ચીજ ખરીદવા માટે તેવણ ઘણા ચીરડાશે. માટે તમે મહેરબાની કરી એવણ એ લોકીટ લેવા આવે ત્યારે એની કીંમત બસો છે, એમજ કહેજો, અને જ્યારે એવણ કાંઈ ઓછું જ કરવા કહે ત્યારે તમે જાણે મેહેરબાની દાખલ દોહોડસો એ આપજો એટલે એવણ ઘણાં ખુસી થશે, અને પછી તમારા બાકીના દોહોડ શો રૂપીઆ હું તક મળતાંજ થોડે થોડે હફતે પુરા કરશ."

"ઘણું સારૂં, બાનુ" તે ઝવેરીએ નમનતાઈથી જણાવ્યું અને પછી પેલી લોકીટ તેનાં હાથમાં પાછી મુકી 'સાહેબજી' કરી પીરોજા ઘર ગઈ.

ઘેર જતાંજ તેણીએ જોયું કે બેહરામ ઑફીસેથી ઘેર આવેલો હતો. તે આજે કાંઈ ઘણોજ ખુશ હતો, પીરોજા માટે આતો એક અતિ સારી તક હતી, અને એ તકનો તેણીએ તુરત લાભ લીધો. પોતે હસી હસી બીજી ત્રીજી વાતો કરવા લાગી, અને સઘળી રીતે ગમત આપવા લાગી. આખરે તેને ખુબ હસાવી, રીઝાવી, ગાયન ગાઇ, છેક છેલ્લે તેણીએ તેને સાંજના બનાવની વાત કરી.

"અરે એ તો બડા લુચ્ચા છે—હંમેશા વધારે ભાવ લેછે ! તે ખુશ મિજાજેજ બોલ્યો.

"નહી વ્હાલા તમે જાતે જઇ જો કાંઇ ઓછે ભાવે માંગશો તો કદાચ તે આપશે. મને એ લોકીટ ઘણીજ ગમેછે અને મારી વરસગાંઠની નજદીક આવીછે, તો જોવ વળી, મને એ અપાવો. ઓલેની ડીયર, મારી સાલગ્રેહની બેટ દાખલ તમે એ લોકીટ નહી અપાવો ?" કાલાવાલા કરતી, પટાવી અને તેનું માંથું પ્યારથી પસવારતી તેણી સમજાવવા લાગી.

આખરે તેણીની જીત થઈ. બેહરામ બીજે દીને તે લોકીટ અપાવવા તૈયાર થયો, "જા વહાલી, હું તુંને એ લોકીટ તારી સાલ ગ્રેહની બેટ દાખલ અપાવશ. હવે તો ખુશી થઈની ?" આહ ! ઓરતના જાદુઈ ચરીત્રમાં ભલા ભલા મરદો માહાત થાય છે, તો બેહરામ દાવરના તે શું ભાર, ભલા !

બીજે દીને સવારે બેહરામ ઓફીસે ગયો ત્યારે પીરોજાને કહેતો ગયો કે સાંજે ઘેર આવતાં તે ઝવેરીની દુકાનેથી લોકીટ લેતો આવશે. પીરોજાના હરખના પાર શું ? તેણી ગોપા ગેલી દીવાની જેવી થઈ ગઇ હતી.

સાલગ્રેહને દીને એ સુંદર લોકીટ ને બ્રી પોતાની પેલી નવી સાંકળી સાથે પેહેરશે તો કેવી શોભી નીકળશે. લોકો તેણીની કેવી અદેખાઇ કરશે એવા એવા વિચારો તેણી કરવા લાગી અને સાંજ ક્યારે જલદી પડે તેની આતુરતાથી તેણી રાહ જોવા લાગી.

આખરે સાંજ પડી અને બેહરામ આવ્યો. તેને દુરથી આવતો જોઈ તેણી હરખ ભેર દરવાજા સુધી લેવા દોડી.

"બેહરામ, તમે ઝવેરીને ત્યાં જઈ આવ્યાકે ? પેલી લોકીટ લાવ્યાકે ?" આતુર ચ્હેરે તેણી સવાલો કરવા લાગી.

"હા, પીરોજા હું ત્યાં ઝવેરીને ત્યાં જઇ આવ્યો. તે બીચારાએ એ લોકીટ રીકજીકે દોહોડસોએ આપી—"

"અરે કેવી ખુશાળી ! ત્યારે તમે લાયા કે ?" તેણી હરખથી તાબડા ફોડતી બોલી.

"પણ તું સમજની તો, હું કે હુંજ તે ! મેં એ લોકીટ ખરીદી તે પછી કલબમાં કોઈ ફ્રેન્ડને મલવાનું હતું ત્યાં ગયો. ત્યાં બન્યું એમ કે મિ૦ લૉરીસ નામનો હમારો એક યુરોપિયન ફ્રેન્ડ જ્યાં હું બેઠેલો હતો ત્યાં આવ્યો. તે હીરા મોતીની જણસોનો એક અથંગ પરિક્ષકછે એમ વાતપરથી વાત થતાં તેણે જણાવ્યું. તેપરથી મેં તે લોકીટ તેને દેખાડી. તું માનશે, પીરોજા કે તેને એ લોકીટ દેખાડવતાં આપણને તો મોટો લાભ થયો. તે તો એ લોકીટ જોઇ હરખમાં આવી જઇ બોલ્યો કે એ લોકીટના હીરા ખરા હતા અને ફરતાં જે મોતી હતાં તે પણ બેમુલાં અને કીંમતી હતાં. તે બીચારાએ કાલાવાલા કરી એ લોકીટ પોતાને આપી દેવાની માંગણી કીધી, અને દોહોડસોને બદલે બસો આપવા તૈયાર થયો. આ ઉપરથી મેં તે લોકીટ આપી દીધી અને બસો રૂપયા."

"અરે, અરે, એ તમે શું કીધું ? બેહરામ, તમારી કંજુસાઈનું એ પરિણામ છે. થોડા પૈસાની જો તમે લાલચ કીધી નહી હોત તો એમ બનવા પામતે નહી." પીરોજા ડચકા ખાતી રડવા લાગી, અને જ્યારે બેહરામે પટાવી તેણીને પુછ્યું ત્યારે સઘળી હકીકત તેણીએ તેને કહી.

"કાંઈ નહી. કાંઈ નહી, તું રડ ના પીલાં," બે તેણીને માથાથી પસવારતાં કહેવા લાગ્યો. "હું અન્તરથી જઈને લૉકીટ પાછી લાવસ, તું દલગીર ના થા."

"પણ પાછી આપશે નહી તો ? તે હવડાં ત્યાં નહી હશે તો ?"

"નહી. તે ત્યાંજ હોશે. તે જરૂરજ આપશે તું બીહના. હું હમણાજ જાઉંછ" અને તે એકદમ મારની ગાડીએ ત્યાં ગયો. તે થોડે વારે તુરત પાછો આવ્યો, અને તથા પ્યાર સાથે તે લોકીટ તેણીના હાથમાં મુકી.

"લે પીરોજા ડીયર, આ લોકીટ હું પાછી લાયોછો તે બીચારાએ એક બોલે મને પાછી આપી, લે વ્હાલી એ તુને મારી તરફથી તારી સાલગ્રેહની બેટ છે. હું એના પુરેપુરા પૈસા ઝવેરીને આપી આયોછ. વ્હાલી એમાં હું તારો કાંઈજ વાંક જોતો નથી. એમાં મારો વાંક છે. મારી કંજુસાઈ ને લીધેજ આ મારી પર વિશ્વાસ મુકયો નહી તે મને તેં સમજાવ્યું. મગર પ્યર, જે બની તે બની, આ હવે તે પર વિલાપ કરવો ફોકટ છે. ચાલ જરા કલાક બહાર ફરી આવ્યે. સૌ સરૂં જેનું છેવટ સારૂં.

---

### સારી સરટીફીકેટ.

ઘર ધણીઆણી—તારી પાસે કાંઈ સરટીફીકેટ છે કે ?

અરજદાર નોકર—હા, બાઇ, ધણીબી. એક અઠવાડીયાંથી વધુ હું કોઈબી જગ્યાનો કદી રહયો નથી.

### સભ્યતા તે એ !

"કાં બા, ટેલીફોન કરતી વખતે ટોપી કાંય ઉંચકી રાખીછ ?"

"હશ,—કાંય જે હું એક બાનુને ટેલીફોન કરૂંછ તેથી !"

શીરીન.

### જબરો બા !

પાલનજી આજે લગાર વહેલા આયા ને પીલાં બાય લગાર ધણીને વેહેલો ઓફીસેથી આવેલો જોઇ અજબ થયાં.

"કેમ પાલનજી ? આજે કાંઇ ઘેરે વહેલા આયા ! નહિ તો રાતના દશ બાય તોગી તમારો પત્તો નહિ આજે સુરજ કયાં ઉગ્યો"

"હા પીલઇ હું વહેલો આયો ને તે ચોક્કસ કામસરજ આયોછ." પાલનજી મુછના આંકડા મરોડતા બોલ્યા.

"શું ચોકસ કામ છે ?"

"મારી કલબમાં આજે રાતના ખાણું છે ને હું ત્યાં જવાનો છું ને કદાચ મોડોબી આવસ."

"બસ બસ, જાણ્યું તમારૂં ચોકસ કામ તમારૂં તો સદાનું એવુંજ હોશે. મરેરે કોણ સાથી ને દોસ્તદાર છે. બસ ઘર ધ્યાન બધું બહાર ને બહારજ. કાલે તો ફલાનાનું વરસ છે ત્યાં ખાવા જનાર છું આજે તો પેલા સુખલાની બૈરી બ્યાઇ તો તેને ખાવા જનાર છું. હવે છેક મોડી રાતે લડકતા આડતા આવજો."

"પીલઇ હું તારૂં એ બાપરૂ સમજવાજ વેહેલો આયોછ. તારૂં બાપણુ સમજ્યા વગરજ જતે તો કલબમાં મને ફાર પડયા કરતે કે પીલઇ બબડતી હોશે, તે જેવો ઘેરે જવશ તેવીજ મને ખાઈ જશે. હવે પીલઇ હું ગમે ત્યરે આવશ ને હું વગર બીકે ત્યાં પીવશ ને ખાવશ, કેમ જે જ્યારે આવશ ત્યારે તો તું મને કાંઇ બોલશે નહિ. તારૂં બાપરુ તો મે પેહેલેથી સમજ્યું."

જોઇ કે માટીડાની ગત !

પાલનજીએ હાથમાં પાઘડી લીધી ચાલની પકડી, પીલાં બાય ફફરતાં, ચરકતાં બેઠાં.

બરજોર ચીનાઈ.

# વિધવા સ્ત્રી ફાંસીને લાકડે!

## તેનો પશ્ચાતાપ.



ગુલશન માટે ખાસ

લખનાર—કવિ ભવાનીશંકર નરસિંહરામ

ફાંસીનાં લાકડાંપર એક અઢાર વર્ષની અથાગ રૂપાળી યુવાન અબળા ગભરાયેલે ચહેરે ઉભી હતી. તે ઘણીજ ખુબસુરત હતી. તેના રૂપ આગળ ઇંદ્રના ઘરની અપ્સરા પણ પાણી ભરે? જરા આગળ આવીને જોતાં તે વિધવા વેષે જણાતી હતી. ફાંસીની વખત થવાથી એક પોલીસ અધીકારીએ આગળ આવીને મોટે સાદે ફાંસીનું વારંટ વાંચી સંભળાવ્યું.

"બાઇ, તારે માથે ખુનનો ગુનો સાબીત થવાથી તને હમણાંને હમણાં મરતાં સુધી ફાંસીએ લટકાવવાનો સરકાર તરફથી ખાસ હુકમ થયો છે. તે હુકમ બજાવ્યું તે પહેલાં તારે કાંઇ કહેવાનું છે?"

ફાંસીના લાકડાં પર ચઢેલી સ્ત્રી થરથરતે પગે આંખમાં આંસુ આણીને બોલી,

"બાઇઓ અને ભાઇઓ! જ્યારે હું થોડી પળમાં આખરને દમ ખેંચવાની તૈયાર ઉભી છું ત્યારે તમને મારી ખરી હકીકત જણાવવી જરૂરની છે.

"ભાઇઓ મારૂં વતન ગુજરાતમાંછે. હું ત્યાંના એક કુલીન પણ વણીક વકીલની દીકરી છું. મારા માબાપ નિર્ધન હતાં તેથી, પૈસાની, લાલચે એક પૈસાદારના પૂત્રની સાથ મને પરણાવી ને તેમના બદલામાં મારા પિતાજીએ પુષ્કળ પૈસા લીધા. મારી ઉમ્મર એવખત ૧૬ વરસની હતી. હું જ્યારે સાસરે આણા વળતી થઇ ત્યારે મારો બાળ પતિ પારણામાં સુતો સુતો રડતો હતો. ! આવાં કજોડામાં મને સંસાર સુખ કેવું હશે? તે તમે જાણશો.

એક બે આણા વળી ત્યાં સુધી મારાં સાસરીઆંવાળાં મારી સાથે હળી મળી ચાલ્યાં. પણ જ્યારથી હું સંસારમાં સ્થિરવાસ કરીને વસી ત્યારથી મારે માથે ન થાય એટલા પસ્તાવ પડવા લાગ્યા. મારી વઢકણી સાસુ ને નિર્દય નણંદ મને જોઇને કકડા મોળે. દરેક બ્હાનું શોધીને મારી સાથે લડાઇ માંડે. પાણી ભરવા જાઉં ને અજાણતાં બેડું ફુટે તો ન થાય એટલું કરે ને દિવસે ખાવા પણ ન દે! આ કેવો જુલમ! મારો પતિ નાદાન વયનો તેથી મારૂં ઉપરાણું કોણ લે? મારા માત પિતા જ્યાં સુધી જીવ્યાં ત્યાં સુધી હું વધારે મુઝાંણી નહિ. મળવા હળવાને બ્હાને બે મહિના પીયરમાં જઇને રહું ને મારૂં સઘળું દુઃખ વીસારૂં. આવું પીયરનું સુખ ઝાઝા દિવસ ન રહ્યું. મારૂં બે મહિના ઠરવાનું ઠેકાણું જતું રહ્યું. મારૂં આવું કજોડું જોડી જાણી જોઇને દુઃખ દરિયામાં જે માબાપે ઝીકી તેનું કોઇ દહાડો સારૂં થાય નહિ. મારા લોહીના પૈસા લઇને જે માબાપે સુખની આશા રાખી હોય, તે આશા કેમ ફળીભુત થાય? મારી આંતરડીના શાપથી એવો નિરાશીઓ પૈસો ખાવાને મારા માત પિતા આ અસાર સંસારમાં મને પરણાવીને વધારે મુદત રહ્યા નહિ. પીયરમાં બાપ ભોજાઇ વગર બીજું અંતરનું સગું કોઇ ન રહ્યું. સાસરામાં સાસુ-નણંદના ન ખમાય એવા મેણાંની ગાળોના વરસાદ ખમી હું દહાડા પૂરા કરવા લાગી. સમજુ કંથ વગર હું કોડીલીના કોડ કોણ પુરા પાડે? પણ મને આશા હતી કે મારો કંથ કાલ સહવારે મ્હોટો થશે ને મ

ને મનગમતા સંસારના લ્હાવા આપશે. એમ સમજીને હું મારા દહાડા સુખે દુઃખે ગુજારતી હતી, પણ નસિબ જ્યાં જુઓ ત્યાં આડુને આડું. નસિબમાં રાંડ વિધાત્રાએ સારૂં લખે લું નહિ તે કયાંથી રૂડું થાય.

ઉન્હાળામાં મારા પતિને અચાનક ઓરી નિકળી આવ્યાં. એટલે થોડા દિવસમાં રિબાઇને તે સ્વર્ગવાસી થયા. હવે મારે શું કરવું ? મારા દુઃખ ભર્યાં દહાડા કેમ લેવા? મારી સઘળી આશા આ બનાવથી ધુળધાણી થઇ. મારે એકે આધાર ન રહ્યો. મારા પર આગ ળ કરતાં મારી કંકાશણી સાસુ અને નિર્દય નણંદનો જુલમ વધી પડ્યો. તેઓ ન બોલાય એવી ગાળો ભાંડવા લાગ્યા. રોજ નઠારી કહી ને મને ચીડવે. "નભળાં પગલાંની પીયરમાં ભમરો ઝુંસીજ આવીને મારા એકના એક છોકરાનો રાંડે ભોગ લીધો." આવાં આવાં મા રાં ઉપર જુઠાં આળ ચઢાવીને રોજ ,રોજ મા થાં પર ટપલા મારે. આથી હું ચુપચુપ એક રોજ મારે પીયર ન્હાસી આવીને મારા ભાઇ ના ઘરમાં રહી દહાડા પુરા કરવાની મેં ઉમેદ બાંધી, પણ મારી ભોજાઇ એવી અદેખી ને નઠારા સ્વભાવની નીવડી, કે વધારે વાર મને ઘરમાં રહેવા દીધી નહિ.

મારા બાપનું ઘર તેમાં મારો કશો હક નહિ. એ જોઇને મને કેટલું લાગી આવ્યું હશે ? મારા ગરીબડા ભાઇનું મારી ભોજાઇ પાસે કશું ઉપજતું નહોતું. તેછતાં લોક લજ્યાએ થોડા મહિના મને ઘરમાં રહેવા દીધી. રોજ રોજ મારી ભાભી છણકા કરે ને સાસરામાં ભમરો ઘુસીને મારૂં ઘર પાવન કરવાને આવી છે એવાં એવાં ન સંખાય એવાં મ્હેણાં મારે. આથી હું કંટાળીને એક ભાડાંની ઓરડી લઇ ને તેમાં રહી.

લોકોનું દળણું ખાંડણું, વગેરે કામ કાજ કરી મારૂં પાપી પેટ હું ભરવા લાગી. મારા ભાઇને આવા ભારી સંકટમાં મારી, કાંઇજ દયા ન આવી ને આ કરતાં પણ વધારે સંકટ આપવાને વિધાતા હજુ ચુકી નહિ. આ વેળા એ મારી વય વીશ વર્ષમાં ભર જોબનમાં જો ઇને કેટલીએક વિધવા કુટણીઓ મને પોતાના પાપી અખાડામાં લેવાને સમજાવવા લાગી. મારામાં આજ સુધી કશું પાણી મર્યું ન હોતું. હું રાત દહાડામાં પુરૂં સમજતી ન હોતી, તે થી મેં તેમની પાપી માંગણીની ચોખી ના ક હી ને છણકાવી કાઢી. તે છતાં મને ભોળવવાને તેમણે અનેક યત્નો કરવા માંડ્યા,

"અરે ! તારી આવી અવસ્થાના દહાડા આવી રાતે કેમ નીકળશે ? આ દુનિયામાં અ વતરીને મોજ મઝા જ્યાં સુધી કરી નથી, સંસારના સુખનો લ્હાવો જ્યાંસુધી લીધો નથી, ત્યાં સુધી જન્મ લીધો ન લીધો બરાબર છે. માટે હમારી પેઠે ખાઇ પીઇને મઝાહ કર. અમારાથી શા માટે હેરાન થાય છે !"

આવા અવળા ઉપદેશથી અંતે મારી દયાનત ફરી. ગમે એવી ગુણીયલ ને પ્રતિષ્ટતા પત્નિ હોય છે, પણ તેમની મતિ ફરતાં વિલંબ નહિ. "સ્ત્રીની મતિ પાનીએ" એ કહેણી સાચી છે. હવે હું વિષય વાન્છનાથી આંધળી થઇ. આ સંસારમાં વ્યહવારનું સુખ કેવું હશે તેના હવે મને વિચાર થવા લાગ્યા. છેવટ મા- રી બુદ્ધિ ભ્રષ્ટ થવાથી હું વ્યાભીચારમાં ફસી ! હવે આવા ગુનાહ કરવાને હું ડરી નહિ.

"પાપ પાપને વધારે છે," એ ખરૂં છે. મારા એક પાપે બીજાને વધાર્યું. ગર્ભપાત સરખાં અઘોર પાપ કરતાં હું શીખી પણ પાપ કોનું છાનું રહે છે, કે મારૂં રહે ! અંતે છેલ્લી વાર હું પકડાણી છું. મારાં પાપનો ભાંડો ફુટી ઉઘાડો થયો છે. મેં એક વણિકના પુત્રની સાથે ઘર માંડ્યું હતું. તેની જ્ઞાતિમાં કન્યાની ઘણીજ અછત છે તેથી તે પચીસ વર્ષનો થયો પણ સ્ત્રી મળી નહિ. તેની પાસે પરણવાનો જેટલો પૈસો પણ નહતો તેથી તેણે જાણ્યું કે આ ભવમાં તો હું કદાપી કાલે પરણવા પામનાર નથી. આવું સમજીને તે કામ વાન્છનાથી મારી સાથે વ્યભિચારની બુરી સંગતમાં પડ્યો. મારી સાથે આજ સુધી તેણે દોસ્તિ રાખી હતી. મને તેનાથી આ વેળા હમેલ રહ્યા. તે તોડવાને ન થાય એટલાં અમે ફાંફાં માર્યાં, પણ નસી- બના જોરે આ વખતે તેમાં ફત્તેહમંદ થયાં નહિ. પુરા દહાડા થવાથી અમે અન્તે જાણ ફિકરમાં પડયાં. આ સંકટમાંથી ઉગરવાને માટે અમે નિર્ધ

નુ બ્હાનુ લઇ પવિત્ર કાશિક્ષેત્રમાં આવ્યાં. ત્યાં મને પૂરે દહાડે એક કલૈયા કુંવર સરખો પૂત્ર અવતર્યો. અહા ! હા ! તેના રૂપનાં તે હું શાં વખાણ કરૂં ? તેની કાંતિ કામેંદ્રને લજાવે એવી રૂડી હતી. તેનું સુંદર ગોળ મ્હોહું હજી સુધી મારી આંખે તરે છે. અરે રે ! તે આ જ સુધી જીવતો રહ્યો હોત તો મારી આવી હાલત થાત? અરે રે, મરતાં મરતાં તેનું કુમળું મ્હોહું જેવાને મને જોગ મળ્યો હોત તો મારી કેવી સદગતિ થાત ? પણ ભવિષ્ય આગળ કોઇનું ચાલતું નથી. મારા યારને છોકરાના જીવ કરતાં પોતાની આબરૂ વધારે વ્હાલી લાગી. છોકરાને મારીને જલદી ઠેકાણે પાડીએ તો આપણી આબરૂ રહે એવો વિચાર તેના મનમાં આવ્યો. મેં તેને ઘણોજ સમજાવ્યો. મારા હાથે મારા પુત્રને કેમ હણાય ? હું અભાગણી ! તેને બીજાને હાથે મરતાં કેમ જેઇ શકું. ગમે એવાં નિર્દય મનની માતા હશે પણ તેના બાળક તરફ તેનું દીલ ખેંચાયા વગર કોઇ કાળે રહેનાર નથી. હરણને ગોળી મારીને દાર કરો પરંતુ પોતાના વહાલાં બચ્ચાંને વેગળું મુકીને કોઈ કાળે રહેનાર નથી. એવાં કુદરતી પ્યારથી મારે હાથે એ ક્રુર કર્મ હું કેમ કરી શકું ? અથવા એવું અઘોર કર્મ કરવાને બીજા માણસને હું કેમ ખોટી સલાહ આપું ? મારા વરને હું ગળે વળગી પડીને છોકરાને જીવતો રાખવાને મારૂં દયામણે મ્હોડે કાલાવાલા કરવા લાગી, પણ તે કેમ માને ? આબરના ભયમાં આવી પડેલા મારા યારે મારા હાથમાંથી મારૂં રાંક બાળક ઝુંટવી લીધું, ને ગંગા નદિના કાળા પાણીમાં પધરાવી દીધું. તે નિર્દોષ બાળક પાણીને તળીએ હમેશાં નું નિરાવશ થયું. આવા બનાવથી હું બેભાન થઇને ભોંય પર પડી ગઇ. મારા શરીરની બેભાનીને લીધે મને ખબર ન રહી. એ વામાં સરકારના સિપાઇઓએ આવીને મને પકડી લીધી. મારો યાર મને આવી આપદામાં મુકીને ન્હાશી ગયો. થોડા દિવસ સુધી મારી તપાસ સરકારમાં ચાલીને મને ગુનેહગાર ઠરાવીને છેવટની આ ઘાતકી સજા મને ફરમાવી છે. મને દગો દેનાર યારને હું હજારો દ્ફ્ જાર શ્રાપ દેતી હતી પણ મને હમણાંજ જણાયું છે કે મારી ફાંસીની શિક્ષા સાંભળીને તે શોકથી તથા પોતાના અઘોર પાપ કર્મના પશ્ચાતાપથી કરવત મુકાવીને સ્વર્ગવાસી થયો છે. એનું મોત એ પ્રકારે થયું અને હું આ ફાંસીને લાકડે લટકીને મરવાને માટે તૈયાર ઉભી છું. એવી રીતે આ મારો પાપી જીવ આ પાપ કર્મથી જશે. પણ ભાઇઓ ! અને બાઇઓ ! તમે જોશો કે હું નિર્દોષ છું. હું આ ખુનના ગુનાહમાં સામીલ નથી. તેમાં મારો હાથ નથી. હું કશું જાણતી નથી. ત્યારે મારો યાર શું ખુની છે ? ના. તેણે આ ખુન જાણી જોઇને કીધું નથી. તેણે આ બાળકનો જીવ લેવાનો વિચાર પણ કીધો ન હોતો, પણ માની લીધેલી આબરૂએ તેને આ અઘોર કૃત્ય કરવાની છુપી ઉસ્કેરણી કરી. તમને મેં આટલો ખુલાસો કીધો ન હોત તો મારા ઉપર ખુનનો વાજબી શક નાંખી તમે મને બાળહત્યારી ગણત. ભાઇઓ ! હવે હું મરવાને તૈયાર છું. મને જો સરકારે ફાંસીની શિક્ષા ન કરી હોત તો પણ હું જીવનાર ન હોતી. મેં મરવાનો નિશ્ચય કીધો હતો. અરે ! લોકો તમે મારા મોતથી ધડો લ્યો. તમે હવે વિધવા વિવાહ કરો. અમે વિધવાએ નીતિને પહોંચવાને ઘણું એ ઇચ્છીએછીએ. અમને કુકર્મ કરતા આ લોકનો અને પરલોકનો ઘણોજ ભય લાગે છે, પણ શું કરીએ ? ઇશ્વરી નિયમ આગળ અમારૂં કશું ચાલતું નથી, તેથીજ આવા કુકર્મ કરી અમે પાપના પોટલા બાંધીએ છીએ. આવાં અઘોર કર્મનું પાપ અમારે શિર નથી. જે મા બાપો પોતાની વ્હાલી બાળકીને વિધવાપણાની વિશેષ વેદનાના પરિતાપમાં બળવા દે છે તેમને શિર આ સઘળું પાપ છે. ભાઇઓ ! અને બાઇઓ ! તમને મારા છેલ્લા રામ રામ છે. આ દુનિયામાં અવતરી ખાલી હાથ જાઉં છું. મારી આશા મારા મનમાં રહી છે. હું આશાભેર મરૂં છું. હે ઇશ્વર મારા અપરાધ ક્ષમા કરો. !" એટલું બોલતાંતે તરૂણ વિધવા ગળામાં ફાંસો ઘાલીને ફાંસીને લાકડે લટકતી થઇ. થોડી પળ તરફડીઆં મારીને તેનો અમર આત્મા તે કિર્તારની પવિત્ર હજુરમાં ન્યાયને માટે દોડી ગયો.

# નીતિજનક વિષયો.

## ખુદાની હાજરી.

(ગુલશન માટે ખાસ.)

લખનાર—મીનોચેહેર માણેકજી માદન.

"એકજ ઇશ્વર સર્વે પ્રાણીને વિષે ગુપ્ત રહેલ, સર્વ વ્યાપક, સર્વે પ્રાણીઓ અંતરાત્મા, કર્મનો અધિષ્ટતા, સર્વે ભુતમાં વસનાર, સર્વનો સાક્ષી અને સર્વેને ચેતન આપનાર છે"—શ્વેતાંબર ઉપનિષદ.

"જે મહાત્મા આપણુ સર્વ, અને સઘળાંને બનાવનાર તેની આંખોમાં નાનું મોટું સર્વ એકજ છે; જ્યાં તે હાજરી આપે છે, ત્યાં સઘળું હસ્તિમાં આવે છે; અને તેની હાજરી સઘળે છે" —એમરસન.

"ખુદા સઘળે ઠેકાણે છે અને સઘળાને ચાહે છે; એક ખુદા-એક કાયદો એક ધરિન" —ટેનીસન

આપણે સઘળાં એક બીજાને જોઇયે છે; એક એક સાથ વાતો કર્યે છિયે અને આ દેખાતી દુન્યાની ખુબસુરતી ઉપર કે તેની બીજી ચીજો ઉપર ગપ્પાં ચલાવ્યે છીએ—અને ગોયા એજ ચીજો આપણી દ્રષ્ટિ સાથ સંબંધ ધરાવતી હોય તેમ તેમાંજ ગુંથાઇ રહી યે છિયે. પણ એ વેળા એ ઉપરાંત, ઘણીક ચીજો એ કરતાં વધુ ઉપયોગી અને અનસંગતી પડી છે; તે આત્મિક કે મીનોઇ છે. જે આ દુન્યા પછી કામ આવનાર છે. જે હવે પછીની આપણી જીંદગીનો સાથી થઇ રહેશે.

હું ધારૂંછું કે ઘડી ભર બી આપણુને તે ચીજોનો ખ્યાલ પણ કરવો ઘટારત છે. અને હું એ પણ માનુંછું કે એ વિચારોથી આપણુને ભલાં થવું જોઇએ. તેથીજ આપણુને આ ઓરળો દુન્યાની વિશાળ નિશાળમાં મોકલવામાં આવ્યાં છે કે જેથી આપણે એક બીજાને મદદ કર્તાં થઇ એક એકને ભલાં બનાવ્યે. અને જેમ ગાલમાં તેમ જીંદગી અને દીલમાં. વધુ ઉપયોગી અને વધુ ભલાં અને શ્રેષ્ઠ થઇયે.

પણ ત્યારે ભલાં થવાનો અર્થ શો? એ આજ આપણે સઘળાં સમજીએ છિએ, અને જે આપણુ સઘળાંને માટે એક સરખાં: ખુદાના શુક્ર કે આપણા ધર્મોમાં ગમે તેવા ફરક હોવા છતાં, આપણે સઘળાં ભલાં ને ખુરાં પિછાનવા એકજ વિચાર રાખીએ છિયે. અને જ્યારે આપણે ભલાં થવાની વાત કર્યે છિયે. ત્યારે તે એક મહાન બલાઇ, જે મારે અને તમારે માટે એક સરખી છે, તેની વધુ નજદીક આવ્યે છિયે. તેથી આપણે આ બાબનોમાં તે બાબન ઉપર વિચાર કરીશું કે જેમાં મારો અને તમારો ફાયદો સમાયો છે નો ફરકજનથી જેમાં "આ તારૂં" અને "આ મારૂં" આજના પ્રારંભ માટે મેં જે બાબદ પસંદ કરી છે તે ખુદાની પાક હાજરી-પિછાનવાને લગતી છે. અને જો આપણે ખુદાની પાક હાજરી.

ને સઘળે ઠેકાણે અનુભવીએ તો હું ધારૂં છું કે આપણને વધારે ભલાં થવું જોઇયે.

આપણે સઘળા માનીએ છિયે કે ખુદા છે. તેટલુંજ નહિ પણ આપણે તે માટે ખાત્રી પૂર્વક છિયે. ભલે તેનું નામ પરમેશ્વર હો કે અલ્લાહ. ગૌડ હો કે હોરમઝદ, પણ આપણે એટલું તો માનીએ છીએ કે **એક મહા બળવાન તમામ જગતના પેદા કરનાર, પવીત્ર અને પ્રેમવાળો એક હસ્તી** ધરાવે છે; કે જે આ જગત ઉપર કે સ્વર્ગમાં રાજ્ય કરે છે અને તેણે જે જે ચીજો બનાવી છે તેનો **પીતા અને સંભાળનાર રક્ષક** છે. આપણે એ પણ માન્યે છિએ કે જે બી કાંઇ ભલું છે, જે બી કાંઇ પવિત્ર છે, જે બી કાંઇ સત્ય છે, જે બી કાંઈ ઉત્તમ છે, તે સઘળું **તેની** તરફથી આવે છે, કે જે એકલોજ તમામ સંપુર્ણ છે; તેમજ આપણામાં જે બી કાંઇ ભલું અને સત્ય છે તેને તે ચાહે છે અને પંસદ કરે છે અને જે બી કાંઇ બુરૂં છે તેને તે ધિક્કારે છે અને અટકાવે છે.

એ ઉપરંત, આપણે એ પણ માન્યે છિએ કે આપણા સઘળામાં એક આત્મિક શકિત તીનોઇ જોર, એક **અંતરજામી** વ્યાપી રહયો છે; જેને આપણે સઘળી તકરારો ને રદ કરતાં, અંતઃકરણનો અવાજ, અથવા ઇશ્વિરનો નાદ કહીશું. હું માનું છું કે એ અવાજ, એ નાદ સઘળી માણસાઇ હસ્તિમાં રહેલો છે તે એક રોશની છે જે સઘળા માનવીને રોશની આપે છે. તે એક રોશની છે તે આપણા ફરજના માર્ગ ઉપર મધુર રોશની નાખે છે અને દરેક માનસને તે તે ફરજનો માર્ગ બનાવે છે. અરે સઘળા માણસો તે નાદને તાબે થાય તો ! પણ આપણ જાણ્યે છિએ કે એ અવાજ કે નાદ ઉપ્રાંત આપણામાં પાપ અને ગુનાહ રહેલોછે, કે જે સ્વાર્થ અને બુરાઇને પકડવા ઉશ્કેરી રહયો છે, કે જે નાશવંત મગરૂરી ઉપર ભરોસો મુકવા હરહમેશ હિદાયત કરી રહયો છે. દુન્યાઇ ચીજો મેળવવાને લગભગ આપણી ગડબડ આપણને ખુદાના અવાજથી બેહરા બનાવે છે અને અંતઃકરણના અવાજને સાંભળવા દેતી નથી.

આપણને આપણું અંતઃકરણ કશાં પણ દાધ વિના સાફ, ચોખ્ખું અને પવિત્ર કરવા દો, જેથી આ નાશવંત જગતની લાલચો આપણને ખુદા તરફથી ધસડી લઇ જઈ શકે નહીં બલકે આપણે **તે પરમપ્રિય હાજરીમાં** ગોયા રહી-વસી શકયે !

અરે, જો આપણે ખુદાની હાજરીને તેની ખરી સમજમાં પિછાન્યે તો જે ઝડપથી આપણે બુરાઇને વશ થઇ જઇએ છિએ, તેટલા થઇએ નહીં. ઘડીભર આ ઉપર વિચાર કરોઃ—ખુદાની હાજરી ! અરે, આથી શી ચીજ વધુ પ્રૌઢ અને અજાયબીથી ભરપુર હશે ? કારણ તેનો અર્થ શો ? એનો અર્થ એ કે મહાન અને મનનની બાહેર રહેલો, ડહાપણ અને શકિતમાં જોડયો નહીં ધરાવતો, ભલી ભલાઇ અને સમજમાં પણ ન આવે એવી પવિત્રાઇ સમાવતો એક મહાન પિતા આપણી નજદીકમાં છે, આપણી પાસે છે, આપણી અંદર છે. અને જેમ એક પિતા પોતાના બાળકની પરવરશી અને રાહબરી કરે છે તેમ તે પિતા પણ આપણી પરવરશી અને રાહબરી કરવા સાથ આપણી પાસેછે. આપણે જે બી કાંઇ કર્મ કર્યે તેમાં તેને ભોગ લેતો કરી શકયે. આપણે જે બી બોલીએ તે તેનીજ મુંગી જબાન વાટે બોલી શકીયે. આપણે જે બી વિચાર્યે, તેમાં તેનાજ મહાન મનનો ઉપયોગ કર્યે. એનો અર્થ એ કે આપણાં સઘળાં કાર્યો, વચનો અને વિચારોમાં તેનીજ હાજરી જાણયે અને પિછાન્યે ત્યારેજ આપણે બુરાઇથી બચી શકયે. જયારે આપણે તેની હાજરીને ભૂલી જઇએ છીએ—અને અફસોસ આપણે પાપ-અને બંધમાં ફસી પડયે છીયે. શું તમો એમ માનો છો કે અગરજો તમો ખુદાની હાજરીને પિછાનો અને તે તમારી સઘળી વાતો અને કાર્યો જુએ છે તે માટે યકીન ધરાવો તો કદી

તમો પાપ અને બુરાઇમાં ફસી પરો ? જો તમો એમ જાણો કે તેની પવિત્ર આંખો નિરંતર તમારી તરફ ટીકાયલી રહે છે તો તમો તમારો વખત આળસાઇ અને બુરાઇમાં કાહાડો ? જો તમોને તે સમજાતો હોય તો શું તમો એક પણ કોપાયમાન અને અપ્રેમી શબ્દ કહી શકો ? જો તમો તેની પવિત્ર હાજરીમાં માહિત હો તો શું તમો એક પણ બુરો વિચાર કરી શકો ? અરે જો આપણે તેની હાજરીને પિછાને અને જેમ એક પિતા પોતાના બચ્ચાંને પ્રેમ કરી તેનું પાળણ-કરે છે તેમ તે આકાશી પિતા પણ આપણને અહીં આપણને પોષણ આપે છે. તેમ સમજો તો હું કહીશ આપણે કદી પણ ભુડું ન કરી શકે.

આજને માટે આપણે વિસામો લઇએ તે અગાઉ જે વિચાર આપણાં મનજ ઉપર મજબુતાઇથી ઠસાવવા માંગું છું તે આ છેઃ ખુદા મને જુવે છેઃ તે મારી પાસે, મારી અંદર છે. જેથી કાંઇ વિચારું છું, ઉચ્ચારું છું અથવા કરું છું તે તે જાણે છે. તે મારા ઉપર એક પિતા અને દોસ્ત જેવા માયા રાખે છે. તેથી મને તે પિતાની વધુ નજદીકમાં વસવા દો અને મારી સઘળી મુશકેલીમાં તેની મદદ અને માંગવા દો. તેની આંખોમાં કાંઇ પણ નાનું તથા મોટું પણ નથી. તેની પર ભરૂસો મુકતાં હું ભલો અને મજબુત થઇશ. જયારે તેના વગર એક પણ ભલાઇ કર્યા અગાઉ પડીશ અને લપસી જઇશ. "અગર જો આ વિચારો આપણા હૃદયદ્વારા ઠસશે તો તે આપણને જરૂર મદદ કરશે.

હું વિદાય થાઉં તે અગાઉ વિનંતિ કરીશ કે તે આપની હાજરી માટે ઘડીભર વિચાર કરશો ? અને દરેક સહવારે જયારે તમો બિછાનેથી ઉઠો ત્યારે એમ મનથી કહેશો કે "અરે પરમેશ્વર, તું હમારી પાસે અને સાથે છે." અને જ્યારે રાત્રીએ ફરી બિછાના ઉપર આરામ કરવા લેટો તો તે વેળા પણ એજ વિચાર તમારા મનમાંથી પસાર થવા જેવા જોઇએ. તેમજ દરેક નવી મીજને જોતાં, નવું કામ આરંભતાં તેનાજ પરમપ્રિય નામથી શરૂઆત કરજો. જીંદગીની નાનામાં નાની તકે પણ તેનાજ કૃપાળ ઓમ-રામ-પયા-આસ્રાહુથી આરંભ કરજો જેથી આ દુન્યા ઉપર પણ તમો તેનીજ હાજરી પિછાની વધુ ભલા, વધુ ઉંચા, વધુ સદગુણી, વધુ સાચ્ચા અને વધુ શુધ્ધ થઇશું.

---

### એનું નામ તે ચાંદ !

તેણી—તમે આજ સુધી બહાદુરી માટે એકથી ચાંદ મેળવ્યો નથી કે ?

તે—નહી. પણ હવે તો હું ખરેખરજ એક મેળવવાનો છુ. તમે મારાં વાઇફ થશો ?

---

### કેવું હસવા સરખું !

"હું તદન ખોલ્લસપણે કહી શકું છ કે મારો બાપ સદા કુવારોજ રહેશે. કાંશ જે તે પરણ્યા માટે ઘણો બીહિતો" "ખરેખર ? કેવું હસવા સરખું ? હું કુવારો હતો ત્યારે મેં તો બાપની જેવું આગમજથી કાંઇ જાણ્યું નહીં."

---

### બરોબર !

કાકી–દાંત દુખે છે ? પડાવી નાંખ ? મારો જો દુખતો હોયતો, હું તો દાતનાં ડાકટરને ત્યાં જઇ પડાવી નાંખું.

ન્હાનો ભત્રીજો–હુંબી એમજ કરતે, કાકી જો તમારો દુખતો હતે તો !

---

### બચારો એબી શું કરે.

ખરીદનાર—સાહેબ, આપ ડગલો મેં તમારી દુકાનેથી જે આજે લીધેલો તે કાંઇજ કામનો નથી. એ તો તદન બખો ઉધાઇથી ભરેલો છે.

દુકાનદાર— તેમાં હું શું કરું મેહેરબાન. ચાર રૂપ્યામાં ત્યારે તમે શાની આશા રાખી હતી! પતંગિયાંની કે ?

શીરીન

[છપાઈ બાહેર ... .

## આ અંકનો વધારો.

# પ્રમાણિક પઇસા મેળવવાની જુકિત.

---

હિન્દની હાલની સ્થિતિમાં જે પણુ તેને આગળ વધારવાને મદદ આપે તે બેશક આપણા ટેકાને પાત્ર છે. હિન્દમા પઈસા મેલવવાને લગતી લોડ મેહનત છતાં ત્યાં ગરીબી મોટા પ્રમાણુમાં રાજ્ય કરે છે તેનું મુખ્ય કારણુ એજ કે જે **કાયદાઓને** યુરોપ અને અમેરિકાની પ્રતેહ અને આબાદી આભારી છે, તેની લગભગ બિન માહેતી છે. એવા હેતુ થી **"પ્રમાણિક પઈસા મેળવવાની જુકિત"** **"યુરોપ અને અમેરિકાની પઈસા સમ્બન્ધી આબાદ હાલતના** કાયદા" નામની ચોપડી હમોએ પ્રગટ કરી છે (જેહલ્ડ પ્રેસમાં છપાય છે. આ સાદી અને સરલ ભાષામાં લખવામાં આવી હોવાથી પારસી હિંદુ અને મુસલમાન વાંચકોને સવલતા થઈ પડશે ) આ ૧૨૦ સફાની ચોપડીની કિમત માત્ર આણા ૮ રૂપી છે ( બાહેર ગામવાલા સાહેબોને **બે આના** પોસ્ટેજ અને વી. પી. મળી થશે) તમો સાહેબ પણુ એકાદ બે નકલ ખરીદી લેવી જેથી **"સાયન્સ"** ને ફેલાવા કરવા ઉપરાંત અહના લખનારને ઉપકારી કરશો એવી ઉમેદ છે.

નામ નોધાવોઃ—

**મીનોચેહર માનેકજી માદન,**

એમ્પ્રેસ ન્યુ થોલ, નાગપુર.

---

તા. ક.—જણાવાની રજા લઇએ છિયે કે અત્યારથી ઘરાકોએ નામ નોધાવેલાં હોવાથી અને માત્ર ગણત્રીની નકલ છપાવી હોવાથી ઓરડર તુરત નોધાવા માં આવશે પાછલ થી નાઉમેદ નથવું પડે.

[છપાઈ બાહેર પડી છે.]

# આપણી બખતાવર પતેતી બાઈ!

એ નામની પારસી જરથોસ્તીઓના પતેતી નવરોજ સાથ નીકટ સંબંધ ધરાવતી પારસી સંસારી એક ઓરીજીનલ વાર્તા, જે જાણીતા લેખક તથા વાર્તા નવેશ મી૦ ખરસેદજી બ મનજી ફરામરોજની કલમથી લખાયલી છે અને જેમાં એમની "ખદારીતની ખુરશેદ" "ધર્મા જોડાંની ગેબી ફતેહ" "જંગલનું ગુલાબ ગુલ," "સખુરિનો વારસો" વીગેરે આગલી લોકપ્રીય વારતાઓની પેઠે પારસી સંસારનો એક સાદો તથા શુદ્ધ ચિતાર, ધર્માંક લાગણી મેગરથી સાથે, શેહરી તથા ગામડાંવાસી પારસી જીંદગી મીઆન, જંગલો પહાડો તથા વાધો વીગેરેના કુદરતી દેખાવોની ગુંથણી સહીત અને પ્રસંગોપાત કવીતાની પ્રસાદી સાથે બહુ પેચદાર તથા ભેદ ભરેલી રીતે આપેલો છે.

કીમત:—ચાર આના; પોસ્ટેજ અરધો આનો; દેશાવરો ખાતે વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે. મુંબઈ મધે ફોટ, મીંટરોડ, સાંજવર્તમાન ઓફીસમાંથી, તથા નવસારી મધે નરીમાનવાકરતોને ત્યાંથી મળશે.

એજ કર્તાની રચેલી "ધર્માજોડાંની ગેબી ફતેહ" એ નામની વાર્તા રૂ. ૧ ની કીમત (ટપાલ ખરચ બે આના.) મુંબઈ ચંદનવાડી વર્તમાન પ્રેસમાંથી તથા નવસારી મધે એના કર્તાને ત્યાંથી મળશે.

---

# નેપોલિયન બોનાપાર્ટ

(લખનાર:—ગોકળદાસ મથુરાદાસ શાહ. બી, એ. એલ એલ બી.)

નેપોલીઅન બોનાપાર્ટનો સૌથી શ્રેષ્ઠ વિશ્વસનીય નિષ્પક્ષપાતી ઇતિહાસ અમેરિકન ગ્રંથકાર એબટ નો જણાયછે તેના લખેલા પુસ્તકને આધારે આ ગ્રંથ તયાર કરવામાં આવ્યો છે. એબટનો લેખ એક મનોહારણી નવલકથાનિ માફક તે વાંચી જવાય એવો છે. અને સમગ્ર પુસ્તક વંચાઇ રહ્યા બાદ વાંચનારને કોઇ પણ અપૂર્વ આનંદ અને નવીન જ્ઞાન મળશે.

*આ પુસ્તક એકંદર નમુનેદાર ઘણું મોટું અને તેમાં જેટલાં ટકાઉ છે તેટલાં ટકવાલાયક* આશરે ૧૦૦૦ પૃષ્ઠ થવાનો સંભવ છે. (ગ્રાહકોનાં નામ ને ગામ નાખ્યાં આવ્યા બાદ પહેલો ભાગ છાપવામાં આવશે. હજી ૧૬૦ નામ નોંધાયાં છે.)

પુસ્તક પ્રગટ થયા પછી તેના રૂ. ૫–૦–૦ લેવામાં આવશે.

આગળથી ગ્રાહક થનારાઓ પાસેથી રૂ. ૪–૦–૦ લેવામાં આવશે.

ઉપરાંત નેપોલીઅન બોનાપાર્ટની એક સુંદર છબી પુસ્તકની સાથે ભેટ, જેટલા બાજુએ તથા સ્વજનોના નામ પુસ્તકમાં આપવાં હશે તેની અનુક્રમણિકા દરેક ગ્રાહકને મોકલવામાં આવશે પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

શીયાપોળ, વડોદરા. તા૦ ૧ માર્ચ ૧૯૧૨. } ગોકળદાસ મથુરાદાસ શાહ.

# THE DIAMOND JUBILEE PROCESSION OF H. M. THE QUEEN VICTORIA, EMPRESS OF INDIA.

(A leaf from "My Seven Years in England").

**By—Trimbakrai Jadavrai Desai, Barrister-at-Law.**

Now came the Jubilee Day on the 22nd of June 1867. Hugo buildings were pulled down in order to erect stands for spectators. I had to pay three guineas for a single chair in the last row of seats in a shop-window in the Strand. The front seats cost ten guineas each. In one place along the route of the procession it was reported that so much as three hundred guineas was paid for a prominent seat. The owners of some of the buildings earned so much by thus providing spectators with seats that they could erect new and magnificent buildings in the place of old ones that had been pulled down for the said purpose. The people were going to the route of the Procession from the early morning. By 8 A. M., there was no walking space left on both the sides of the road. Illustrated programmes of the Jubilee Procession were sold all over London. The day was cloudy. Her Majesty was to leave the Buckingham Palace at 11 A. M. The representatives of the Army and the Navy appeared in their respective uniforms Exactly at 11 o'clock just as H. M. the Queen placed her foot in the State—Carriage, the clouds dispersed and we had the most glorious sunshine. We had, in fact, the proverbial "Queen's weather"! I was located, as said above, in the window of a shop in the strand near the Temple Bar. Inspite of my paying three guineas I had such a seat in the rear that every time anyone wanted to pass through, I had to get up. Before the Procession came a gentleman who had engaged a few guineas seat in the front row came to me whether I would allow him to

exchange seats with him, as he wanted to be with the lady who was sitting near me. I obliged him with the greatest pleasure and took my seat in the front row. I was so uncomfortable in the back row that I regarded it as a real God-send to me. The gentleman was also happy in the company of the young lady.

I bought a copy of the Programme of the Procession sold there in a book-form. It gave all the details with illustrations of the actual Procession that was to be expected. The Procession now commenced. The Police had kept and maintained an excellent order.

Long lines of cavalry and infantry began to pass by us one after another. Each part of the British Empire was only represented. There was also an infantry from Hongkong in typical Chinese dress. There were American Indians, Negroes, and, in fact, people of all kinds, creeds, and colours. The police or rather their representatives passed on with their bands. Each force had its own musical band. The English, Scotch, Irish, and Colonial infantries and cavalaries passed by us in sweet succession. The Scotch Highlanders and their bagpipes had always a peculiar charm for me. The important Colonial Representatives passed by us in State-carriage. The high officers of state, European Princes and the Prince of Japan passed on horseback. There was in the procession Colonel Sir Pratap Singh of Jodhpur who made a visible impression. He had Indian attendants on both the sides and was marching on horse back with all the dignity of an Oriental Potentate. There were also there in Representatives of the Imperial Service troops. Lord Roberts of Kandhar, the commander-in-chief, and other field Marshals passed on horseback receiving the ovations of the jubilant public. H. R. H. the Duke of Connaught, H. R. H. the Duke of York, and other Princes of the British Royal Family passed on horseback through the Police lines on both the sides of the route. At last after about an hour there appeared the august figure of Her Most Gracious Majesty the Queen Empress, seated in a state-carriage drawn by six cream-coloured horses. The Indian cavalry, acting as Her Majesty's Life-guards was just in front of the State-carriage, while H. R. H. the Duke of Cambridge and H. R. H. the Prince of Wales rode on horseback on each sides of

Her Majesty. H. R. H. the Princess of Wales and H. R. H. Princess Henry of Battanburg were with Her Majesty in the same carriage. At once there was an outburst of enthusiastic and continuous ovations from both the sides of the road. Her Majesty had been graciously returning the salutations of the public all the while by bowing her head to them every now & then, and I think she must have been completely exhausted on her return to the palace. There were other ladies of the Royal family in other carriages. A long train of life-guards &c. followed the Queen, and when the procession arrived at the Temple Bar the Lord Mayor of London presented the sword to Her Majesty. He the *Nagarsheth* of London, being not used to going on horseback seemed to feel awkward while riding on that occassion. Still, it had to be done, and the Procession proceeded via Ludgate Circus to St. Paul's Cathedral where a grand and imposing Thanksgiving Service was performed in the presence of the representatives from almost all the parts of the world. It is noteworthy that the European Sovereigns pray to God on all such occasions and attribute all the good received to His Grace and Mercy and thank Him gratefully for the same with all their hearts & soul. H. H. the Thakore Saheb of of Gondal and H. H. the Thakore Saheb of Morvi were also there but they did not take part in the Procession. An English lady of our acquaintance, who had seen H. H. the Rani Saheb of Gondal, came to our house in the afternoon and was in raptures. She was quite surprised with what she had seen on the person of H. H. the Rani Saheb by the way of ornaments, clothes &c., of exquisite price and beauty. H. H. the Rani Saheb was in regular Indian costume, and so was H. H. the Thakore Saheb of Gondal. I, however, had not the opportunity of seeing them as I was located in the Strand.

(To be continued).



## ABSORBED.

As the full-blown. flower on its slender stem-
Heav'ly bedewed it bends its gentle head,
Petal into petal full drenched all night,
So laden with some concentrated thought,
With eyelid-curtains dropped to full extent,
Lest slily thence the captive thought escape,
And with the bellows of the lungs full closed,
Lest with the breath it mount the outer air,
She ov'r the sunken breast doth drop her head,
Unconscious of the noisy world around;
A statue more, and less a living thing.
And boldened at the stillness now and then-
The sportive sparrow doth so gently peck-
Her Bonnet decked with deepest floral hues.
Thus bound in body, mind and soul with thought,
She thinks and thinks and thinks,-in thought absorbed!

**Nazook.**

---



# એ બધું તાજીરા કારણે.



ગર આજ આશના મંબે, ન ઈશ્કા, યાર હોતા,
તનમે તજલ્લી હોતી, દિલમે કરાર હોતા,
તું હોતા સરપરસ્ત, યું, તાબએ હોતા સરકશ,
હલકા-બ-ગુશ મેરા, વ્હો તાબેદાર હોતા.
બુતખાના તેરા અગે બુત, ગરૂમે નઝર ન આતા,
ન સાવકાંગ હોતા, યા નમસ્કાર હોતા.
મીલતા ન સાકી તુઝસા, પ્યાલા ન હોતા લબરીઝ,
કરતા ન મય-કશી અખીર, સરમે ખુમાર હોતા,
હોતાન તુઝસા દિલબર, હોતા બજાએ ખુદ દિલ.
એ દિલ મગર યું ન હોતા, ન શોરો પુકાર હોતા,
બાજી તુ કયા લેજાતા, છાપા યુ માર મુજકો,
થી કયા મજાલ તેરી, બેદાર યાર હોતા.
"નાજુક" વ્હો દમ તુજકો, કહેતા હુએ મુસકરા કર,
મુરદામે-જાન ન હોતી, તેરા શુમર હોતા.

નાજુક.

# જાણીને કાં રહે છે અંજાણ.

જરા ખુદ હાયોસે ફરીયાદ કયા હુએ
જાણુ અનજાણુ રહે ફરીયાદ કયા હુએ—જરા.
એ ચર્ખે જગમે દાલા હુએ કયુ ગરદન
અસીર બનકે ;પનક રહા કયુ સર તન
એકી ગફલત બને ઝંઝીર તુમારી
જલા હુએ જાણકે ફરીયાદ કયા હુએ—જરા.
એ સીરાએ ખાનેમે સો રહે કયું બેફામ
નિંદકા જમા દાલા ગજે કયું બેફામ
રહો ! બીદાર સફ્ળ મંઝીલ તુમારી
જરા ખુદ હાયોસે ફરીયાદ કયા હુએ—જરા.

હો-સા-મીસ્રી.

# ❋ પ્રભુના અપાર ગુણ. ❋



ખાસ ગુલશન માટે.

લેખક–ઓધવદાસ એમ. કવિ

દોહરા.

કર્ણ તણું પણ તોડવા, માગ્યું શરીરનું દાન
આપ્યું તે પણ ભાવથી, સ્વીકાર્યું ભગવાન.
શુધ્ધ ભક્તિના સ્નેહથી, તાહર્યા તુર્તજ તેહ.
એવા ઉત્તમ આપના, ગુણ અપારજ છેહ.
અદભુત શક્તિ આપનારી, વર્ણી નહી શકાય.
એ હું સમજ્યો આજથી, પડું આપને પાય.
પૃથ્વી પર નીપજાવીયા, અસંખ્ય પ્રાણી તાત,
પર્વત નદિ વન વ્રક્ષને, સાગર છે ભલી ભાત.
પથર તરતા જળ મહીં, રાખ્યા મારા નાથ,
લંકામાં પ્રીતે ગયા, લઇ સૈન્યને સાથ.
રાખ્યા સનમુખ આપની, પ્રેમ ધરી હનમાન
દાસ ભક્તિ દીલમાં ધરી, ભાવેથી ભગવાન
અહલ્યાને ઉદ્ધારવા, ગયા રૂપીના સાથ
પદરજ સ્પર્શકરી પ્રભુ, ઉધ્ધારી સુરનાથ.
વૃન્દાનું પણ રાખવા; આપ્યું જે વરદાન
પાળ્યો તેને પ્રીતથી, ઉત્તમ આપી દાન.
ભોજન સમયે ભાવથી, બોલાવ્યો તમ પાસ
કર્યો સર્જન સ્નેહથી, કેલઇયાને ખાસ.
ચર્ણે ચાલી આવું હું, મંદીર માંહી રોજ
ટાળી નાખી દુઃ તન થકી, ઉધવ, માયા બોજ.

# સ્વર્ગીય પ્રેમ.

ગુલશન માટે ખાસ

લખનાર—મીસ કીકી બેન.

સરલા ઘણીજ રડતી હતી અને તે કેમ રડતી હતી તે માત્ર તેનું અંતઃકરણ અને તેની વ્હાલી સખી સ્યા માંજ જાણતી હતી. રડતાં રડતાં તેનું ગોરૂં મુખ રાતું થઇ ગયું હતું. આંખો ફુલીને ટેટા થઇ ગઇ હતી અને રાતરે ઉંઘ ન આવવાની નિશાની તેના મોં ઉપરના ચેહરાથી જણાતી હતી છતાં તે ઘણી જ રડતી હતી. માથાનું ઓઢણું ખભા ઉપર પડયું હતું અને એક હાથ ગાલે લગાડીને દુખી વિચારમાં રડવામાં મગ્ન થઇ ગઇ હતી તેથી તે તેની પ્રિય સખી સરોજ ઓરડામાં આવી તે પણ જાણતી નહોતી. સરોજ તેને જોઇ રડવા લાગી અને અંતે ધૈર્ય ધરી શાંત થઈ અને પોતાની સખીના ખભાં ઉપર હાથ મુકયો ત્યારેજ તે દુખી બાળાએ સખીનું આગમન જાણ્યું.

"સરલે. મારી વ્હાલી બ્હેન, રડવાથી શું થશે.' જરા ધૈર્ય ધરીને શાંત થા." સરોજ પોતાની પ્યારી સખીને વિનવવા લાગી.

"બ્હેન શું કરૂં ? રડવાથીજ મારૂં દુઃખ ઓછું થાય છે. ન રડું તો મારૂં હૈયું ફાટી જાય. મારી વ્હાલી, મારૂં દુખ હું ખમી શકિત નથી. પિતાજી મને રીબાવે છે તેના કરતાં મારી નાંખે તો સારૂં," સરલા આંખમાં આસું સાથે બોલી.

બને સખીઓની અંતઃકરણના ખુલાસાની વાત સરલાની મા વિદ્યાએ જોડેના ઓરડામાંથી સાંભળી. પોતાની પુત્રીનું દુખ ન ખમાવાથી પાસે આવીને સમજાવવા લાગી.

"સરલા, મારી દીકરી તું રડે છે તે મારાથી નથી ખમાતું. તું છાની રહે મારી લાડકી ને ધીરજ રાખ. હું તારા બાપને સમજાવીશ. તું આશા રાખ ને તારા જીવને કલ્પાંત ન કરાવ."

"મા, શું આશા રાખું ને, શું ધીરજ રાખું? પિતાજીના વજ્ર જેવા હૈયાને તું પીગળાવી શકવાની નથી, અને મા પછી શું થશે તે હું સમજી શકતી નથી,"સરલા છાની રહીને બોલી.

વિદ્યા તેને શાંત થયલી જોઇ પોતાને કામે લાગી અને સરોજ પણ પોતાની સખીની સાથે તે શાંત પડી અને ઘરના કામમાં લાગી ત્યાં લગી તેને સમજાવી ખુશ કરીને પછીજ ઘેર ગઇ.

સરલાના પીતા દેવશંકર અને માતા વિદ્યાને સરલા એકજ સંતાન હતું. તેઓ પૈસાદાર હોવાથી વાલકેશ્વર ઉપરના પોતાના મોટા બંગલામાં રહેતા હતા. સરલાના પિતાને એક શીવશંકર નામના તેના જેવાજ શ્રીમંત મીત્ર સાથે ઘણોજ ઘરોબો હતો અને તેના એકના એક પુત્ર ચંદ્રવદન સાથે સરલાનો વિવાહ નાનપણમાંજ કરેલો હતો. સરલા ને ચંદ્રવદન પાસે પાસેજ રહેતા હોવાથી નાનપણમાંજ એક બીજાને જીવ કરતાં વધારે ચહાતાં હતાં અને સરલા પંદર વર્ષની થઇ તે વખતે બંને નાંમ મન મળી ગયેલાં હતાં અને લગ્ન થવાના નક્કી હતા તેવામાં વેપારી બાબતમાંથી વાંધો પડયો ને બનો મિત્રને વાંધો પડતાં તે શેઠોનો જીવ દીવસે દીવસે ઉચો થઇ ગયો અને તેને પરિણામે બીચારી સરલા અને ચંદ્રવદન હમેશને માટે જુદાપ

ડયાં. બને મિત્રોના છુટા પડવાથી વિવાહ ટાળી નાંખ્યો અને એક બીજાનું મોં પણ જોતા ન હતા. સરલા તેની દીલગીરીમાં ડુબી ગઇ. ખાવા પિવાનું મુકીને રડવા લાગી, તે છતાં તેના પિતાના મનમાં દયા આવી નહીં. વિદ્યાના. કાલાવાલાથી પણ તેનું વજ્રઅંતઃકરણ પીગળ્યું નહીં. બીજાજ પોતાને યોગ્ય લાગતા યુવક જોડે સરલાનો વિવાહ કર્યો. સરલાએ વિવાહ થયા પછી રડવાનું મુકી દીધું, પણ ખાવા પીવામાં દીવસે દીવસે ઉતરતી ગઇ. લગ્ન તરતજ લીધેલા હોવાથી ઘરમાં ધામધુમ થતી પણ સરલા શુન્ય હૃદયે ઉત્સાહ વીના, ભાગ લીધા વીના, બાગ અથવા તો ઓરડામાં બેસી રહેતી અને તેના પીતાની મનાઇને લીધે તેને કોઇજ બોલાવતું નહીં.

આજે સરલાનો લગ્ન દીવસ છે. હસ્ત મેલાપનું મુહુર્ત સાંજનું હોવાથી બધા ઘરમાં આનંદ વ્યાપી રહયો છે. સાંજ પડવાથી લગ્નનો વખત થવાથી વરઘોડો આવ્યો વર ઉતર્યો તેને પોંખી લીધો. એ દેખાવ એક સુંદર યુવક સામેના ઝાડને અટેલીને જોતો હતો. તેનું હૃદય તે ઘરમાં હતું અને તે હૃદયને તે બીજાને સુંપી જતું જોયાથી નિરાશ હૃદયે ઉભો હતો. એટલામાં રડવાનો શોર મંડપમાં સંભળાયો અને દેવશંકર મોટેથી રડતો હતો. "હા સરલે, હા બાલે, હા પુત્રી," એમ તે મોટેથી રડતો સંભળાયો. તે સાંભળીને તે યુવક એકદમ દોડયો અને મંડપમાં જઇને જોયું તો તેના હૃદયની મુર્તિ આરસની પ્રતિમા જેવી મરી ગયલી પડી હતી ને તેના માતા પીતા સ્થા સંબધી આસપાસ બેસીને રડતાં હતાં. તે જોઇને 'હાય સરલે' કરતો તે તેની પાસે પડયો અને તેનું હૃદય એકદમ ગતી કરતું બંધ પડવાથી તે પણ પોતાના હૃદયની પ્રિયતમાને મળવાને ચાલ્યો ગયો.

દેવશંકર પોતાની હઠથી મૃત્યુ પામેલા બાળકને દેખીને વધારે રોવા લાગ્યો. અને રડતો બોલ્યો, " તારા બાપનાં વજ્ર હૈયાનો ભોગ થઇ પહેલી બાળા, તું તારા પ્રિયતમ સાથે પરમ પીતાના ખોળામાં બેસીને આનંદ પામજે અને તારા પીતાને માફ કરજે. ચંદ્રવદન, મારા પ્રિય પુત્ર, ક્રોધને લીધે તમારા બનેનો મેં જીવ લીધો છે. તમો બને મને ખરા અંતઃકરણથી માફ કરજો. "

બને પ્રેમી યુગલને સાથે બાળ્યાં. તપાસ કરતાં જણાયું કે ચંદ્રવદન ભ્રમથીજ ફરતો તે તરફ આવી ચડયો હતો અને પોતાની પ્રેમ મુર્તિનાં લગ્ન જાણી તે ભગ્ન હૃદયથી ત્યાં જોતો ઉભો હતો.

---

## અરે—અરે—

ઘરધણી પોતાના કુટુંબ સાથે જમવા બેઠો હતો તેટલાં એક બારીમાંથી એક બૉલ આવી તેના એક છોકરાને લાગ્યો. થોડા વારમાં એક છોકરો તે બૉલ લેવા આવ્યો.

" સાહેબ! બૉલ આપો ! "

" શું હલહલ ? " ઘરધણી પુકારી ઉઠયો, " યુ સીલ્લી એસ ! ગેટ આઉટ ! મારા છોકરાનું માથું બાંગી બોલ લેવા આયોછ ?

" અરે અરે મહેરબાન ! જરા વિચાર કરો ! તમારા દશ બાર છોકરા છે અને હમારો તો એકજ બૉલ છે ! "

( શોખીન )

---

## સરખામણી

સોરાબઃ–તારી જીભ ડીયર સ્ટીમ રોલર જેવી છે.

શીરીનઃ–ઓ વાય ! સ્ટીમ રોલર જેવી તે વરી શા વરે થઇ !

સોરાબઃ–કારણ તું સ્ટીમ રોલરની પેઠે સામે વાળાને કચડી નાંખેછ ! 

(શોખીન)

# તલની ખાસીયત.

## પારખો, તમો કેવા છો ?

( ગુલશન માટે ખાસ. )

લખનાર—સોલન

માણુસના શરીરના જુદા જુદા ભાગપર કાળા યા રાતા તલ હોયછે તેથી શું લાભ યા ગેરલાભ થાયછે, યાને તેની શું ખાશીયત હોય છે તે નીચલા ઉપરથી માલમ પડશે,

તલ જો હૈયાં ઉપર હોય તો તે માણુસ ઘણો ઘાતકી હોવો જોઇએ. પેટ ઉપર હોય તે માણુસ ઘણોં ખાધરો હોય. પેટના છેક નીચેના ભાગ પર હોય તો તે માણુસ ઘણો નબળો હોવો જોઇએ. જે માણુસના ઘુટણપર તલ હોય તે ઘણી ખુબસુરત અને પૈસાવાલી બૈરી મેળવે.

એક સ્રીના ડાબા ઘુંટણપર તલ હોય તો તે ઘણાં છોકરાંની માતા થાય જ્યારે જમણે ઘુંટણે હોય તો વફાદાર અને માયાળુ સ્વભાવની નીકળે.

એક માણુસના નાકની એક છેડેથી બીજે છેડે એક તલ પસાર થતો હોય તો તે માણુસ દુર દેશાવરનો ફરનારો હોવો જોઇયે. એક સ્રીને તે પગણે તલ હોય તો તેણીનાં ચર્ણો 'સાવરણીઓ' એટલે કે આખા દહાડામાં બસ ચાલ ચાલન કર્યાં કરે,

એક માણુસને ગળાંપર તલ હોય તો તવંગર થાય. એક સ્રીને હૈડળના જડબાપર તલ હોય તો તે દુખી હોય અથવા તો દુખ આવવાની તે નીશાણી છે.

જેનાં કપાળની અધવચમાં બાલની આગળ તલ હોય તો તે અપ્રમાણીક, ઘાતકી અને ઘણો તકરારી પુરૂષ હોવો જોઇયે. જો તે તલનો રંગ મધ જેવો હોય તો લોકોનો ચાહતે જીતી શકશે. તલ જો રાતો હોય તો તે લુચ્ચાઇની નીશાની છે. તદન કાળો ઠણુક હોય તો ઘચુપચુ સ્વભાવ બતલાવશે. આ તલ જો મશાની માફક ઉપસેલો હોય તે ભાગ્યશાળીની નીશાની છે.

જે પુરૂષના કપાળનો જમણી બાજુએ તલ હોયતો તે સારા માણુસના સમાગમમાં આવી ઘણો ફાયદો પામશે, અને બીજાઓ ઉપર ઉપરી પણું ભોગવી માનપાન મેળવશે. જેમ તલનો રંગ ફીકો તેમ આબરૂ વધારે. રાતો રંગ હોય તે ધર્મ પર આસ્થાવાળો નીવડશે. કાળા રંગનો તલ હોય તો મોટા માણસોની તે અદેખાઇનો ભોગ થઇ પડશે. મસાની માફક તલ હોય તો તે નસીબવતો નીવડશે.

કપાળની ડાબી બાજુએ તલી હોય તો તે પોતાના કામથી બીજાને શંતોષ આપશે નહી યાને કે કામ કરશે પણ ઠગશે સાંભળશે. ડાબી બાજુ પણ જરાક વચમાંથી તલ હોય તો મોટા માણુસો તેની પાયદસ્તે હાજર રહેશે. તલ મધના રંગનો હશે તો પોતાની દોલત ઉડાવી યા ગુમાવી દેશે. રાતા રંગનો હશે તો ગરીબાઇમાં આવી પડશે. કાળા રંગનો હશે તો ઘતરાજીમાં આવી પડશે.

કપાળની ડાબી બાજુએ કાનની પતી પર રાતો તલ હોયતો તે માણુસ બુધ્ધિવાન, કાળા રંગનો તલ હોય તો તે જુઠો અને તરકટી ની

ડયાં. બંને મિત્રોના છુટા પડવાથી વિવાહ ટાળી નાંખ્યો અને એક બીજાનું મોં પણ જોતા ન હતા. સરલા તેની દીલગીરીમાં ડુબી ગઇ. ખાવા પિ-વાનું મુકીને રડવા લાગી, તે છતાં તેના પિતાના મનમાં દયા આવી નહીં. વિધાતા કાલાવાલાથી પણ તેનું વજ્રઅંતઃકરણ પીગળ્યું નહીં. બીજાજ પોતાને યોગ્ય લાગતા યુવક જોડે સરલાનો વિવાહ કર્યો. સરલાએ વિવાહ થયા પછી રડવાનું મુકી દીધું, પણ ખાવા પીવામાં દીવસે દીવસે ઉતરતી ગઇ. લગ્ન તરતજ લીધેલા હોવાથી ઘરમાં ધામધુમ થતી પણ સરલા શુન્ય હૃદયે ઉત્સાહ વીના, ભાગ લીધા વીના, બાગ અથવા તો ઓરડામાં બેસી રહેતી અને તેના પીતાની મ-નાઇને લીધે તેને કોઇજ બોલાવતું નહીં.

આજે સરલાનો લગ્ન દીવસ છે. હસ્ત મે-ળાપનું મુહુર્ત સાંજનું હોવાથી બધા ઘરમાં આ-નંદ વ્યાપી રહયો છે. સાંજ પડવાથી લગ્નનો વખત થવાથી વરઘોડો આવ્યો વર ઉતર્યો તેને પોંખી લીધો. એ દેખાવ એક સુંદર યુવક સામે-ના ઝાડને અઢેલીને જોતો હતો. તેનું હૃદય તે
...ું અને તે હૃદયને તે બીજાને લુંટી
તલ
નીશાની છે. નિરાશ હૃદયે ઉભો હતો. એટલા-
તલ ઘણા હોય તો જુ... ...પમાં સંભળાયો અને
તેની પર આવી પડવાની, પણ છ... ...સરલે, હાથા
માંથી આશાનીથી પસાર થઇ સુખમાં દીવસો પસાર કરશે.

હડપચી યા દાઢની બાજુમાં જેને તલ હોય તે ઘણાજ ગરીબ સ્વભાવનો, ઉદ્યોગી, સદગુણી હોય અને દરેક આરંભેલાં કામમાં ફત્તેહ મેળ-વશે.

## સોલનના સટાકા

### બરાબર ઘાત ઘડયો.

ગુરતાદ ગરગર રોજ કલબમાં પીધરાઇને મોડેથી ઘર આવે. મીસીસ સહવારે કહે કે થઇ પરેલી બાળા, તું તારા પ્રિયતમ સાથે પરમેપી બોળામાં બેસીને આનંદ પામજે અને તારા પી તાને માફ કરજે. ચંદ્રવદન, મારા પ્રિય પુત્ર,ક્રોધને લીધે તમારા બંનેનો મેં જીવ લીધો છે. તમો બંને મને ખરા અંતઃકરણથી માફ કરજો. "

બંને પ્રેમી યુગલને સાથે બાળ્યાં. તપાસ કરતાં જણાયું કે ચંદ્રવદન આમથીજ ફરતો તે તરફ આવી ચડયો હતો અને પોતાની પ્રેમ મુર્તિનાં લગ્ન જાણી તે ભગ્ન હૃદયથી ત્યાં જોતો ઉભો હતો.

---

### અરે—અરે—

ઘરધણી પોતાના કુટુંબ સાથે જમવા બેઠો હતો તેટલાં એક બારીમાંથી એક બૉલ આવી તેના એક છોકરાને લાગ્યો થોડા વારમાં એક છોકરો તે બૉલ લેવા આવ્યો.

" સાહેબ બૉલ આપો ! "

" શું હઉહઉ ? " ઘરધણી પુકારી ઉઠયો, " યુ સીલ્લી એસ ! ગેટ આઉટ ! મારા છોક રાનું માથું ભાંગી બોલ લેવા આવ્યોછ ?

" અરે અરે મહેરબાન ! જરા વિચાર કરો ! તમારા દશ બાર છોકરા છે અને હમારો તે એકજ બૉલ છે ! "

### ( શોખીન )

વકીલ ...
આ રેશમી રૂમાલ ...
કરવામાં આવ્યો છે તે તમારોજ છે ? તમે તે
તે ઓળખી શકશો ? "

ફરયાદી—હા સાહેબ વકીલ—પણ તમે એ ટલા ખાત્રીપુર્વક કેમ છે ઓ ?

ફરીયાદી—સાહેબ તમે રૂમાલ પરથીજ જોશો કે એ તદન જુદીજ જાતનો છે. તેથી હું તે પારખી શકુંછ."

વકીલ—તમુને માલમ છે કે એમાનો એક મારી પાસેખી છે. "

ફરયાદી– હાયબી સાહેબ. માર... તમુને માલ ચોરાયલા!

...વા ગયછ?

વકીલે વધુ સવાલો પુછવાનું માંડી વાલ્યું.

## ફીલટરનું પાણી.

"આયા કાહ ગઇ? હયાં આવ." બાઇએ હાંક મારી.

"આવીજી બાઇ, કંયજી, શું કહોછ?"

"તેં આજે માટલામાં પાણી ગાળીને નાખેલું કે?"

"અરે હારે બાયજી, મેં હાયે ગાળેલુને!"

"શાકરે ગાળેલું? કટકો તો ધોઇને ધોવા નાંખયોછ?"

"ફ્લનલે."

"ફ્લેનલે? અરે પાણી ગાળવા ફ્લેનલ તારા હાથમાં કાંહથી આયું?" બાઇએ અચરતી બતાવી.

"જી, મેં મોટા શેઠનું ફ્લેનલનું શર્ટ લીધું તું."

"ઓ તું મરેરે મુંઇ. એવનનું નવું ફ્લેનલનુ શર્ટ બગાડયું. મુંઇ તુને કંઇ—"

"બાઇજી અમથા શું કામ ગભરાવોછ," આયાએ ઠરે કલેજે કહ્યું મેં નવું શર્ટ નથી લીધું. મેલાં કપડાંનાં કંડીયામાંથી લીધું તું."

## માંધું મારતા સાભાળજો!

ચર્ચગેટ સ્ટેશનનો મુસાફરોનો વેટીંગ રૂમ ઉતારૂઓથી ભરાયલો હતો. આમાં એક પારસી ખુરસીપર બેઠેલો હતો. અને તેના ખોળાપર એક નાનું બેબી હતું.

બેબી કજીયાને રડતું હતું અને તેને કેમ મુંગું રાખવું તે પેલા પારસીને આવડતું હતું નહીં એમ લાગતું હતું. આ ઉપરથી ત્યાં બેઠેલો એક બીજો પારસી તેની આગળ આવ્યો અને પુછયું.

"તમુને..."

"હા"

"તમુને આય છોકરાંને આવી રીતે રાખતાં જોઇનેજ હું તરત સમજી ગીયો." પેલાએ કહયું. "હવે એ બાનું કંઇ પાછાં આવે એમ લાગતું નથી."

"નહીજી જરૂર આવશે."

"અરે નહીરે બા, સેવક પરબી એવું પરેલું છેની. હું બી એક વખત સ્ટેશન પર બેઠેલો હતો તેટલાં એક બાઇ એક છોકરું મને આપીને કહયું કે પાંચ મીનીટમાં આંવુછ તેટલાં રમાડજોજી. તે આજની ઘડી સુધી તેની પાંચ મીનીટ થયાજ કરેછ."

"નહી પણ આય બાઇ તો પાછાં આવશેજ."

"અરે કાંઇ ખોટાય કરો. તમે બા હજૂર નવા લાગોછ એટલે—"

"નહીજી, પણ એવન તો આવશેજ. કારણ એવન મારા ધણીયાણી થાયછ. જરાક સામાન—"

પણ પેલો વધુ સાંભળવા ઉભોજ નહી.

## સમજે તો ઘણું છે.

આરટીસ્ટ – (રામાને) કેમ રામા મારૂં પીકચર એકઝીબીશનમાં મુકી આવ્યો કે?

રામો – હાજી સાહેબ. લોકયાઓ એથી ઘણા-ખુશી થયલા દેખાયા.

આરટીસ્ટ –(હરખાના) હં કે! એ લોકે શું કહ્યું રામા.

સાહેબ એ લોક બોલ્યા તો કંઇ નહી. પણ. તમારૂં પીકચર જોઇને ખુબ હસવા પડયા!"

# "હરિમાં હરિઆળી."

ગુલશન માટે ખાસ.

લખનાર—હરસીસ.

જ્યાં હરિનું હરણ, છે દયાને કરમ;
ત્યાં ન થાશે મરણ, સદાય નથી ધરમ.
ત્યાં લડત નથી, કાંઇ ચઢત નથી;
કાંઇ પડત નથી, નડત નથી.
જેને નામ હરિનું મુખમાં લીધું, જોર કુખમાં કીધું;
દહે સુખમાં દીધું, જાણે અમૃત પિધું.
જ્યાં માનતણાના ભાર રહ્યા, અપમાનતણાના ભાર રહ્યા.
નજાત જાતના સાર રહ્યા, એક પંકિતના એક હાર રહ્યા.
ત્યા દોપ રોશનું ચલન નથી, હર વાત વાતમાં વળણ નથી;
જ્યાં જોર ઝનનનુ ઝલણ નથી, કાંઇ દાબ દોરનુ દલણ નથી.
ત્યાર શીર કોણા તલવાર નથી, તુંભા તનમાં પળભાર નથી;
ત્યા કશો કોઇ છલકાર નથી, "હુ"નો ત્યાં અખત્યાર નથી.
( પલકાર )
ના શેખી કો'ની ચાલે નહી, દેખા દેખી ત્યાં હાલે નહિ;
કાળ વર્યથ કોઈ ગાળે નહિ, નાલેશ કપટ કોઇ કાળે નહિ.
ત્યાં સંપ સેવાની શુદ્ધવાણી, ના પરમ સાથ કશી હાણી;
નથી દુખ, વિલાપ, કશી કહાણી, ત્યાં મધુર વાસને ગુણ શાની.
જે કોપ હરનો દાસ થયો, ને ત્યાં મોહનો વ્યાસ રહયો;
ન નિચ ઉંચનો કયાસ રહયો, તેનો સ્વર્ગમાં વાસ થયો.
ન કશાંની ચોરી નહી, હુકમતણી ત્યા દોરી નહી;
ગુહય ભાવ કાંઇ થોડી નહિ, સિવા હરિ ત્યાં જોડી નહી.

# પેઈન કીલર.

# Pain Killer.

પેરીડેવીસ નું પેઈન કીલર દુન્યાનો સૌથી શ્રેષ્ટ એક સીર ઇલાજ છે. આજ સીત્તેર વર્ષ થયાં દુન્યાના દરેક ભાગ તે વપરયાછે. આજે તેનો બ્હોળો ખપ હોઇ તે આગેવાન જગ્યા લે છે.

દુન્યાના દરેક ભાગમાં દરેક જણ એ વાપરે છે

મધરાતના એકાએક તમને આફરાં થઇ આવે ત્યારે ડાક્ટર ને બોલાવવાની દોડ દોડ કરી દુખ ખમવાની જરૂર નથી. ગરમ પાણીના અડધાં ગ્લાસમાં પેઈન કીલર એક ચમચો ભરી નાંખવું અને જરા ખાંડ યા સાકર નાંખી પી જવું. જોઇએ તો ફરી અજમાવવુ, પણ ઉપાય તદન સામખાણુ છે.

મરડાથી દુખી થતા ભલા રફીક! નકામો કાં હેરાન થાય છે? તારે માટે અકસીર ઇલાજ તયાર છે. ભલા શા વાસ્તે ઢીલ કરે છે? બાટલી ભેગે આપેલી સુચના મુજબ પેઈન કીલરનો ઉપયોગ કર ને પછી જો કે તમે ઘોડા જેવા થાઓછ કે નહિ!

અકસમાત જેવા કે જખમ, ચીરા, ભેળ, ચહાં, લચક વગેરે પર પેઈન કીલર સૌથી ઉત્તમ ઉપાય છે.

દુન્યાના દરેક ભાગમાંથી હજરો સરટીફીકેટ વગર માંગે આવી આ પેઈન કીલરની ફત્તેહ અચુક સાબેત કરી આપે છે.

મી૦ કે. એસ. ઇવાન્સ, લીઅર બર્માંથી લખે છે કેઃ—

"પેઈન કીલર વગર મારૂં ગાડું સહજ પણ ગબડે તેમ નથી. મારી નિશાળમાં તાત્કાલીક ઉપયોગ માટે હું એક બાટલી હમેશાં રાખું છું. જેવાં બચ્ચાંઓ પેટની દુઃખાણ આગળ કે બસ થઈ આવે છે કે તુરત પેઈન કીલર તેમને આરામ કરી દે છે. એક બીજી બાટલી મારા ઓરડામાં છે ને ત્રીજી મારી મુસાફરીની બેગમાં છે. ઉઠાં ત્રીસ વરસ થયાં હજારોએ પેઈન કીલર ફત્તેહમંદીથી વાપર્યું છે.

દક્ષિણ હિંદુસ્તાનના બાનેના ઓનગોલથી મી૦ એચ હુબીલીંગ લખે છે કે "હમારી એક રહેનેજ માં પેરી ડેવીસનું પેઈન કીલર સૌથી ઉત્તમ દવા થઈ પડી છે. આજ કાંઇ વરસો ગયાં હમે તે વાપરીએ છીએ અને ... કીલર અચુક ફત્તેહમંદ છે.

દરેક દવા વેચનારને ત્યાંથી મળશે.

નકલીઆઓથી સાવચેત રહેજો.

એકજ પેઈન કીલર દુન્યામાં ઉત્તમ છે

અને તે પેરીડેવીસનું.

---

પામઆસા શું છે?—મેલેરયાનો દુશ્મન.

# ગુલશન વાજીંત્ર ગાઈડ.



### વસંત પ્રભા નાટકનું ગાયન.



માનો માનોને રસીલા આતો ન સારી વાત
છેક આમ શું કરો છો બોલાવે જાઓ તાત
રસીલી પ્રેમ પાન અમૃતે જીવાએ
હાજી પ્રેમ વાત જાણું છું પીયા
કટાક્ષે વિંધાઇ કેદી થઇ રહ્યા.
વીતી જાય રાત વાતે નાથ શું ઘેલા થયા.

મા નો મા નો ને એ ર સી લા આ અ તો એ ન સા રી વા ત
ધ ની સા રે ગ મ પ ગ મ રે ગ સા રે સા ધ ની સા સા
\+ + + + +
ખ ખ ખ ખ

છે ક આ મ શું ક રો છો બો લા વે જા ઓ તા ત }
મ મ ધ ની સા રે ગ મ પ ગ મ સા રે સા સા } માનો.
× + × + + }
ખ ખ ખ ખ

ર સી લી પ્રે એ મ પા આ ન અ મ ર અ તે એ જી ઇ વાએ }
મ ધ ની સા રે સા મ ગ રે સા રે ની સા ધ ની પ ધ મ } બે વાર.
ખ ખ ખ + × ખ ખ ખ ખ ખ ખ }

હા જી પ્રે મ વા ત જા ણું છું પી યા }
ગ ગ મ મ મ પ ગ મ સા રે સા } બે વાર
\+ × + + }

ક ટા આ ક્ષ વીં ધા આ ઇ ઇ કે દી થ ઇ ર હ્યા
સા સા રે ગ મ પ ધ મ પ ગ પ મ ગ રે સા
\+ + +

વી ઇ તી જા એ રા ત વા તે ના થ શું ઘે લા થ યા }
સા રે સા રે મ મ મ રે રે સા રે સા ની ધ ની સા } બે વાર.
\+ × + ખ ખ ખ } માનો.

**દીનશાહ એદલજી સંજાણા.**
મ્યુઝીક ટીચર યંગ લેડીઝ મ્યુઝીક ક્લાસ
૧૩૪ પારસી બજાર કોટ મુંબઇ.

# એક અસાધારણ લાભ.

## લેખકો માટે ખાસ.

**બે ગિની** ફુલ્સ કેપના લગભગ ૬૦ થી ૮૦ પાનની કોઇ પણ સંસારી યા ઐતિહાસિક લાંબી વાર્તા માટે.

**એક ગીની** એક નાની હિંદુ સંસારિક યા ઐતિહાસિક વાર્તા માટે.

**અડધી ગીની** એક સુંદર રમુજી સ્કેચ માટે.

**એક ગીની** એક નાની પારસી સંસારી વાર્તા માટે.

**રૂપીઆ દશ** ફુલ્સ કેપના ૧૨ થી ૧૫ પાના જેટલા કોઇ પણ આગળ પરના ઉત્તમ વિષય માટે.

ઉપલા ઇનામો ગુલશન અને સ્વતંત્રના માલેક તરફથી ખાસ જાહેર કરવામાં આવ્યાં છે, આ ઇનામની હરીફાઇ તા૦ ૨૫-૧૨-૧૯૧૩ સુધી ખુલ્લી રહેશે.

### લેખકોએ નીચલી સુચનાઓ ધ્યાનમાં લેવી.

૧ ટુંકી વાર્તા ફુલ્સ કેપ ૧૨ થી ૨૫ સાઇડની હોવી જોઇએ.

૨ એકથી વધુ હરીફાઇમાં ઉતરવાની દરેકને છુટ છે.

૩ લખાણોની માલેકી પર લેખકનો હક રહેશે નહિ.

૪ ઇનામની હરીફાઇનું પરિણામ ૧૯૧૪ના જાનેવારીનાં પહેલાં અઠવાડીઆંનાં સ્વતંત્ર માં તેમજ જાનેવારીનાં ગુલશનમાં જાહેર થશે.

૫ અધિપતિનો અભિપ્રાય છેવટનો ગણાશે.

લખો. હરીફાઇ

ગુલશન અને સ્વતંત્ર

C/o અધિપતિ,

નવસારી.

# રિવ્યુ.

## ખી

લખનાર—દા. એ. તારાપોરવાળા.

કિંમત રૂપિયા ત્રણ.

જાણીતા પારસી કવિ અને લેખક મી૦ દાદી તારાપોરની આ સુંદર વાર્તા લગભગ ૫૦૦ પાનાની હમોને આજ દોઢેક મહીના થયાં મળી છે. મી૦ તારાપોરની વાર્તાઓની ઝમક તથા શૈલી માટે સીફારસના બે બોલ લખવા એ સોનાં પર ઢોળ ચઢાવવા જેવી વાત છે મુંબઇ ઇલાકામાં નીકળતું એકપણ ગુજરાતી વર્તમાનપત્ર કે મ સિક મી૦ તારાપોરવાળાની કાબેલ કલમથી નાકાત રહ્યું નહશે, તો પછી એવા અચુક સ્વીકારાયલા જુના અને જાણીતા લેખક માટે સીફારસની શી જરૂર હોય ? આ વાર્તાનું વર્ણ શાઇદાદી પોકાર જાહેર કરે છે કે જીવના જગના બનાવપરથી લેવામાં આવ્યું છે અને તેથીજ તે આકર્ષક પડ્યું છે એમ જણાવવામાં કશી સહરાવાત નથી. વાર્તામાં જે ભિન્ન ભિન્ન પ્રકારનાં પાત્રો પોતપોતાનો ભાગ ભજવે છે તે હાલના સંસારમાં નજરે પડતાં ચિત્રોનો ખુલ્લે ખુલ્લો ભાસ આપે છે. વાર્તાનો રસ અને જોશ છે કે છેવટની ઘડી સુધી સચવાયલો રહ્યો છે, મગર ભાઇ દાદીને એટલું તો જણાવીશું કે વાર્તા ખતમ થતાં સતીષના એક ઉદ્ગાર સાથે તે બાજુએ મુકવા સાથે હમારૂં મન ઘણાર પશોપેશમાં પડ્યું હતું કેમકે વાર્તા જાણે અધુરી મુકવામાં આવી હોય એવું દીસે છે. તેનાં પાત્રો દાદીજી, પરીન અને આલાંનાં ભત્રીજો અને છેવટને એકાદ નાના પ્રકરણમાં ગુંથી લીધાં હોત તો બહુજ રસિકતા ઉમેરાત. હુંમાર ખાનાનો જે સીન રજુ કર્યો છે તેમાં અસાધારણ મોટો જુગાર રમાય છે. રેસ કોર્સ પર પાંચ મિનિટમાં લાખો રૂપિયા બોર કરતા માણસોનો જેવો આ ખસ્તે ખુવારીનો માર્ગ બનાવવામાં આવ્યો છે. જો ઉપલો સીન સહજ લંબાવવામાં આવતે તો તેનો ભાગ બહુજ કુદરતી થઇ પડતે.

ભાઇ દાદીની ગદ્ય વાર્તા માટે હમો જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. ચિત્રો યુક્ત વાર્તાઓ કેવી અચુક પસંદગી વાંચક વર્ગની પામે છે તે ભાઇ દાદી સમજતા લાગે છે. જાણીતા આર્ટીસ્ટ પાસે દોરાવેલાં પચીસ ચિત્રો આ વાર્તાનું ભૂષણ છે.

ચોપડીનો સુંદર ગેટ અપ; તેમાં સગાનો મિષ્ટાન્ન મેવો; ઠેકઠેકાણે પીરસેલા નીતિ જનક ચાબુકો; તેનાં ચિત્રો તથા દરેક ચીજ જોતાં રૂપિયા ત્રણ કુચ્છ બીસાદમાં નથી. હમો ઇચ્છીશું કે ભાઇ દાદી પોતાના આ પ્રયાસમાં દરેક રીતે ફતેહમંદ થાય કે જેથી હર વર્ષે એઓ નવો નવો પ્રસાદ ચખાડતા રહી પોતાની આ સાહિત્ય સેવામાં વધુ ઉમંગ પકડે. ગુલશનના વાંચકોનું આ ઉત્તમ વાર્તા તરફ હમો ખાસ લક્ષ ખેંચ્યે છીએ. વ્હાલાંઓને ભેટ આપવા આ બોધદાયક વાર્તા ખરેજ આવકાર દાયક છે.

આ ચોપડીની પ્રસ્તાવના બ્હેન મી ખાઇજી પાલમકીવાલા લખી છે અને મી૦ તારાપોરવાળાની વાર્તાને તેમણે અચ્છો ઇન્સાફ આપ્યો છે. આ વાર્તા તરફ હમે ફરીથી હમારા વાંચકોનું લક્ષ ખેંચવાની જરૂર જોઇએ છે.

આપ એક ખરેખરા મરદ બચ્ચા છો અને ભલા ભાઇ છો ! શું આપ આપની જવાં મર્દીને ત્યારે કલંક લગાડવા માંગો છો અને મુજ નાચાર બેચાર અબલાને હંફાવી હરાવી મને નિરાશાના ગારમાં મરતી. સબડતી કરવાની ઇચ્છા ધરાવો છો ?

'ના, હું તેમ માનતી નથી ? તમારા જેવા શુરવીર આવું નીચ કૃત્ય કરેજ નહિ. હું ખરા જીગરથી કબુલ કરૂં છું કે તમારામાં અજબ ચાલાકી છે અને તમે ચાલાકીથી તથા સફાઇથી મારા જેવીને દરેક રીતે લાચાર બનાવી દીધી છે. હું મને પોતાને અત્યાર સુધી બહુ હુશ્યાર સમજતી હતી પણ મારી ખાત્રી થઇ છે શેર મર્દી આગળ કોઇ બી સ્ત્રીની પતરાજી તનખા સમાન છે... લીલ્લાહને ખાતર હવે તો મારા પર કરમ બક્ષેસ ફરમાવી મને લાંબી જવા દયે.. હું તમારી જવેદાનની આભારી રહીશ અને તમને મારા ભાઇ સમાન ગણી તમારી આબાદી માટે તે કિરતારની દરગાહમાં હરદમ દુવા ગુજારતી રહીશ. વધું તે તમેને શું કહું ? તમો શાણા છો... તમારા જેવા ભલા માટે મારે બીજું શું વિચારવું !...ભાઇ, મને જવા દો...તમો કહો તમારે પગે લાગું...મને ના છેડો...તેમાં તમને શું કાળ...

જાન જશે તો પણ હવે હું તને હરગીજ છોડનાર નથી. ચાલ પ્યારે બીબી, ચલ !...નાહક ફેરનો શા માટે કરે છે ? તું મને ચાહે છે પણ શા માટે એમ શરમય છે ? તારે ખાતર મારા જાનનો ભોગ આપવા હું ઇંતેજાર છું તો પછી વધુ શું માંગે છે ? તારી ઇચ્છા હશે તો એક કલાકમાં આપણે કાઝીને ત્યાં જઇ નેકાહ કરાવી દઇશું...જો કે મારે મનથી નેકાહ કરવા કે નહિ તે તો બધું સરખુંજ છે...કાઝી સાહેબના દુવાથીશી હાંસલ થયછે તે હું સમજી શકતો નથી...આવ, દીલરૂબા, આવ અને આ તરસતાં જીગરની આગને છીપાવ ! તારી એકજ બગલગીરી ...અહ ! રંભા જાને મન ! તે મને ખરે ર દીવાનો બનાવ્યો છે ? તારા પ્યારમાં કુરબાન થયશે હું નાચીજ... આહ ! બોલવાની જરૂર છે ?

એમ કહેતાં કહેતાં તે હસીને રંભા જોવા લાગ્યો. અજાયબીમાં હરણફાડ થઇ રંભા તે મોગલને જોવા લાગી અને 'એ પીતો કમબખ્ત કોણ હુવેછ !' કરી વમાસણ કરવા લાગી તેણી ચોપાસ પોતાની આતુર નજર દોડાવી રહી પણ કેઇ બી રીતે બચાવ થઇ શકે તેવું તેણીને જણાયું નહિ. બંધીજ રીતે તે મોગલ તેણીને અશક્ત બનાવી દીધી હતી.

એમ કહેતાંજ તેણે હસીને રંભાનો હાથ પકડ્યો કે ક્રોધના આવેશમાં લાલચોળ થઇ રંભાએ તેનો હાથ તરછોડી નાંખ્યો અને ગર્જના કરતી પોકારી.

"ચલ, હટ, કાફીર! ખબરદાર એક પગ પણ આગળ વધ્યો તો! યાદ રાખ, તું મને લાચાર સમજે છે પણ તારા કરતાં હું હોંસ ચાલાકી વધુ છું. જો આ જો, આ છુરી જો! એક પગલું આગળ વધ કે એ તારી છાતીમાં જઇ ઘુસશે નહિતર મારી છાતીમાં ઘુસી જશે! તારા જેવા પાપીને હાથ જતા કરતાં મને મરતાં જરા પણ દહેશત લાગતી નથી.'

આ કહેતાં સમેત તેણીએ પોતાની પાસેની એક આબદાર નાની કટારી જેવી મોટી છુરી ખેંચી કાઢી અને ઘણીજ મજબુતાઇથી તે પકડી રાખી તે મોગલ તરફ કરડે ડોળે જોવા લાગી.

આ જોતાંજ તે મોગલ હસીને બોલ્યો,

'ખુદાકી કસમ...એતો ગજબ હુવા! વાહ...આફ્રીન છે તારી ચાલાકીપર! તારી હુશયારી જોતાં હું આંગળાંમાં દાંત...ના ના, દાંતમાં આંગળા પકડ્યા વિના રહી શકતો નથી અજબ...તુંને ગજબ કીધા...જાનેમન, તારી આંખોનો એકજ ઇશારો મારાં કાળજાને સોઇથી ઝઝરું કરે છે તો પછી તારે આ કટારી ભોંકી તેને તેમ કરવાની જરૂર શી?'

આ સાંભળતાંજ રંભાનું ખૂનજ ઉભરાઇ ગયું અને તે છેડાઇને પુકારી,

"કમરે હરામજાદા!...પાજી બદમાશ, શું તું કાંઇ હાથે કરીને તારું મોત માગે છે. તું જાણે છે કે હું તને કશું કરી શકનાર નથી. પણ એકજ કદમ આગળ વધ ને જોતે કે તારી કયામત આવી પહોંચી છે કે નહીં ને તને માલુમ પડે. ચલ, હટ કાફીર, તારા જેવા જેવા રખડતા બાબતોની મારે શી પરવા છે! બાજુ થા, નહીં તો નાહક માર્યો જઇશ!'

"જાનેમન, મોત એકવારનું છે તો પછી તેને માટે ખાસ્સી રાખવાની જરૂર છે? તારા જેવા નાજુક હાથનો માર ખાવો...વાહ! તારી આંગળાઓથી મોતને શરણાગત થવું, તેના જેવું બીજું અમૃત શું છે?...પણ...પણ તારે એટલી બધી તકલીફ ઉઠાવવાની જરૂર છે નહિ...તું એવી તસ્દી તારા સુંદર હાથોને ના આપ...શા માટે તું કટારી ઉગામે છે? તારી સુંદર આંખોમાંથી નીકળતો એકજ ઇશારો મને મારી નાંખવાને પુરતો છે તો પછી આટલી બધી નકામી ખટપટ શા માટે? તારા આશકને મારવાને તારી આંખોનો ચમકાર બસ છે તો ઉઠાવ તારી આંખો...જાનેમન, તું એમ ના કર! તારાપર દીવાના બનેલા ને હેરાન ના કર! આવ...પ્યારી માશુક...આવ અને જખમી જીગરને આરામ આપ! શા માટે તું એમ કરે છે? શું તું મને ભીખારી સમજે છે? ના, ના, દોલતના દર્યાવમાં તને અમન ચમન કરાવવાની મારામાં પૂર્ણ શક્તિ છે—હું તને મારા જાન કરતાં અધીક ચહાઇશ...મારી બેગમોની સરદાર બનાવીશ અને..."

'શયતાન! શું તું આખરે પણ તારી જાતપરજ જવા માગે છે?'

'કયાજી?' તે ઠંડે કલેજે હસીને બોલ્યો. 'શું હું મારી દીલરૂબા સાથે દીલલગીની બે ચાર વાત કરું તેમાં જાત શી જણાવું? શું તારું એમ કહેવું છે કે મારે મારી માશુક સાથે હસી હસાવીને વાત ન કરવી...ભૂલ છે, જાનેમન...તારી ભૂલ છે...'અને આ કહેતાં સમેત તેણે ઘણીજ ચપળતાથી તે છરી છુરી ખુચાવી લઇ તેણીનાં બન્ને હાથો પોતાના એક હાથમાં મજબુત પકડી લીધા. 'જાનેમન તું ગુસ્સે ના થા!...પણ! તું ગુસ્સે થાય છે કેની ત્યારે મને બહુજ ગમ્મત આવે છે...ને વખતે જાને નુરા તને એક બોસો લેવાનું મને બહુજ મન થઇ આવે છે!...'ચુ...હ તેણે રંભાને નજીક તેણીના કાનમાં ચાર શબ્દો કહ્યા અને તે પછી તેણીના હાથ છોડી પોતે દુર જઇ ઉભો, અને મથાંપર બાંધેલો વિચિત્ર ફટકો કાઢી નાંખી, મોંઢાપરનો લગાડેલો રંગ પોતાના

ગંજવામાંના ભીના રૂમાલથી લુછી કાઢી ખોટી દાઢી મુછ દુર ફેંકી દીધી કે તેની સુરત સદંતર બદલાઇ ગઇ અને તે પોતાના અસલ સ્વરૂપમાં જાહેર થઇ ગયો. એક પળ સુધી રંભા તે બદલાના આકારને અજાયબીમાં હરણુ ફાડ થઇ જોવા લાગી અને તુરત પોતાની ખાતરી થતાં તેણી ખુશાલીની મારી એકદમ દોડી તેને વળગી પડી તેની ગોદમાં દબાઇ ગઇ. અને તે બન્ને એકમેકને પોતાનાં ખરાં જીગરથી પેટમાં દાબતાં ચુમ્મીઓનો વરસાદ વરસાવી રહ્યાં. ગોયા તેમને એકબીજાની ગોદમાંથી જરાપણુ ખીસવા ગમ્યું નહીં.

ભલા, આ શું કહાંણી છે ? અત્યાર સુધી રંભા અજબ તમાશો કરતી હતી તે આ પ્રમાણે કેમ વટલી ગઇ ? રંભા—ક્ષત્રી કૂળ દીપક દેવી સમાન ગણાતી ચુસ્ત રાજપુતાણી એકાએક મોગલના પાસામાં કેમ દબાઈ ગઇ તે વિચારજ પહેલી નજરે આપણને અજાયબીમાં ગરકાવ કરનાર છે. પણ ત્યારે એ ભેદ શું હતો ? તે ભેદ કાંઇજ નહિ પણ સાદો અને સહેલો છે. મોગલના વેશમાં તે જવાન રાજપુત બચ્ચો હતો, જે રંભાનો સ્વિકારાયલો આશક હતો. અને તેથીજ રંભાને શરમ બાજુ કરી તેની ગોદમાં લપટાયલી આપણે જોઇ છે.

'શાબાશ !' રંભા શરમાતી બોલી. આજે તો તમે ખરેજ ગજબ કીધો છે...ખરેજ કમાલ કરી છે!...આહ ! ધારતોને મારે મારો જીવ ઉડી જતો હતો ને તમો તો મજાકથી મારી ગમ્મત કીધી. ખયર મુજ નાચીજને સતાવવામાં તમોને જો મજાહ મળી હોય તો ફીકર નથી. ભલા, મને હવે કેહશો કે બધા સારી પેઠે તો છે નેં વાર, તમે ક્યાં અચબુચ કેમ આવી ચડ્યા ?'

'પ્રિયે, તને જો હરકત ન હોય તો આપણે પેલા તારા છૂપ્યા રસ્તામાં જઇએ અને ત્યાં હું તને મારી સર્વ હકીકત નિવેદન કરી તારી દરેક હકીકત સાંભળીશ.'

'ચાલો ત્યારે, પણ મને કહેશો કે તમો આ છૂપ્યા રસ્તાની વાત શી રીતે જાણો ?'

'મને કશીબી ખબર નથી. હું તો ક્યાં ગઇ રાતનો રખડતો ફરતો હતો. આજે ક્યાંથી સવારના બહાર જવાનો વિચાર કરતો હતો તેટલામાં તને અંદરથી નીકળતી જોઇ હું ચોંકયો. તને બરાબર ઓળખવા પછીજ મેં તારી સાથે આટલી મજાક બનાવી માટે મારી ભુલ થઇ હોય તો મને માફ કર !'

'રસ્તે ચાલતાં બૈરાંઓની મજાક બનાવનારને માફ કરવો કે નહિ તે પર હું વિચાર ચલાવીશ !' રંભા હસીને તે વ્હાલા ચહેરા તરફ પ્યારથી જોતાં બોલી. 'પણ હુઝુર આપ નામવરને હું જે ગમે તે બકી છું તે મને માફ કરજો ! હું બહુજ શરમીંદી છું !'

'લે જો, વાત લાવીછ તે !' તે સરદાર હસ્યો. 'ધણ્યો મારીને સલામ કરેછ કે ? નારે બા, તારી એવી ગાળ ગળોચતો મારા જીગરમાં કયામત તુલીક નોંધાઇ રહેનાર છે...સમજ્યાં કે જી !'

'એમ સૌ ?' રંભા હસીને તેને વળગતી બોલી. 'ત્યારે તો મારી બલારાત પણ તમને માફ કરવાની નથીજ. સમજ્યા કે એ ?" એમ કહેતાંજ તેણીએ તે સુરંગનો દરવાજો ખોલ્યો. તેઓ બંને અંદર ગયા અને તેમની પૂઠે તે બંધ થયો. બે કલાક પછી તે પ્રેમાળ જોડું બહાર આવ્યું. તેઓ વચ્ચે શી શી વાતો થઇ હતી તે અત્રે જણાવવાની જરૂર નથી, કેમકે તે પાછળથી આપોઆપ જણાઇ આવશે. બહાર નીકળ્યા પછી ફરી પાછાં તેઓ એકમેકના પ્રેમમાં લુબ્ધ થયાં અને પછી છૂટાં પડી બંને જુદે જુદે માર્ગે ગયાં. રંભા કાંઇ અજબ ખુશ થતી મોતીને જઇ મળી. ચંદ્રાવતી રાણી તથા મોતી આગળ ગઇ રાતના જલસાની કહાંણી તેણે ખુલ્લી સમજાવી હતી પણ પેલા રાજપુત બચ્ચાની વાત તેણીએ કોઇને પણ કહી ન હતી.

## પ્રકરણ ૨૯.

### હિમ્મતે મર્દા તો મદદે ખુદા !

આગલાં પ્રકરણમાં મિયાં સલાબતની દૈફી રેવડી થઈ હતી તથા મિયાં સાહેબનો કેવો ઢેડ ફજેતો થયો હતો તે આપણે ખુલાસે વાર જોઇ આવ્યા છે. જેમ જેમ મિયાં સલાબત પોતાના પ્રપંચોમાં હરતો ગયો તેમ તેમ તે વિકાળ વરૂ સમાન બનતો જઇ વધુ ને વધુ ઝીપલાં મારવા લાગ્યો. મોતીની સુંદર તસ્વીર આખી રાત અને દિવસ જોતે તેની નજર આગળ આવી તેની ઠેકડી કરી તેને હેરાન પરેશાન કરતી હતી. રોશનઆરા બેગમના છુપા જલસાના ભવાડા પછી સલાબત ચૂપ રહ્યો નહિ. તેને કાંઇ પણ બરાબર સમજ પડી નહિ પણ ઘર જઇ બીજી સવારે તેણે પોતાના હાથ નીચેનાં શાહી લશ્કરના વડાને બોલાવી, ખાસ એક ટુકડીને તે છુપા રસ્તાના માર્ગો માટે રોકી.

જો રંભાને પા કલાક મોડું થયું હોત—પોતાના પ્રાણ પ્રિય સાથે દીલબરીની વાતમાં તેણી થોડી વાર મશગુલ થઇ હોત તો સલાબતખાંના આ સીપાહીના સપાટામાં તે સપડાઇ ગઇ હોત અને તેણીનું શું થાત તે હાલ અત્રે કહેવાની જરૂર ન હતી...પણ ભવિષ્ય જાણવાની શી જરૂર છે ? વાર્તામાં જો એમ થયું હોત તો તેમ બનત એવા ઉદ્ગારો કાઢવાની જરૂરજ નથી, કેમકે તે પ્રમાણે જો બને તો વાર્તાનું વહેણ આગળજ કેમ વધી કેમ શકે અને વાર્તાનો રસ કેવો રીતે જામી શકે ? તે તો બની શકે-તેમ હોજ નહ તો પછી આવા ઉદ્ગારોને બાજુએ રાખી આપણે આપણી હકીકતમાં આગળ વધીશું.

રંભા પોતાના પ્રાણ પ્રિય સાથે બહાર આવી કે થોડી વારે તે છૂપા રસ્તાના જેટલા માર્ગો હતા તેનાં મોંઢા આગળની જગ્યાઓનો કબજો લશકરી ટુકડીએ લીધો. તે ભેદી માર્ગમાંથી બહાર નીકળતા કોઇ બી માણસ અવતા કે આવતા ને પકડવાનો સખ્ત હુકમ હતો. ગમે તેવું રાજવંશી માણસ હોય પણ તેને સલાબત સનમુખ હાજર કર્યા વિના છોડવામાં આવે તો જે તે ટુકડીના સરદારને પોતાનું મસ્તક જલ્લાદને સ્વાધિન કર્યા વિના છૂટક રહે તેમ નહતું. સલાબતખાં પોતાની ક્રુરતા માટે જાણીતો હતો. બલકે આખી શાહી સેના તેના ત્રાસથી થર થર ધ્રુજતી હતી તો પછી એક સાધારણ અમલદાર તેની સામે પોતાનું માથું ઉંચકવાની સરકશી કેવી રીતે કરી શકે ? રખે શાહજાદી જહાંનારા આ છૂપા માર્ગ મારફતે કુંવરી મોતીગૌરી સાથે છૂપા સંદેસા ચલાવે તે કારણેજ સલાબતે આ પગલું ભર્યું હતું. અત્યાર આગમજ તેણે એવી ગોઠવણ તો કરી મુકી કે જેથી જહાંનારાનો જાસુસ મોતી આગળ જઇ શકે નહિ પણ ને હૈયાં ફુટેલા સલાબતને સ્ત્રી ચરિત્રનો ખ્યાલ હતો નહિ. તે તો ગર્વમાં મદાંધ થઇ પોતાનેજ સર્વથી સરસ સમજતો હતો...ગોયા ખાબોચીયામાં ફુંફાડા મારતા ગર્વિષ્ટ દેડકાની પેઠે તે પોતાને આખી દુન્યાને પોતાના તાબા હેઠળ આવેલા સમજતો પણ તેને જહાંનારાની અજબ શકિતનો કશો ખ્યાલ હતો નહિ. તે આંધળાને ખબર ન હતી કે શાહજાદી જહાંનારાની પ્રપંચી જાળમાં તે સાધારણ માછલી સમાન હતો કે જેને તરફડયાં મારી મારીને પણ પોતાની સરજતને તાબે થયા વિના છૂટકો ન હતો. તેને સુદ્ધા ખબર ન હતી શાહજાદી જહાંનારાએ રંભાને શાહી પરવાનો આપ્યો હતો જેની રૂએ તેણી અને તેણીની સાથવાળાં કોઇને પણ અટકાવવાની કોઇ પણ લશકરી સરદારમાં તાકાત હતી નહી. તે હુકમ એવો હતો કે જેને તુરત ચુંબન કરી, નમન તાજીમ નમી, બજા લાવવાનું આખાં હિંદમાં પ્રજાને ખાસ ફરમાન હતું... ગોયા, તે હુકમ સામે શાહનશાહ વઝીર એક શબ્દ ઉચ્ચારી શકતો ન હતો.

મિયાં સલાબતખાંએ પાંચસે સીપાહોની આ ટુકડી પોતાની અંગત દેખરેખ નીચે રાખી હવે પોતાની તદબી-ની તાસીર ઉકેળવા માંડી. આ સીપાહીને પૈસાની લાલચે તેણે એવા તો પોતાના કમીના ગુલામ બનાવી દીધા હતા કે સલામતના એક શબ્દને ખાતર મરવા યા મારવા તેઓ તત્પર હતા. પહેલાં આ રીતે પોતાના ટાંટયામાં જોર લાવી મિયાં સાહેબે મોતી ગૌરીને રાતો રાત છૂપા છૂપ ઉપાડી જવાના ગોઠવણ કરી તેની બારીક બારીક સામગ્રીઓ તૈયાર કરી મુકી હતી. બેગમ રોશનઆરા તેને શાહજાદા ઔરંગજેબની પોસ્ત પનાહમાં જઇ રહેવા માટે જે પત્ર ખાસ આપનાર હતી, જે માટે તેણીએ કબુલાત આપી હતા, તે પત્ર હજી તેને મળ્યો ન હતો. તે ખાસ કરીને આ પત્રની કાગને ડોળે રાહ જોતો હતો. પણ તેને ખબર ન હતી કે આ પત્ર તો તેની ગેરહાજરીમાં હકીમ સાહેબ બેગમ રોશનઆરા પાસેથી ક્યારનો મેળવી ચુક્યો હતો. રોજ કાગળની તે રાહ જોવા લાગ્યો પણ કાંઇ ન વળતાં આખરે કંટાળી તે પત્ર વિના પોતાની હિમ્મત અને કુરતાઇ પર સ્તાબ થઇ તેણે મોતી ગૌરીને ઉપાડી જઇ દિલ્હી. કુંવરી મોતી ગૌરીને ઉડાવી તે આગ્રા ખાતે રહી શકે તેમ પણ ન હતું. કેમકે તે જાણતો હતો કે આ વાતની જાણનારાને ખબર પડતાં તેણે બાદશાહ સલામતને ઉંધું ચતું સમજાવી તેનો જાન પણ કદાચ લેવડાવાની ગોઠવણ કરે તો તેમાં કશી નવાઇ ન હતી. આ ઉપરાંત આગ્રામાં રહીને જીંદગી સાથે રમત રમતાં તેને શાહજાદા દારાનો ભારે ભય હતો કેમકે તે તુંદ શાહજાદો મિયાં સાહેબની આ આતશ સાથની રમતની ખબર મેળવતાં તેની બોટીએ બોટી તોડી પીખી નાંખે તેમાં કશી અજાયબી ન હતી. દારાં તેમ થતાં તેને જીવતો તો છોડેજ નહિ પણ તે ઉપરાંત તેની પાસેથી મોતી ગૌરીને ઉડાવી લઇ પણી રહેવાઇથી પોતાના ઝનાનામાં દાખલ કરી દે. આ બધી વિગતો ધ્યાનમાં લઇ નક્કી અનુમાન કર્યું કે ચાહે ઔરંગજેબ તેને પોતાની મહેરબાનીમાં રાખો યા ન રાખો પણ દાવે કરીને સીંહના ગુફામાં બેસી રહી કોઇ થી પણ તેનાં ઉઘાડા કાયા સુધી જરાના ધકક ખુનરામાં રહેવામાં કશો ભલ હતેજ નહિ.

ઉપડી ચુકયો હતો. તેની સાથે તેના પાંચસે સ્વારો હતા. ખુલ્લા આકારમાં રજુ થઇ કુંવરીને લઇ જવામાં ડહાપણ હતું નહિ તે રાજસિંહ જાણતો હતો કેમકે તેમ થતાં કાલનો દુકાળ આજે પડે એવો મામલો હતો. તે માનતો હતો કે એક વાર રાજપુતો મરણીઆ થઇને પણ લડે છતાં મોટી મોગલ સેના આગળ તેમને આખરે પણ હાર્યા વિના છુટકો ન હતો તો પછી તદબીરથીજ કામ કાઢી લેવામાં દરેક માલ હતો. આ કારણે રાજસિંહ અને તેના માણસો ખાસ છુપા વેશમાં આ આ આવ્યા હતા.

આગ્રા શહેરથી એકાદ ગાઉને છેટે આવેલાં ખુલ્લા મેદાનમાં આજ કેટલોક વખત થયાં પાંચસે મોગલ સોદાગરોનો એક નાનો કાફલો પડાવ નાંખીને પડેલો હતો. આ લોકો પોતાને પેશાવરની નજદીકના મોગલ વેપારીઓ તરીકે ઓળખાવતા હતા. અને હરતરહનો માલ વેચતા તેમણે શેહરમાં દુકાનો રાખી હતી. ખાસ કરીને તેઓનો મોટો ભાગ નાના નાની તીજોરીઓમાં કિમતી જવાહીરો મુકી ઘરે ઘેર વેચતા ફરતો હતો અને સાંજ પડતાં દરેક જણ પોતાને મુકામે આવતો હતો. આ વેપારીઓ દરેક રીતે લાયક અને હથીઆરબંધ હોવાથી પોતાની છાવણીની તપાસ રાતની વખતે તેઓ પોત પોતામાંજ કરી લેતા હતા. જો કે આ વેપારી વસ્યાઓએ બાદશાહ સલામતની રૂબરૂ હાજર થઇ પોતા તરફની અદબ. ભેટ હાજર કરી શહેરમાં વેપાર કરવાની પરવાનગી મેળવી ચુક્યા હતા, છતાં રાજ્યનાં બીજાં કામ ધંધાઓને પણ જે તેના પ્રમાણ પ્રમાણે નવાજવાનું તેઓ ચુકતા ન હતા. એટલી હદ સુધી કે સાધારણ ચપરાસી કે નોકર પોતાની હવેલીએ ચીરાગ લગાડવાથી બાકાત રહી જતો ન હતો આ કારણે તે પરોણાઓ બહુજ આવકારદાયક હતા અને જ્યાં ભમે ત્યાં તેમને પુરી જતનાં કશી દરકાર આવતી નહતી. 'દામ કરે કામ ઓર બીબી કરે સલામ' વાળી ગણત્રી પર તે વેપારીઓનો વડો ચાલ્યો હતો એટલે કામ પણ તેવુંજ પાકું થતું હતું. જ્યાં શહેરમાં એક દિવસ ઠેરવાના સાંસાં ત્યાં તેમને દરેક વાતની છુટ હતી. પૈસા—પૈસા—તારી અજબ બલીહારી છે. શું રંક કે રાય તારા એહસાન ગુલામો છે. તારી મોહોનીમાં ફસતાં કોઇકજ આ ખાકી દુન્યામાં બાકી રહે છે અને ત્યારે તે અપવાદ દેવાંશી પુરૂષની ગણત્રીમાં આવી જાય છે. પૈસાનીજ મહેરબાનીએ દુન્યામાં તરેહવાર ઉથલ પાથલ થાય છે— દુન્યા છેક કનિષ્ટતા પર ઉતરી જાય છે—માણસ જાત પોતાનું માનસિકપણું તજી દે છે—આબરૂદાર પોતના નામને રગડોળી પોતાનાં કુટુંબના નિષ્કલંક નામને દુષિત કરે છે—દોસ્ત દુશ્મન થઇ જાય છે—કુટુંબોમાં કલેશ ભરપુર થઇ સગપણ સ્નેહ સઉ હવામાં ઉડી જાય છે— અને માણસ જાત પોતાની ઉંચ પંક્તિ પરથી ગબડી હેઠળ ધુળમાં રગડોળાય છે...એવાં એવાં અનેક પ્રપંચો પૈસા આ દુન્યામાં કરી ગેલા દુન્યાને થઇ થૈ કરતી નચાવે છે... ખરેજ પૈસાની અજબ બલીહારી છે...... પણ આપણે વાતથી વેગળા ચાલ્યા.

આ કારણોને સર આગ્રા શહેરમાં તે વેપારીઓને કોઇ પણ એક બોલ તરીકે પૂછી શકતો ન હતો, યા ના કોઇ જાણવાની પરવાહ કરતું હતું કે આ વેપારીઓ કેવી જાતનો માલ ખરીદતા હતા તથા કેવી જાતનો વેચતા હતા. લોકોને બલા કંઇ હતી! આજના જેવો ખનખોદ કરનારો તે જમાનો ન હતો. તે વખતે સૌ કોઇ પોત પોતાની ફોડી લેતું હતું. અને પારકો માણસ શું કરે છે તે જાણવાની દરકાર કરતું ન હતું......હાય રે આજે!......અહ!......આજે શું નજરે આવે છે! જ્યાં જુઓ ત્યાં નકટ નિંદા ને અદેખાઇ! આજે તો પગ તળે બળે ને લંકા હોલવવા દોડે એવો વખત છે. ઘરનું ખાઇ પારકાની નિંદા કરવી...તેનાં છિદ્ર શોધી કાઢ

વાં...પોતે ગમે તેવા એબ્યસ હોય છતાં બી જાની મશ્કરી [કરવા...બીજાને રૂશવા કરવા પહેલી તક હાથ ધરવી...પગે માછલાં-[મારી મોઢે રામ પુકારવાની પેરવી કરવી અને બીજાં ઓના કૃત્યોથી દુન્યા કોણ જાણે કેમ ડુબાડુબ જતી હોય અને પોતાના જેવા ફરેસ્તાઇ રૂપ મા ફરતા શયતાનો કેવી રીતે દુન્યાને ગરક જતી બચાવવાની પેરવી કરે છે તેવા ઢોંગ કરવા......બાહ ! આજના જમાનાની એ તાસીર છે...એતો... ઉંહ ! ....બાપછી, આ સંભાષણો કરવા આજે કલમડી કેમ લપસ્યા કરે છે તે કાંઇ સમજાતું નથી.

મિર સલાબતખાંએ પોતાની અંગત ? ખરેખ હેકળ જે લશકરી ટુકડી રોકી હતી તે આ હતી. ચોકકસ ખબરો પરથી મિયાં સાહે આ લશકરી વેપારીઓના સરદારની મુલાકાતે જવા નીકળ્યો ત્યાં શી શી વાતો થઇ તે સા થે આપણને પણ ઘણું નહિ તો થોડું કામ હોવાથી મિયાં સલાબતખાંની આપણે પણ પૂઠ પકડીશું.

સામી સાંજનો વખત થવા પછી સેહેજ અશકણું રહેતા મિર સલાબતખાં પોતાની સા : ૭ ગુલામો લઇને બહાર નીકળ્યો અને હેલ્લા બહાર પડાવ નાંખી પડેલાં મોગલ વેપા રીઓના સરદારના તંબુ તરફ ધસ્યો તેની ચા લ પરથી જણાતું હતું કે તેઆ જગ્યાથી વાકેફ ગાર હતો. સરદારના તંબુ તરફ જતાં તુરત તેને આવકાર આપી અંદર લઇ જવામાં આ વ્યો કે જ્યાં તે પાવેરીઓનો જવાન વયે ૮ ની હતી...ફકત ખોટી તંબુઓ ઉખેડવાની હતી. બધાઓ ખુબ ધાંધલ ધરપચમાં હતા.

અત્યાર સુધી સલાબતખાંએ તે સરદાર સાથે બહુજ ધીમા અવાજે વાત કરવાથી ગ મે તેવા તાબકા કાન છતાં આપણે સાંભળી શકયા ન હતા કેમકે તંબુમાં ઘુસવાની સર કશી કરવા જતાં ચોમેર ફરતા સત્રીઓની તર વારોના નાહક ભોગ આપણે થઇ પડયે તો વળી લેણાના દેણા થઇ જાય ને ઘરે હાથની ધરતી ધોયલાં બાંગી ધણીજીને નામના ધપકડા લેતી રહે તે તો જુદું...એટલે એવાં ચેડાંથી સાત ગાઉ દુર રહી તંબુની બહારથી હવે થ તી મોટા અવાજની વાત ચીત સાંભળવા આ લો આપણે તજવીજ કર્યે.

'મગર, હજરત' તે જવાન સરદાર બો લતો સંભળાયો. 'તમારાં આવાં મહાભારત કામ માટે હમોને એક બે વર્ષ હમારો બાપી કો ધંધો છોડી દેવો પડે તેમ છે; એટલુંજ નહિ પણ હમોને તમારે ખાતર લડાઇ કરી, ગળાં રહેંસવા પડશે, હમારા પોતાના જાતનો ભોગ આપવો પડશે, દુન્યામાં રૂશવા થવું પ ડશે તેમજ તમારી સાથે હમારે દક્ષિણ તરફ જઇ શાહજાદા ઔરંગઝેબની પનાહમાં જોડાવું પડશે...આવાં મોટાં કામને માટે ફકત પાંચ હજાર અસરફી તમો આપો તે કેમ ચાલે ગ રીબ પરવર ? તેમાં હમારાં બચ્ચાં છોકરાંનું શું દળદર ફીટે ? ના, ભલા, એટલાએ તો ન ચાલે ? કમમાં કમ દશ હજાર અશરફીઓ આપો અને તેમાંથી અડધી પાંચ હજાર અશ

આ બતાવતાં તમોને કોઇ પણ રોકી શકશે નહિ. તમો આવ્યા પછી આપણે હુમલો કરીશું.'

'બહોત અચ્છા ! ભલા, વારૂ જણાવ શો કે લડાઇ પછી તમારૂં કામ પાર પાડી બહાર આવવા માટે પણ આ પરવાનોજ ચા લશે ને ? તે વખતે તો હમોને રોકશે નહિ ને ?'

'ના, આ હુકમ ફક્ત તમોને શહેરમાં દાખલ થવાનોજ છે. એ બહાર જવા માટે ચાલશે નહિ! પણ તમારે તેની ફીકર રાખવાની જરૂરત નથી, કેમકે હું તે વખતે તમારી સાથેજ હોઇશ. આ બીજું હુકમનામું પણ મારે મકાને તૈયાર છે એટલી તેની બરકતે આપણે હરકત વગર બહાર જઇ શકીશું. આ પરવાનો મેળવતાં મને ઘણીજ અડચણ આવી હતી પણ તાલ તલાવત કરતાં કામ થઇ ગયું હતું."

'લાહોલ વલ્લાહ ! ત્યારે તો ફીકર નહિ જાઓ હજરત...અલ્લાહને યાદ કરો, કેમકે તમારૂં કામ પાકયું થનાર છે. તમારે કોઇ પણ જાતની હમારી તરફની ચિંતા રાખવી...' એમ કહેતાંજ તે જવાન સરદાર ઉઠયો અને તસલીમ આદાબ કરી, દુવા બંદગી કરી સલાબતખાને રૂખસદ આપી. આ વખતે શહેરમાં સર્વ ઠેકાણે અંધકાર વ્યાપી રહયો હતો.

પોતાના હાથમાં આ બીજી ફોજની મદદ રાખી મિયાં સલાબતખાંએ હવે મજબુત તાગડો રચ્યો. બાદશાહી સેના તથા આ શુરવીર વેપારીઓની બેગી મદદથી અમરસિંહને ગરદાપેચ કરી નાંખવામાં તેના માર્ગમાં કોઇ પણ જાતની મુશ્કેલી આવે એવું સલાબતને જણાયું નહિ. તેની ખાતરી થઇ કે બાદશાહી સેના હુમલો કરી અમરસિંહને રોકશે તેટલાં મોતી ગોરીને બીજી ફોજની મદદથી ઉપાડી જઇ તે શહેર છોડી ચાલતો પણ થઇ જશે. ઘણીજ ઝડપથી અને ચાલાકીથી આ કામ કરવાની જરૂર હતી. જો બાદશાહી સેનાને કાંઇ ખતરો પડે તો ઉલટું કાંટાનું કટેસર થઇ જાય. જો કે તેને બીજી ફોજની જરૂર ન હતી પણ આગાથી નહાસતી વખતે તેની મદદે કોણ રહે તે માટે તે ખાસ ઇંતેજાર હતો. દક્ષિણ તરફની મુસાફરીમાં અનેક સંકટો પડયા વિના રહેનાર ન હતા તો તેવે સમયે જો આ શુરવીરો તેની જોડમાં હોય તો તેને કોઇ પણ રીતે ધારતી રાખવાની જરૂર રહે નહિ.

ભલા, ત્યારે આ વેપારી સીપાહો હતા કોણ ? જરા ધીરજ રાખશો, આપણે તે જ લદાયા જાણી લઇશું. સીધીભાઇ ચાંદ દેખો તો બાબા આપસીજ નજર આવગા.

સલાબતખાં ઘરે આવ્યા પછી થોડો વાર થોભ્યો. રાત્રિનો ઘટ્ટ અંધકાર જ્યારે વધુ થવા પામ્યો ત્યારે તેણે બાદશાહિ ફોજમાંના ચુનંદા ત્રણસેં સીપાહો પોતાની સાથ લીધા અને તે અમરાસહના મહેલ તરફ ઉપડી ગયો. તેજ વખત તેના માનિતા ગુલાન શહેર બહારના શુરવીરો આગળ ગયા અને ત્યાંથી તેમને પોતાની સાથે લઇ ગયો.

બધો જમેલો હવે તે ઉજ્જડ મરજીદ જે આ વાર્તામાં અગત્યનો ભાગ બજવી રહી છે ત્યાં આગળ આવતાં તે વેપારી શુરવીરો થોભ્યા. બીજી પળે સલાબત આવી તેમને મળ્યો. બાદશાહી ફોજનાં માણસો તથા વેપારી સીપાહોમાંના ચુનંદા સો સ્વારોને લઇ હવે શત્રુ ઉપર ચલાવવા સલાબતખાં આગળ ધસ્યો. ફતેહમાં તે ફુગરાતો હતો અને મસ્તીમાં તે મસ્ત થયેલો હતો. તેને મનથી મોતી તેના હાથમાંજ હતી. ચાલો, ભલા, અમરસિંહને ત્યાં શું થાય છે તે જોવા આપણ પણ ત્યાં જઇશે.

---

## પ્રકરણ ૩૦.

## 'ખબરદાર ! હું રાજસિંહ છું'!'

એક બાજુ મિયાં સલાબતખાં પોતાની યુક્તિઓ ચલાવી રહ્યો હતો ત્યારે બીજી બાજુ રાજા અમરસિંહ પણ પોતાની સુસ્તીમાંથી જાગૃત થઇ તૈયારી કરી રહ્યો હતો. તેને ખાસ છૂપી ખબર મળી હતી કે રાત્રે સલાબત બાદશાહી સેના સાથે તેને મારવાનો તાગડો રચતો હતો. આ ખબર મળતાંજ તેણે પોતાની સરદારી હેઠળની પાંચ હજાર સેપાહોની ફોજને પોતાના મહેલ આગળ બોલાવી મંગાવી; પણ અડધા કલાકમાં તેનો માણસ વહીલે મોંઢે પાછો ફર્યો અને જણાવ્યું કે નામવર બાદશાહ સલામતે રાજા અમરસિંહની સરદારી ખુંચવી લીધી હતી અને તે ફોજના સરદાર તરીકે બીજાને નેમ્યો હતો જેને ખાસ હુકમ કરવામાં આવ્યો હતો કે સીપાહોમાંનો કોઇપણ માણસ અમરસિંહને તાબે થાય નહિ તેનો ખાસ તાકીદ રાખવી. આ અપમાનની જાણ થતાં અમરસિંહ ગોયા ભભુકા લઇ ઉઠ્યો... તેના ગુસ્સાની હદ રહી નહિ. તેની ખાતરી થઇ કે મિયાં સલાબત તેને ત્યાં નડેલો હોવોજ જોઇએ અને તેનીજ સમજાવટથી બાદશાહ સલામતે આ ફરમાન કાઢેલું હોવું જોઇએ... આહ તેણે ઘણું ઇચ્છયું કે તે ફરમે ઘેરો હાલ તેની સમક્ષ હોય અને તેમ હોયતો... બાહ ! લખવાની શીજરૂર છે ? જ્યારે અમરસિંહની ખાતરી થઇ કે સલાબત મિયાં કાંઇ પણ તોફાન મચાવ્યા વિના રહે તેમ ન હતું એટલે તેણે પોતાના અંગત રક્ષકોની ટુકડી ને બોલાવી મંગાવી—લગભગ બસેં રજપૂતોની આ ટુકડી પોતાનો સરદારનો હુકમ થતાં તેને માટે પોતાનો પ્યારો જાન વકીક આપવા તૈયાર થઇ દોડતી આવી. આ બહાદુર સીપાહોને પોતાના મહેલમાં ઓરડા' કરી જૂદી જૂદી જગ્યાઓની વિગત આપી અમરસિંહ નચિંત થઇને બેઠો. પણ બાપડી ચંદ્રાવતિ અને મોતી ગોરીના હાલ ઘણાજ બુરા હતા. તેઓ આંખમાં આસુઓ સહિત ફરતી હતી અને જો કે રંભા તેમને બનતો દીલાસો આપી ખુલ્લું જણાવતી હતી કે 'આજ રાત્રે તો કશુંએ થનાર નથી' છતાં પણ તે મા બેટીને કાંઇજ અજબ ભય થતો હતો, ગોયા તેમને નજદીક આવતાં મોતની અજબ આગાહી થઇ હતી.

અમરસિંહે પોતે પોતાની સ્ત્રી તથા બેટીને દિલાસો આપ્યો પણ કાંઇ વળ્યું નહિ. અમરસિંહ પોતેતો સદંતર બેપરવાહ હતો. ધીમે ધીમે દિવસ પસાર થયો અને રાત્રીનો શિહા અંધકાર પોતાનો દોર ચુપકીદીમાં ફેલાવવા લાગ્યો. ગરીબ બીચારી મોતીગૌરી ! તેણીની હાલત ખરેજ દયા ઉપજાવવા જોગ હતી. પોતાને લીધે થતાં આ રમખાણને લીધે તેણીનો જીવ અજબ ઉચાટ હતો. પરમાત્મા શા માટે તેણીનું મોત આપતો નહતો તે વિચારમાં તેણી ખિન્ન પણે લીન થયલી હતી તેવામાં રંભા તેણી આગળ આવી બેઠી કે ફરી પાછું તેણીનું રડવું ઉભરાઇ આવ્યું અને રંભાને ગળે વળગી પરી ડુસકે ડુસકે તેણી રડવા લાગી. રંભા પોતાની સખીને બહુ વિનવતી હતી પણ મોતીને ગળે તે કેમે કરીને ઉતરતું નહતું.

'રંભા—રંભા !' તેણી કરગરતી બોલી. 'મારી ખાતરી છે કે આજ કે કાલ રાત્રે મારાં સર્વોત્તમ સુખનો નાશ થશે અને આ દુષ્ટ દેહ પોતાના પંચભુતોમાં ભળી જશે. બ્હેન, તું એમ ના જો ! મોતને હું ડરતી નથી. રાજપૂત બાપની બેટીને મોત જેવી ચીજનો કશો ડર નથી. મોતની સાથે હસી હસીને કેરી બગલગીરી કરવી તે હું સારી પેઠે જાણું છું. મને તે વાતનો મુઝકોજ નથી. હું ફક્ત એટલા માટેજ દીલગીર છું કે આ

પાપી જીવને તેની માગેલી–ઇચ્છેલી–મુરાદો ફળી નથી. આહા !...જે વ્હાલા પ્રાણની મૂર્તિ આ છાતીમાં કોતરાઇ રહી છે–જે સ્વરૂપ હજી મારી નજર સનમુખ દેખાવ દેતું રહ્યું છે–તેની સેવા ચાકરી બજાવવાથી હું અભાગીની કમનસીબ નીવડી છું. અરેરે...હું કંગાળ કર્કશા જેવી...આહ ! એ શું ?...આવી આફતમાં એ શુભ સુકન કેમ ?'

'સખી જો જો, મારી ડાબી આંખ ફરકે છે !' રંભાએ ઉશ્કેરાઇને કહ્યું.

'હા, હું પણ તેજ કહું છું. મારી પોતાની ડાબી આંખ ફરકે છે. આ ભારે આફતમાં એ ચિન્હ શા માટે હશે ? આહા એ શું બન વાનું હશે !'

'બ્હેન, એ બધુ શુભજ થવાનું હશે. શા માટે નાહક ચિંન્તા કરે છે બ્હેન ? પરમાત્મા ઇશ આપણને કદી આવા સકટમાં તજનાર નથી. અત્યાર સુધી તુલીક તે મહાનામી પિતા આપણા પર મહેરબાન થઇ રહ્યો છે તો તે શું આવી વખતે આપણને છોડશે ? તેં હજી સંસારનો લ્હાવો ચાખ્યો નથી.........પતિ સેવા કરી નથી.... તો શું કસોટીપર ચઢયા વિના આ દુન્યાથી તારો સંબંધ છોડવી લેવામાં આવશે ? ના...ના ......કુળ દેવતાઓ તારા રક્ષકો છે ને મારી ખાતરી છે કે આજ રાત્રે...આજના અમાવાસ્યાના કાળા અંધકારમાં તારા લાભની-જ કાંઇબાત જરૂર બનશે. હું તો યકીનથી માનું છું કે જે પ્રેમ મર્તિ તારા મનમાં રમી રહી છે તે પ્રેમ મૂર્તિ–પ્રતાપી રાજસિંહ—આજ રાત્રે તને જરૂર આવી મળશે !'

'રંભા...રંભા...તું આવા વખતે એટલી બધી કેમ ઘાતકી બને છે ?' મોતીએ નમ્ર ટપકો આપ્યો. 'શું આ વખત આવી મજાક કરવાનો છે ? હવડાં તો તું કાંઇ એવો ઉપાય બતાવ કે જેથી આપણે આપણો પવિત્ર ધર્મ બચાવી શકયે.' કાંઇક વિચાર કરી મોતી ઉઠી અને બાજુમાંની સંદુક ખોલી તેમાંથી ઝેરી વિંટીઓ કાઢી અને પોતે એક પહેરી, બીજી રંભાની આંગળીએ પહેરાવી. બીજા હાથમાં પણ તેવીજ કાતીલ વિંટીઓ પહેરી, ખાસ ઝેરી પાનાની એકેક વિંટી પોતાની ચોળીમાં બન્ને એ મુકી. આ વિંટીઓમાંની એકથી બે મિનિટમાં પ્રાણ જાય એવું કાતીલ ઝેર હતું. આ થવા પછી બન્ને એ બાજુમાં મુકેલી બંદુકોમાં ગોળી ભરી. તેઓ નેમ તાંકવા માં હુશ્યાર હતાં... આહ ! કસારીઓ અને બીલાડીઓથી ડરતી હાલની સ્ત્રીઓનો તે જ માનો ન હતો. તે વખતે રાજપુત્ર સ્ત્રીઓને ખાસ કરીને મરદાની લડાયક તાલીમ આપવા માં આવતી હતી અને શુરાતણમાં તેઓને તેઓ ઘણીવાર મર્દોને બાજુએ હઠાવતી હતી. ખીંટીએ મુકેલાં બખતરો પહેરવાનો વિચાર તેમને થયો પણ તે હાલને કાજ દૂર રાખી તેમણે તીર કાંમઠાં ઉપાડયાં અને કમરે બે આબદાર કટારીઓ લગાવી. આવી રીતે હથ્યા ર બંધ થઇ તેઓ એક બીજીને ગળે વળગી રડવા લાગી અને એક મેકને દીલાસો દેવા લાગી. ધીમે ધીમે રાત્રીનું પ્રહર વધતુંજ ગયું અને મધરાત થવાનો વખત લગભગ નજદી ક આવ્યો......આહ ! મધરાતનો સમય થયો.

તે કાળ રાત્રીનો સમય ધીમે ધીમે વધ તો ગયો.

( સાધન છે. )

## નીતિ જનક વિષયો.

# યકીન અથવા શ્રધા.

('ગુલશન' માટે લખનાર—મીનાચહેર માનેકજી માદન.)

"જયારે આપણે પુરવાર ન કરી શકયે ત્યાં તે એટનો ચહેરો જોયો ન હોવાથી આપણુ યકીન ઉપરજ માની શકયે"

ગઇ વેળા આપણુ ખુદાની હાજરી વિષે બોલી ચુકયા અને તેની આતુ હાજરી વિઝાન થાથી જે આનંદ મળે છે તે આપણે જોઇ ગયા. વળી આપણે એ પણ કહ્યું કે તે નરક ધાસ્તી અને બીકના વિચાર કરતા તે આપણો પિતા, પાસબાન અને પ્રેમી છે કે જે હરેક વેળાએ પોતાના બાળકોની પરવરશી કરવા તૈયાર અને સાવધ છે. અને જો તમામ દુન્યા તે પિતાની નજદીકી માની ચાલે તો આ પૃથ્વી ઉપર પાપ ગુનાહ જેવું કશું ન રહે.

તેજ વેળા આપણે જોયું ને આપણે માન્યે છીએ, આપણુને ખાતરી છે કે ખુદા છે. આપણી છંદગી અને રેહણી કરણી સાથ એ વિચાર એટલો તો મજબુત રીતે જડ ધાલી બેઠો છે કે આપણે ગમે તેવે પ્રકારે પણ તેની હાજરી અને હસ્તિમાં માન્યે છીએ. જો એક બારગી તેની હસ્તિની પુરવારી પણ આપે તો આપણુને આપણી સાદી સમજ ઉપરજ આધાર રાખવો પડે અને તેથી એ ચીજ આપણી શકિતની બહાર છે. ઇશ્વર આપણાથી નહીં ગણી શકાય એટલો બળવાન અને બુલંદ છે; તે આપણી આ સાદી અને ખાકી આંખોએ દેખાઇ શકાય નહીં એવો છે. એ છતાં આપણુ સઘળામાં અંતરજામી રહેલો છે જે આપણુને ભલાં અને ભુડાનું જ્ઞાન આપે છે, જે આપણુને આપણી ફરજથી ગાફેર કરે છે; જેને આપણે અંતઃકરણ કહયે છિયે—તે ખુદાનો અવાજ છે કે જેને એક માણસ જેટલો સાંભળશે અને તેના હુકમ મુજબ કરશે તેમ તેમ તે અવાજ વધુ પ્રગટ, વધુ મોટો અને મધુર થતો જશે; કે જે અવાજ ઇશ્વરની હસ્તિને સાબેત કરે છે. હું એમ નથી કહેતો કે આ સાબેતી ભૂમિતીના દાખલા જેવી છે; પણ એ સાબેતી આપણુને સંતોષ આપે છે; અને આપણે જનમ્યા તે વેળાથી અંતરનો કોઇ અવાજ પણ એ માન્યતાને મદદ આપે છે. એ ઉપરાંત આ જગત તરફ જોતાં તેનુ કામ જે મુજબ સઘળું કાયદા અને કાનુન સાથ ચાલ્યું જાય છે તે ઉપરથી પણ ખ્યાલ કરી શકાશે કે તે પોતાના મેળે પેદા થઇ આ મુજબ કામ ન કરતી હોય પણ તે કાયદાની પેદા કેર તે ખુદ કાયદાનો આપનાર હાજર રહેલો હોવો જોઇએ.

એજ સાથે આપણુને એક બીજો પણ વિચાર કરવાનો છે. અને તે આપણી મરજી છે. આપણે આપણી મરજી પ્રમાણે કરી શકયે નહીં? આપણે જે કર્યે છીએ તે આપણી મરજીનું છે યા કોઇ તેને તેમ કરવાની ફરજ પાડે છે? જો ઇશ્વર ન હોય અંતઃકરણ ન હોય, મરજી ન હોય તો નીતિની જવાબદારી અને નીતિને લગતો ભંગ જેવું કશું ન હોય. જો આપણે ચાહયે તે કરી શકયે અને આપણે કોઇ અશુધ્ધિ હાથોમાં રમકડું નથી કે જે પોતાના ખ્યાલો પ્રમાણે આપણુને

# તવારીખમાં એક ડોકયું.

લખના—દા. એ. તારાપોરવાળા.

જર્મન ભાષામાં "બાઇબલ"નો તરજૂમો થયો. ઈ૦ સ૦ ૯૩૯.

* * *

ઇંગ્લાંડ દેશમાં બારીના કાચ પહેલ વહેલા ઘર સંસારી ઉપયોગમાં આવ્યા. ઈ૦ સ૦ ૧૧૮૦,

* * *

ઇંગ્લાંડમાં કાચની ચીમનીઓ પહેલ વહેલી વપરાસમા આવી. ઈ૦ સ૦ ૧૨૦૦.

* * *

ઇંગ્લાંડમાં પહેલ વહેલી પાર્લામેન્ટ સ્થાપન થઇ. ઈ૦ સ૦ ૧૨૧૬.

* * *

યુરોપમાં મુઅર લોકોએ જ્યોમાટ્રી અને એસ્ટ્રોનામી દાખલ કીધી. ઈ૦ સ૦ ૧૨૨૦

* * *

પહેલી 'રેગ્યુલર' ઇંગ્લીશ પાર્લામેન્ટ મળી. ઈ૦ સ૦ ૧૨૯૫.

* * *

Schwarky નામે એક જર્મને ગન પાઉડર બનાવ્યો. ઈ૦ સ૦ ૧૩૩૦.

* * *

Canary Islands ની શોધ થઇ. ઈ૦ સ૦ ૧૩૪૫.

* * *

Order of the Garter નો ખેતાબ સ્થાપવામાં આવ્યો. ઈ૦ સ૦ ૧૩૫૦.

* * *

"હેલીનો તારો" (Halley's Comet) પહેલ વહેલો પ્રસિધ્ધીમાં આવ્યો. ઈ૦સ૦૧૩૭૮

* * *

Yam Van Eyck એ પહેલ વહેલું ઓઇલ પેન્ટીગ ચીતાર્યું. ઈ૦ સ૦ ૧૪૧૦.

* * *

છાપાકળાની શોધ થઇ. ઈ૦ સ૦ ૧૪૮૦

* * *

જમીનનાં અને દરિયાનાં નકશાઓ ઇંગ્લાંડમાં પહેલ વહેલા બનાવવામાં આવ્યા. ઈ૦ સ૦ ૧૪૮૯.

* * *

વાસ્કો-ડી-ગામાએ હિંદુસ્તાન જવાનો દરિયાઇ માર્ગ શોધી કાઢ્યો. ઈ૦ સ૦ ૧૪૯૮

* * *

"ડીફેન્ડર ઓફ ધી ફેથ" (Defender of the Faith)નો ખેતાબ હસ્તીમાં આવ્યો. ઈ૦ સ૦ ૧૫૨૧.

* * *

"Great Bible" પ્રગટ થયું. ઈ૦ સ૦ ૧૫૩૮.

* * *

ઇંગ્લાંડમાં લોખંડ પહેલ વહેલું ઓટવામાં આવ્યું. ઈ૦ સ૦ ૧૫૪૩.

* * *

ઇંગ્લાંડમા પહેલ વહેલી સોય બનાવવામાં આવી. ઈ૦ સ૦ ૧૫૪૫.

* * *

"ટેલેસ્કોપ" (Teleskope)ની શોધ થઇ. ઇ૦ સ૦ ૧૫૪૯.

* * *

તંબાકુ ઇંગ્લાડમાં દાખલ થયો ઇ૦ સ૦ ૧૫૬૧.

* * *

ઇંગ્લાંડમાં પહેલ વહેલા પટેટા અમેરિકાથી 'ઇન્ટ્રોડયુસ' થયા. ઇ૦ સ૦ ૧૫૬૩.

* * *

પેહેલ વહેલું અંગ્રેજી ન્યુસપેપર પ્રગટ થયું. ઇ૦ સ૦ ૧૫૮૮.

* * *

ગેલીલિયો (Galileo)એ 'થરમામીટર' (Thermometer) શોધી કાઢયું. ઈ૦ સ૦ ૧૫૯૭

* * *

રેશમ (Silk)નો વ્યાપાર ફ્રાન્સમાં દાખલ થયો, ઇ૦ સ૦ ૧૬૦૨

* * *

"ડોન ક્વીઝોટ" (Don Quizote) નું જગત વિખ્યાત પુસ્તક પ્રગટ થયું. ઇ૦ સ૦ ૧૬૦૫.

* * *

"હડસન્સ બે" (Hudson's Bay) ની શોધ થઇ. ઈ૦ સ૦ ૧૬૧૦

× × ×

"રેલેકૃત દુનિયાની તવારીખ" (Raleigh's History of the World) પ્રગટ થઇ. ઇ૦ સ૦ ૧૬૧૪.

× × ×

Circulation of Blood ની 'હારવરી' (Harvery) એ શોધ કીધી. ઇ૦ સ૦ ૧૬૬૧.

\+ × +

---

# શરીરની શકિત બાંધવા માટે કસરતની ખાસ જરૂર.



અમેરીકાનાં તે વિષે ફીઝીકલ કલચર ખાતાના મહાન નંર બરનાર મેકફેદનનાં ખાસ ભાષણનો સાર.

લખનાર—બે. પી. માદન.



જો કે શરીરની શકિત અથવા મજબુતી માટે ખોરાક અગત્યનો છે, છતાં કસરત વિનાં તમો જોર–શકિત મેળવી શકોજ નહી. જોર બાંધવા માટે જોરનો ઉપયોગ કરવોજ જોઇએ. ચપળતામાંજ જીંદગી રહેલી છે, અને જોર–શકિત જાળવી રાખવા અને વધારવા માટે જોર વાપરવુંજ પડે છે. મજબુત મેહેનત કર્યા વિના કોઈને પણ શકિત મળી શકતી નથી. શકિતને કામે લગાડયાથી અને મસલ્સનો રોજ ઉપયોગ કરવાથીજ તે મસલ્સો વધુ મજબુત, વધુ સરસ અથવા વધુ મજબુત, વધુ શકિતવંત થાય છે અને એક જણ વધુ સરસ અથવા વધુ મજબુત મરદ અથવા ઓરત બની શકે છે.

દાખલા તરીકે, એક ઉધરતા છોકરા અથવા છોકરીનો ખ્યાલ કરો. કાયદા તરીકે, સાધારણ રમત તેઓ રમે છે તેથી તેમના શરીરનાં ચોકકસ ભાગો બંધાય છે, આ દલગીરીની વાત છે કે છોકરીઓ જરા મોટી થઈ બાઈ જેવા થયાં કે તેમનું દોડવા રમવાનું તુરત બંધ પડે છે; ત્યારે તેમની સ્થીતી વીષે કહેવાય છે તે મોટી થઇ એટલે હવે એવી ચીજો તેના દરજ્જા કરતાં ઉતરતી છે. એવી રીતે મોટા બાઇ થવાથી તેમને નબળાઇ આવતી જાય છે, વધુ મંદવાડ અને વધુ દરદો થવા પામે છે. છોકરીઓએ તડાંને તડાં રેહવું અને દોડવુ રમવું નહી એવા ખ્યાલોએ ઉધરતી છોકરીઓનાં દેહનુ સત્યાનાશ વાળી નાખ્યું છે, એવું ફીઝીકલ કાલચરનો મહાન શોધક બરનાડ મેકફેદન જણાવે છે.—તે કહે છે કે છોકરીઓ રમત ગમતમાં દોડે–કુદે તે મને બહુજ પસંદ છે. જો દોડે તો હલકાં ગણાય એવી અમરથી લોકલાજ રાખી–મોટામા ખપવાનું ડોળ ઘાલવું એ સારી રીત' નથી. દરેક જુવાન મરદ યા ઓરતે પોતાની ખરા સ્વભાવનાજ થવું જોઇએ. જવાન છોકરીઓને તનદરોસ્ત રમત ગમે એ વાજબીજ છે. પણ જ્યારે ઉંચી એડીનાં ટાઈત બુટો જેની એડી કોઇકવાર તો પગના તળીયાનાં વચલા ભાગ સુધી લંબાયલી હોય છે કે, જેની ઉપર લોકોનું ધ્યાન ખેંચાય છે તેવા બુટો પેહેરાય છે અને ત્યારે જે પગના અંગુઠા ઉપરજ ચાલવું પડે છે ત્યારે તે છોકરી

છાને પડયા ત્યારે જો તમો ખરેખર માંદા ન હશો તોયે તેમ કીધાથી થોડાકજ વખતમાં તમો ખરેખર ગંભીર રીતે માંદા પડશો. જ્યારે કાંઇપણ તીક્ષણ દરદનો હુમલો થઈ લાગે છે ત્યારે એક સાધારણ દાક્તર તમને કહેશે કે તમારે બીછાનામાં પડયા રહી કાંઇ પણ હીલચાલ કરવી નહી. એવી રીતેથી કોધાથી–જ્યારે દરદી ઉઠવાની કોશેશ કરે છે ત્યારે તેનાથી કદાચજ ચાલી શકાય છે તેને ફેર આવવા માંડે છે. મારી તમને સલાહ છે કે, ગમે તેમ કરી તમારે ઉઠીને ચાલવાની અને દમ લેવાની કોશેશ કરવી, અને તમારા અવયવો ને પોતપોતાનું કાર્ય બજાવવા દેવું અને સીકનેસ "ને મારી કાઢવાને ફરજ પાડવી–થોડાકજ વખતમાં તમો જોશો કે તમો "ઓલરાઈટ થઇ જશો, અને જે માંદગી તમને મહીનાઓ સુધી બીછાનામાં રાખી મુકતે તે સઘળી જતી રહેશે."

હવે આ તો તીક્ષણ દરદ વેળા કસરતનો ઉપયોગ દેખાડવ્યો–પણ જેટલો તેનો ઉપયોગ ચાલુ ronic ફરીયાદો માટે અગત્યનો છે તેટલો આ કોઇકવાર થતાં દરદો માટે નથી મારૂ માનવુ છે કે ગમે એવું કોઇબી જાતનું ક્રોનીક ડીસીસ હોય તે ચોક્કસ કસરતો લેવાથી ઘણી જલદીથી દુર થઇ શકે છે. તમારે જો કાંઇ કરવું છે તે ગસલ્લોને મજબુત કરવાં, નરવસ ભાગોને મજબુત કરવા અને એમ કરી શરીરનાં અવયવોને સંતોષકારક રીતે કાર્ય કરતાં રાખવાનાં છે. એટલુંજ નહિ–પણ વધુ શકિત, વધુ જોશ, વધુ એનરજી મેળવાની છે અરધા સાજા ને અરધા માદા માણસ રહે એમ હું માનતો નથી. જો તમે જીવી શકો એટલા સાજા રહેતા હો, આ ધરતી ઉપર રહેવા માટે પુરતા મજબુત હો તો પછી તમારો કને જોઇએ તેટલી જીવનશકિત છે કે જેથી તમો તમારા શરીરનું જોર એક ઉંચ પ્રકારનું બાંધી શકો- નબળો રહેવા માટે કશું કારણ નથી.

ચાલુ દરદથો પીડાયા કરવાની કશી જરૂર નથી, પણ ત્યારે કંઇ કસરતોથી આવા પરીણામો આવી શકે એમ તમો પુછો તો બેશક તે માટે તમને જોઇતી ઘણીક ખબર દાખલા તરીકે ચાલવાની કસરત હું આપી શકું કે જે દુનિયામાં કોઇબી કસરત કરતાં સઉથી સરસ કસરત છે. જો એક ચોકસ કસરત લેવાની મને ફરજ પાડવામાં આવે તો હું બેશક ચાલવાની કસરતજ પસંદ કરૂ.

ચાલવ થી કરી તે નરવસ શકિત આવે છે જે જીંદગી ને ખુશાલ રાખવા માટે જરૂરની છે:

આપણે બધાને જવાનજ રહેવા ગમે છે. બુઢા થવાની કશી જરૂર નથી એમ હું માનું છું. વળી બુઢાપા સામે નબળાઇ આવે છેજ એવું જે મનાય છે કે તેમ રહેવાની કશી જરૂર નથી. મેં આગળ કહયું છે તેમ, જ્યાં સુધી તમો જીવતા રહો ત્યાં સુધી તમારે ખરેખર જીવન ભોગવવું જોઇએ અને જીંદગીની દરેક પળે કોઇને કાંઈ ખુશાલી ગમત મેળવાને શકિતવાને હોવા જોઇએ અને તે જ્યારે તમો નિયમીત તમારા ગોટલાઓને કસરત આપી ચાલુ રાખો ત્યારેજ છેક છેલ્લા દીવસ સુધી તમો તનદોરસ્ત અને ખુશાળ રહી શકો- એ માટે એક દાખલો તમને ૬૫ વરસની ઉમરની બુઢા ગ્રહસ્થનો આપીશ જેની જીવનશકિત લગભગ બધી ખપી ગઇ હતી. (અધુરૂં.)

# SCIENCE, PHILOSOPHY AND RELIGION.



( For Gulshan )

( By Siavax R. Jariwala, M. A. LL. B.)



Descartas, the father of modern Philosophy, thought the pineal gland to be the seat of the soul. Some days back to my utter surprise I heard a Theosophist Cartesian, one Mr. Swamy Narayen declaring to his audience in the hall of the N. G. Library that science, which was but a few years ago laughing at the cartesian supposition of the Pineal gland to be the seat of the soul. had now come to its senses & perceived the truth of the cartesian theory. I really wonder how modern science could find out a place for the spaceless & timeless,, immaterial soul, as I am quite surprised to find a theosophist inconsistently applauding a doctrine, which seems to be resolving the soul into a material monad. Now leaving Mr, Swamy Narayen with his inconsistent beliefs, & requesting my readers to excuse me for a necessary digression, we shall pass on to consider the theory of the soul, as contained in the Rational psychology of Scholasticism.

This theory declares that the principle of individuality within us must be substantial for psychic activities are impossible without a concrete agent. This substantial agent cannot be the brain, but must be something immaterial for thought is immaterial things. Thought is again free & simple as opposed to the compounded activites of the brain. The principle of psychic life therefore must be both immaterial & simple as well as as substantial, must be what is called a soul. From the simplicity & substantiality of the soul follow its incorruptibility & natural immortality. Now if we examine this theory, we shall find that we need only a mere

ogicall unity for the explanation of all the subjective phenomena of consciousness, but as Kant says, it is a paralogism to translate this logical unity into the substance of which mental phenomena are phases. 'The soul' of Rational Psychology is but another word for the ground of possibility of the thought. This removes ail substantiality from the soul, and the argument of the Scholastics for the immorsality of uhe soul falls to the ground. To Hume it is the successive perceptions alone that constitutes the mind. With Hume philosophy culminated in Scepticism. The soul was reduced to an illusion. Kant corrected Hume & mitigated the rigour of his Scepticism by constructing his Transcendentalist theory. Evey object of knowledge, says Kant, has the 'I think' attached to it. The awareness that I think is therefore implied in all experience. This I think, which runs through all the beads of impressions like a string of a necklace. Kant calls the Synthetic Unity of apperception. But although this unity is a conditio sine qua non of experieence, Kant denies it to have any positive attributes. Self—consciousness of this sort tells us 'not *how* we appear, not *how* we inwardly are, but only *that* we are.' At the basis of our knowledge of our selves, there lies only the simple & utterly empty idea *I*. In this *I*, or *he* or *it*, which thinks, nothing more is represented than the bare transcendental subject of knowledge. The pure Ego is thus for Kant not the soul, but only that subject, which is the necessary correlate of the object in all knowledge. There *is* a soul, Kant thinks, but this mere ego-form of our consciousness tells us nothing about it, neither whether it be substantial nor whether it be immaterial, nor whether it be simple, nor whether it be permanent. Thus (to quote Wallace) the only link which holds all mental phenomena together is the thread of consciousness; but the continuance of that thread we dare not assert scientifically to be possible in conditions (of a future life) unknown to us. We may thus believe in the immortality of the soul only by an act of *moral faith*. As we have seen in the first part of the lecture, the will, seeking to realise the chief good, must be itself in complete harmony with the moral law. In order to achieve this, the soul must be immortal, Thus it is philosophy which has rationalised

the recent western scientific discoveries were known to our eastern ancestors in his learned pamphlet. Motor cars were running in the streets of Persipolis, the doctor of philosophy writes ironically, & Kaikhusroo was sending wireless messages from the cave of his retirement. Electricity? Oh, king Jamshed knew all about it & king Kaoos was in the habit of flying in an air—sbip.

The propensity to find all western wisdom of the 20 th century in the oriental books would thus when indulged in too much, plunge us into the most ludicrous absurdity. Let us learn the Scriptures with an unprejudiced mind & read as much as there is to be found in them really.

Lastly even if we compel every religion to say that our final goal is is to merge into the being of the Infinite Goodness, even if we suppose that becoming one with the Divine essence is 'a consummation ...outly to be wished,' still let us bear in mind that science has not proved the possibility of such an end, because it is not its business to pronounce anything concerning the destiny of man. It is Philosophy which makes such a belief a matter of rational faith by pointing to an ideal of moral perfection, which we are bound to attain as members of an ideal world after our moral progress through infinite time.

The authority of Science is not Religion. The authority of Religion is not Science. Both of them mind their own spheres; both find their rational justification in Philosophy. Let us not them go to Science for a proof of every thing, for there is many a suprasensible thing, which we.

"By faith, & faith alone, embrace, Believing where we cannot prove."

[ The end ]

---



# બિરબલ ચરિત્ર.

ગતાંકથી ચાલુ.

ગુલશન માટે ખાસ.

જુદાં જુદાં સાધનોપરથી લખનાર—પાલનજી બરજોરજી દેશાઈ.

## હરીફોની હાર.

અકબરની ખુશહાલીનો પાર રહયો ન હિ. તે તાનસેન તરફ જોઇ આફ્રીન ! આફ્રીન ! પોકાર્યો. આ સરસ તક હતી. સર્વથી વડા ઉમરાએ હાથ જોડી, કુનસ બજાવી અ- રજ કીધી કે "જહાંપનાહ ! અકબર શાહની વજીરાત હિંદૂને બદલે મુસલમાનનેજ ઘટે, અ ને તે મુસલમાનોનો મુસલમાન તાનસેન સિવા ય બીજો કોઇ ન હોય."

"ખચિત તાનસેનની બુધ્ધિ હેરત ઉપ જાવે છે." પાદશાહ બોલ્યો, અને સર્વ મુસલ માન દરબારી ત્યાં સમજ્યા કે હવે આપણો બે ડો પાર ! તેઓ બહુજ વાંકા વળી શાહનાં કદમને બોસો લેવાને તૈયાર થયા. પણ પાદ શાહને ફરીથી બોલતો સાંભળીને થમ થઇ ગ યા. "પણ" અકબરે પોતાનું બોલવું આગળ ચલાવ્યું "તાનસેનની એ હેરત ઉપજાવનારી બુધ્ધિ બીરબલને ન પહોંચે!" સઘળા દરબા રીઓ ત્યાં ગોયા પથ્થરના પૂતળાં હોય તેમ ઉભા હતા ત્યાં ઉભાજ થઇને રહ્યા. તેઓના મોહડાં ઉતરી ગયાં, કપડાં બેસી ગયાં, વગર માર ખાવે ગોયા ગેબ થઇ ગયાં! અકબરે તે જોઈ લીધું, અને પાછું બોલવા માંડયું કે "બીરબલની બુધ્ધિ બે મિસાલ છે. તાનસેન કરતાં બહુ બહુ ચહડતી છે. હું તમને તે ચં દ રોજમાં દેખાડી આપીશ."

થોડાક દિવસ નહિ ગયા એટલામાં અક બરે બ્રહ્મદેશના રાજા ઉપર એક નામું લખી તેમાં ફરમાવ્યું કે " આ રૂકો લાવનારાઓને જરા પણ ઢીલ નહિ કરતાં એકદમ ગર્દન મારવા." આ નામાની મતલબથી સર્વને અ જાણ રાખીને પાદશાહે બીરબલ તથા તાનસેન ને બોલાવી તેમના સ્વાધીનમાં તે આપ્યું અ ને ફરમાવ્યું કે " જરા પણ ઢીલ નહિ કરતાં તાકીદે બ્રહ્મદેશના રાજાની દરબારે જઇ આ નામું હાથો હાથ પુગાડવું અને તેનો જવાબ લઇ આવવો. કામ મહાભારત અગત્યનું અને ખરા ખરીનું છે."

ચતુર બીરબલ ચેતી ગયો કે આમાં કાંઇ દગો છે. પાદશાહ કોઈ બી કામ બીરબલની મસ્લેહત વિના કરે નહિ, અને આજે ગુપચૂપ કાગજ લખી આપીને તેમાંની બીનાંથી વાકેફ કર્યા વિના બીરબલને તે લઇ જવાની તાકીદ ફરમાવે, એટલે શું ? બીરબલે તાનસેનને કહ્યું કે "ખચીત આમાં કાંઇ દગો છે. પણ ફીકર નહિ. વેળા આવવે સર્વ થઇ રહેશે."

મુસાફરીમાં કેટલાક દિવસ ભાંગ્યા પછી બંને મહાન પુરૂષો બ્રહ્મદેશના નગર ખાતે જઈ પહોંચ્યા, અને રાજાને ઘટે તેથી વધારે માન પાન આપીને પછી તેઓએ અકબરશાહનું નામુ તેની ખિદમતમાં રજૂ કીધું. રાજાએ તે ઉખેડીનેજ વાંચતાં અકબરનો હુકમ બજા લાવવાનું કામ પોતાના માણસોને સોંપ્યું. તેણે ફરમાવ્યું કે "આ બંનેને શેહેર બહાર લઈ જઇ ગર્દન મારો !"

આ હુકમ સાંભળી માણસો તે બેને ધરી ચાલ્યા. માર્ગમાં બાપડો તાનસેન તો બહુ ગભરાયો. મુફતમાં જાન જાય છે એમ સમજીને તે તો થર થર ધ્રુજવા લાગ્યો, અને રડયો પણ ખરો,

બીરબલ કહે—"મિયાં તાનસેન રડવે શું થાય ? તમારા જાતભાઇ કહે છે કે તમારી બુધ્ધિ સર્વોત્તમ છે. ભલે—ચાલો ત્યારે તમે કાંઈ એવી બુધ્ધિ લડાવો કે આપણો છુટકો થાય. વઝરાત એમ કરશો કે ?"

તાનસેન જેવો મર્દ આદમી બીજો એકે નહિ. તે બહુ ભલો હતો. મગરૂરીનું તો નામ પણ જાણે નહિ. પોતાના હુનરમાં કુશળ ખરો, પણ પોતાનું રાજપાટ તેણે તેમાંજ ગણેલું. તેને વઝરાટ બઝરાટ કાંઈ જોઇતી નહતી. એ તો જાતભાઇઓએ બીરબલની પ્રી[illegible] થકી તેને આગળ પાડવામાં ગયો હતો.

બાકી ખોદાના વલી જેવો તાનસેન વજીર થઇને પોતાના મનની શાંતિ અને દેહનું સુખ ખોવાને કોઇ કાળે પણ રાજી થાય કે ? કદી નહિ.

"બીરબલ મહારાજ ! ચતુરાઇના ખાં તો આપ છો. બુધ્ધિબળ સંકટ વેળાજ પરખાય. તમે ઘણી વેળા આપનું પાણી દેખાડી આપેલું છે, માટે આજે તાનસેનને નાહક મરવા દેશો નહિ."

તાનસેન મહારાજ માણસ હતો. બીરબલ તેને ચહાતો નહિ પણ માન આપતો અને તેની ખુબી પિછાનતો હતો. પોતાના શતરૂઓના કાવા દાવામાં તાનસેનની સામેલગીરી નથીજ એમ બીરબલ અચ્છી રીતે જાણતો હતો. તેણે તાનસેનને ધીરજ આપી, હિંમત રાખવા કહ્યું. "આપણે સત્વર છુટી જઇશું," તેણે કહ્યું. "પણ તે ક્યારે ? હું જેમ કહું તેમ કરવાને આપ કબુલ થાઓ ત્યારે."

ગવઇયો તો બીરબલનો દાસ થઇ ચુકયો હતો. તે તો તે જેમ કહે તેજ કરવાને ખડે પગે તૈયાર હતો. માટે બીરબલે ગર્દન મારવાના રસ્તા ઉપર ચાલતાં ચાલતાં તાનસેનને કાંઇ કાંઈ વાતો સમજાવી દીધી. એમ કરતાં જ્યારે ગર્દન મારવાની જગા આવી લાગી ત્યારે જલ્લાદે બંનેને ઉભા કરી પ્રથમ તાનસેનનું ડોકું ધડથી છુટું પાડવા માટે સમશીર ઉઠાવી.

એજ વખતે બીરબલે ધસી આવીને કહે કે "ના ના પ્રથમ મારૂં ડોકું છટકાવી નાંખો."

તાનસેન કહે—"એમ કેમ બને ? મને પ્રથમ મારવા કહ્યો છે ત્યારે તો મારૂં સર પહેલું ઉડવુંજ જોઇએ."

બીરબલ—કદી નહિ. પાદશાહનો હું વ ઝીર છું માટે હું પહેલો જઈશ.

તાનસેન—તું વઝીર હશે, પણ હું તો ગવઈયો છું. રડતાને હસાવું છું; દુખીને સંતોષી બનાવું છું; ગરીબને તવંગર કરૂં છું. પાદશાહને જીવતાં જીવત બેહસ્તમાં તો હું મોકલું છું. માટે મારૂં સર પહેલું કાપો.

આ રીતે બન્ને વચ્ચે ભારી ઝગડો ઉઠી ઉભો થયો, અને બીરબલ તથા તાનસેન એ કેક બીજાની હાથો હાથ લડવા અને એકેકના રોટા પીસવા તૈયાર થયા. પેલો જલ્લાદ તથા તેની સાથવાળા માણસો આ નવાઈ જેવી વાતથી અજબ થયા, અને કોનું ડોકું પહેલું ઉડાડવું તે સમજી શક્યા નહિ. વળી તેમના રાજાએ તેઓને કહેલું પણ ન હતું કે કેવા નાને પહેલો પુરો કરજો. એટલા માટે રાજા આ સઘળું સાંભળવા પાછું ગયું

રાજા પણ સઘળી બિના સાંભળીને વિસ્મય પામ્યો. તેણે બેઉઓને પુછ્યું કે "કેમ તમને જીવ વહાલો નથી લાગતો કે મરવાની એટલી બધી દોડાદોડી કરો છો ?"

બીરબલે આગળ આવી નમસ્કાર કરી ઉત્તર દીધો કે "રાજાજી, એ વાત અમને માં પુછો; અમે તે કહેવાના નહિ. કહિયે તો પછી અમને ખોટ જાય, વળી જો તમને કહિયે તો અમારા પાદશાહ સલામતે અમને જે મનસાથી તમારી કને મોકલાવેલા છે તે મતલબ ઉંધી વળી જાય. માટે પુછો ગમે એટલું, પણ અમે તો ખરી વાત નહિ કહીયે. શું તમે એટલું નથી સમજી શકતા કે અકબરશાહને જો અમારો જાન લેવો હતો તો તે પોતે કાં નહિ લેય ? પણ નહિ; એમાં ભેદ છે; બહુ ઉંડો ભેદ છે. તે તમે નહિ સમજો. ચાલો અનંદાતા, મારૂં શીર છેદાવો; પહેલું મારૂં—પછી આ તાનસેનનું !"

તાનસેન—ના, ખુદાવંદ ! મને પહેલો મારો.

રાજા—તમો બેમાંથી જે ધણી તમારા પાદશાહના ભેદની વાત મને કહેશે તેનું શીર પ્રથમ છેદીશ.

તાનસેન—ના, ના, તેમ કાંઈ બને ?

બીરબલ—તેમ તો નહિજ બને.

રાજા—ત્યારે હું તમારૂં માથું કાપીશ નહિ.

બીરબલ—અરેરે ! એમ કરશો નહિ, મહારાજ ! ત્યારે તો અમને ખોટ જશે. પણ જ્યારે તમે આમ હઠ લઈ બેઠા છો ત્યારે તો હું તમો ખરેખરી વાત કહી દઉં છું, પણ તે એવી શરતે કે એક તમ મારી વાત પુરી થાય કે બીજી ગમ તમોએ મારૂં શીર છેદવું. અને પછી ગમે તે થી થાય તો પણ તમારે આ વાતથી અમારા અકબરશાહને જાણીતા કરવા નહિ. કેમ કબુલ છે ?

રાજા—કબુલ છે. કહે, જોઉં ?

બીરબલ—જુઓ ત્યારે. અમારા પાદશાહે લાંબી મુદત થઈ તમારૂં રાજ્ય જીતવાની મનસુબા રાખેલી છે; પણ તમે પક્કા બહાદુર અને તમારૂં સૈન્ય પણ મોટું, એટલે અકબર નાચાર થયો. એટલામાં પાદશાહનો મોલવી જે મક્કે હજ કરવા ગયો હતો તે આવી લાગ્યો. પાદશાહે તેની સલાહ લીધી. તે કહે

કે બ્રહ્મદેશનો રાજા નીતિમાન અને ધર્મી છે, માટે તેનું રાજ્ય જીતાય એમ નથી, પણ જો કાંઇ એવી તદબીર થાય કે એ ધર્મી અને દયાળુ રાજાને હાથે બે નિર્દોષ માણસો ના જીવ નાહક જાય તો પછી એ રાજાનું તત્કાળ મરણ નિપજે; અને જેનો જાન એ રાજા પહેલો લે તે તેની જગાએ બ્રહ્મદેશ નો મહારાજા થાય, તથા જેનો જાન એ પછી લે તે એ દેશનો પ્રધાન થાય. હવે અમારા અકબરશાહના અમે ખાસ વજીર અને અમીર છિયે. અને અમારી ઉપર તે નામદાર નો મોટો ચહા છે. એટલા માટે તેણે અમને તારી હજુરમાં મોકલ્યા છે કે અમોમાંથી જેનો જાન તું પાછો લે તે તારા તખ્ત ઉપર બિરાજે. હવે એ ધર્માત્મા ! મારી સર્વ હકીકત તેં સાંભળી લીધી છે તો તારી કબુલાત મુજબ તું મારો જાન લેવાની ઢીલ મા કર"

રાજા વિચારમાં પડયો. પેલા બંનેને ટીકી ટીકીને જોયા પછી તે તુરત બોલી ઉઠયો કે—"વાહ ! વાહ ! તદબીરનો ઠીક રચી છે ! ત્યારે તમને મારીને હું મારો જાન ખોઉં કે ? અને મારૂ રાજ્ય તમારે સ્વાધીન કરૂં કે ! તમને મારવા માં મને લાભ તો નહિ પણ સામું નુકસાન ! જાઓ અબઘડી મારાં રાજ્યમાંથી ચાલી જાઓ ! મારે તમને હાથ લગાડવો નથી. "

આ હુકમથી બીરબલે અને તેનું જોઇને તાનસેને એવો દેખાવ દીધો કે ગોયા તેઓની રગોમાંથી લોહીજ ઉડી ગયું હોય ! તેઓને ધકકા મારીને રાજાની હજુરમાંથી બહાર કહાડયા નહિ ત્યાં સુધી તેઓએ એક પગ પણ ખસવાની ના પાડી; અને એક વાર બહાર નિકળ્યા કે પછી ઉભી પુછડીએ દીલ્હી તરફ નાઠા !

અકબરની દરબાર મળેલી હતી એટલામાં તેઓએ કેટલેક દહાડે ત્યાં દેખાવ દીધો તેઓ પાછા ફરશેજ એવી પાદશાહની તો ખાતરી હતીજ. તે નામદારે પ્રથમ તાનસેનને પુછયું કે "કેમ મિયાં ! તમે કેમ છુટી આવ્યા!

તાનસેને સર્વ વાત માંડીને કહી, અને સેવટે બોલ્યો કે "ખુદાવંદ, મને બીરબલે જીવત દાન બક્ષાવ્યુ ! એ ન હોત તો હું જીવતો ક્યાંથી પાછો ફરવા હતો ? "

સઘળાઓ અચરત થયા; બીરબલની બુધ્ધિ ઉપર તેઓને આફ્રીન કર્યા વિના ચાલ્યુ નહિ. તેણે લગાડેલી યુકિત સાંભળી તેઓ ખુબ હસ્યા ખરા; પણ બળેલાં જગેલાં દિલસાથ પોતાને ઘર પાછા ફર્યા કેમકે તાનસેનને વજીરાત આપવાની નેમમાં તેઓ નિષ્ફળ થયા હતા. પાદશાહે જતી વેળા તેમને કહ્યું હતું કે કે "બીરબલની બુધ્ધિને તાન્સેન નહિ પહોંચે ? "

---

## નહીંજ માન્યું !

" મારી ગુનાઇને બહુએ સમજાવી પણ ઉંહ ! એ બૈરીનું ગાયનું જરાએ નહી સમજ્યું. આખરે જ્યારે મારી તેહમી મેલેરીયાથી પટકાઇને ડાકટરોનું કાંઇ વળ્યું નહિ ત્યારે રડમસ થઇ મને પટાવવા લાગી. મહીનો દહાડો ધીચાયા ધીચાવ્યા ને ઓજ્ઞો બરી પૈસા ખરચ્યા તેને બદલે ત્રણ ભાગમાં મારી તેહમી હુસ્યાર થઇ ગઇ. અજબ રામબાણ ઉપાય હતો. પામઆલા હું હમેશાં રાખું છું તમે સમજ્યા કે! જરૂર એક બાટલી રાખજો.

# મીઠી નિંદ્રા

થાક બદનની નિંદ્રા માતા ન જોએ કાદવ ને કાંટા
પલંગ સેજ કે ખાટ ન જાણે ઉંઘે પછી તે જ્યાં ત્યાં
કેવી સીરોમની તુજ કાયા–નિદ્રા, નિર્મળ ચોખી માયા—
ક્રૂર કુંકર્મી કંજાસ ક્રોધી શોધે મિથ્યા નિંદ્રા
રાત્રી સારી ધપકે જપકે તફડે સુવાલ છત્રે
સહુજ જાુદે ઘર નહી ચાખે–કતરો મોજ મધુરી નિદ્રા—
કવી કવેશ્વર પર દુખ ભકતને આશ્રમ આપે નિંદ્રા
માત વિનાનુ બાળક પણ રોઇ–રોઇ વશ રહે નિંદ્રા
નિંદ્રા યુવાન બનાવે તનને–નિંદ્રા નુતન કરશે મનને
દરશન તુજના લેવા કીજે ગમતા ગીતડાં ગાતા
ગાતાં ગાતાં પળમાં પોઢે ઉંડુ મળે તુજ બાથે
ઉંઘમાં ગેળ કરીને ચોટે હસી મગટ રહી છે હોડે.

## મન તુ વિશ્વમાં ધ્યાન ધર

અરે મન સમજને માંગે શુ કરવા
ભવ ડુબવા યા તરવા—અરે,
ભ્રાંન્તી ભૂલના છે ઉપયોગી
તનનો મયેલ દુર કરવા—અરે મન.
નિર્થક તારો આટો થશે રે
ખાડો ખોદે કાં પડવા—અરે.
માયા કાયા કર્યા કરે તુ–માહા રહી સમ મોર
કદી કદી રોય ચરણપર–બનશે જગનો ચોર—અરે મન.
વિશ્વબનિના વિષય વિણી લે
અંતે ચરણ હરી ધરવા—અરે.
રાગ રાગમા ફોક તજી કર–યોગ ભોગનો જોગ
ફુલ સમા દિલ ફેણમા ફુટશે–ધ્યાન હરીસો જોડ —અરે

હો. સો. મીસ્ત્રી.

**With Dadabhai Naoroji's Compliments,**

*VESAVA.*

*22nd, September, 1913.*

I offer my most heartfelt thanks to all friends in India, England, Africa etc., who have sent me their kind congratulations and good wishes on my 89th, birthday, on 4th, Inst.

It is indeed exceedingly good and kind of His Excellency Lord Willingdon the Governor to send me a telegram of his congratulations and good wishes on this occasion.

Looking back to the year that has passed, I cannot but recollect with horror & pain the the criminal attempt on the Viceroy's life at Delhi in December last. Though the escape of assassin is calculated to create grave misgivings, the joy & thankfulness of our Princes & people at the providential escape of Their Excellencies the Viceroy & Lady Hardinge, can leave no doubt as to India's loyalty to British Rule & gratitude to her benefactions.

Once again, the situation of our countrymen in the Colonies & particularly in South Africa, stirs us with deep emotion. They have suffered long & suffered much & have so borne their misfortune as to entitle them to the better regard & protection of His Majesty's Government. I have viewed with deep concern, the indifference of the Imperial Government in regard to the recent Act in South Africa. But I still hope for justice & action.

The appointment of the Royal Commission on the Services in India has given one great hope. I pray that its work may result in securing to our Country the justice that has been long delayed. It has been my lifelong conviction that simultaneous examinations will furnish the only remedy for a great & just grievance, by the fulfilment of pledges & promises which cover a period of over eighty years. I feel sure, it will deepen the confidence of the people of India in British justice.

I have observed with sincere satisfaction the part played in many fruitful activities by the rising youth of our Country. The work of the Member of the Servants of India Society in this & other Presidencies & Provinces & the work of the Volunteers during the recent floods, in Bengal, which was appreciated, by the Govt. of Bengal, has greatly rejoiced me & made me more hopeful for the future of our Country.

Palitana, Bengal & Southern India have my deep sympathy in their present sufferings from the calamity of the floods, and my high appreciation of the munificent gifts by Dr. Rashbehari Ghose and Sir Taraknath Palit.

(*Sd.*) **Dadabhai Naoroji.**

# Love & Joy.

Let your life be full of laughter
E'en tho' pain may come hereafter
Banish from your heart dull care ;
Hither, thither, gaily danicng,
Thro, a world of love entracing
Seek and find joy everywhere.
There's *no room* in life *for sadness*,
Life was made for love and gladness,
Let no care its sweetness cloy ;
Hours and *moments quickly flying*
Leave no time for doleful sighing,
Each day brings some new found joy.
Fill you then your cup with pleasure,
Dance you then a joyful measure.
Love is sweet tho' love is blind
Hither, thither, gaily dancing,
Thro' a world of love entrancing,
Till your heart's desire you find.

**Victor Roberts.**

## કાંઇક રમુજ.

ખાસ લખનાર—આવાંલ.

### ચાલાકી ભર્યાં જવાબ.

બાવાજી—સોહલી તું દુકકર છે, હવે તું જાણેછ કે દુકકર એટલે શું ?

સોહલી—હા, બાવાજી. દુકકર એટલે ભુંડનું નાહનું બચ્ચું.

\+ + +

તે.—વાહલી તારા 'ઓપેરા ગ્લાસ લાવીછ કે?

તેણી—હા, પણ વાપરી નથી શકતી.

તે.—કાંય ?

તેણી—મારી હીરાની વીંટીઓ પેહરતાં ભુલી ગઇછ !

\+ + +

તે.—ડીયર, તાહરા આવા ડ્રેસથી કોઇ પુરૂષ ખુશી નહિ થાય !

તેણી—હું કાંઇ પુરૂષોને ખુશી કરવા ડ્રેસ કરતી નથી, પણ બીજાં બૈરાઓને બાળવા કરૂંછ.

\+ + +

એક ડાકટરે શોધ કીધી કે, એક બૈરીનાં માથા ઉપર, એકથી, બે, લાખ જેટલી સંખ્યામાં બાલ હોય, પણ એક મરદના માથાના બાલની ગણતરી તો તે કેટલો વખત થયાં પરણેલોછ તે પરથી કરી શકાય.

### ધણીઓને કેમ સુધાર્યા.

એક બૈરીએ પોતાનો વર મોડી રાતવેર ભટકીને ઘેર આવો ને, બારણું ઠોકયું, ત્યારે તેણીએ અંદરથીજ બારણાની કલમાંથીજ પુછ્યું, "કોણ જહી ડીયર કે !" મહલ્લીઓ હવે સુધરી ગીયાછ, અને રાતના જલદી ઘેર આવેછ પણ ઠકયા નીચે પીસતોલ લઇને સુવેછ.

\+ + +

હનોક, (Enoch)ને ઓમી, (Naomi) ની દીકરી ૫૮૦ મે વરસે પરણી. કુમારીકાઓ હીમત રાખો !

\+ + +

એક ધર્મશાળાનાં ઉતારૂઓ નાસ્તાની ટેબલ ઉપર માંખણની અંદર બારે બાર બાલ નહીં જડ્ડ કરતાજ હતા. તેઓમાંના ઉસ્તાદે ધર્મશાળાના કારભારીને બાજુએ લઈ જઇને સલાહ આપી કે, તમે બે જુદી જુદી રકાબીમાં માખણ અને બાલ જુદા મુકો તો સારૂં ! પછી હમોને ગમશે તેટલા ભેળીને ખાઇશું !

### ગરીબ બીચારી બૈરી.

રેલવેનાગારડો ધણીઓ તરીકે ઘણા સારા કહેવાય નહી. એક રાતે ગાર્ડે સ્વપનાંમાં પોતાની ટ્રેન, બીજી સામી ટ્રેન સાથ અથડી પરતાં જોઇ, અને ટ્રેનને અથડતી અટકાવવા પોતાની બૈરીને ટ્રેનની બેક સમજી, કાનપકડી ગરડી, મોરી નાખી.

\+ + +

એક તીસમારખાં સાહેબ. કુતરાને સાંકળે બાંધીને, રેલવેની તીકીટ ઓફીસ આગળ ગયા, ને પુછ્યું કે કુતરાંની તીકીટ કરાવું કે? "નહી, તમે સાધારણ ઉતારૂ તરીકે મુસાફરી કરી શકસો."

\+ + +

એક 'અકકરડુ' સાહેબ, ખોરાકી વગેરે, રાખવાની દુકાનમાં ગયા, અને ભપકામાંજ પુછ્યું કાંઇ તાજો માલ આયોછ કે !" હા, સાહેબ, તમે જે થાંભલાને અઢેલીને ઉભાછ, તેને તદન તાજો રંગ લગાડયોછ.

\+ + +

એક "બે-ધ્યાન પ્રોફેસર પોતાની કોલેજના દરવાજામાંથી બાહર નીકળતાં ગાયને અથડી પડયા તેવણે, ગુચવણમાં પડી, તરત ટોપી ઉંચકી કહ્યું "હું માફ માંગુંછ બાનુ." થોડુંક આગલ ચાલ્યાને વળી એક બાનુને અથડી પડયા, તરત આગલા એકસીડંટની ભુલ યાદ આવીને બોલી પડયા, હેવાંન ? પાછી તું છેક ?"

\+ + +

### રામબાણ ઉપાય.

"અરરર ? શું થયું ? પડી ગયો-પડી ગયો જરી પડી ગયો-બહુ લાગ્યું-ગાંય બહુજ લાગ્યું ને !" કરતો મોઢોલ્લો તુળે ઉપર થઇ ગયો કેમકે જરી ઓટલાપરથી હેઠળ પટકાયો હતો. પણ તુરત પાસેના પેસ્તુઆએ કબાટમાંથી પેરીડેવીસનું પેનકીલર ચોપડયું ને અડધા કલાકમાં જરી રમવા દોડયો-તમે સમજ્યા કે ?

**પેસુબા.**

# જીંદગીના બળથી ઘણીક મુશીબતો દૂર થઇ શકે છે તેના જાણવા લાયક દાખલાઓ.

## ગુલશને ઇલ્મ માટે

લખનાર—મી. બેહમન શેરાબજી જ. બનાજી.

Through each perplexing path of life,
Our wandering foot steps guide
Give us each day our daily bread,
And raiment fit provide,
Oh ! Spread thy coverlng wings around,
Till all our wanderings cease,
And all our Father's loved abode,
Our Souls arrive in peace.

*John Logan.*

જીંદગીના દરેક ગુંચવણ ભર્યા રસ્તામાં તું અમારા રખડતા પગથીયાંની રાહબરી કરજે. દરરોજનો ખોરાક અને કપડાં તું પુરા પાડજે. જ્યાં લગી અમારો આત્મા શાંતીમાં તું અમારા પીતાના પ્રિય ઘરશું આવે અને અમારી સઘળી મુસાફરી ખલાસ થાય ત્યાં લગી અમને રક્ષણ આપજે" આ લખાણ કરવાની મુખ્ય મતલબ એ છે જે કે કેટલાકો ઉપર જ્યારે ન ધારેલી મુશ્કેલીઓ અને નાચારી આવી પડે છે ત્યારે પોતાનો બનતો પ્રમાણીક યત્ન કરી ઇશ્વરની મદદ માગવાને બદલે આડે રસ્તે ઉતરી જાય છે. લોકોને હેરાન કરી પોતાની મતલબ સારી લેવા માગે છે. કેટલાકો લુચ્ચાઇ કરે છે કેટલાકો નરેદગાર વડ્ડપો કરે છે. કેટલાક આળસુ જોશીઓ પાસે જઇ મેલી વિદ્યાનો ઉપયોગ કરે છે અને એવા લુચ્ચાઇઓથી ઘણાજ પૈસાની બરબાદી કરે છે. એવા મુસીબતમાં આવેલા માણસોને આ દાખલાઓ આપી સમજાવવામાં આવે છે કે દરેક રીતની પ્રમાણીક કોશેશોથી અને ઇશ્વરની મદદ માગવાથી ગમે તેવી આફતોમાંથી સારી રીતે પસાર થઇ જવાય છે અને નસીબમાં બનવાના માઠા બનાવો મટી જાય છે.

### જીંદગીના બળથી એક નામીચો ચિતારો ભુખે મરતો બચ્યો.

જાણીતો ચિતારો વોશીંગ્ટન ઓલ્સટોન પોતાની શરૂઆતની કારકિર્દીમાં વારંવાર તંગીમાં

આવી પડતો હતો. એક વખતે આ ચીતારો એવી તો તંગીમાં આવી પડયો કે પોતાને અને પોતાની બાયડીને માટે ખાવાનો એક રોટલો ન હોવાથી પોતાના ચિત્રો મુકેલા ઓરડાનું બારણું બંધ કરી ખુદાની બંદગી કરવા બેઠો. આવી રીતે જ્યારે બંદગીમાં મશગુલ હતો તે વખતે કોઇએ તેનું બારણું ઠોકયું અને જયારે તે ઉઘાડવામાં આવ્યું ત્યારે કોઇ અજાણ્યો માણસ પુછવા લાગ્યો કે The angel uriel યૂરીયલ ફરેસ્તાનું પેલું સુંદર ચિત્ર તમારી પાસે છે કે ? મી. ઓલ્સટને એક ખૂણામાંથી પેલું ચિત્ર કાઢયું અને તેની ઉપર ધુળ પડી હતી તે લુછી નાખી અને પેલા માણસને આપ્યું. પેલો ઘરાક બોલ્યો કે રોયલ એકઝીબીશનમાં એ ચીત્ર હતું ત્યારે મેં તે ઘણું વખાણ્યું હતું અને તેની કીમતને વીશે પૂછપરછ કીધી હતી. તે ચીતારાએ જવાબ આપ્યો કે "કોઇએ તેની પીછાણ કીધી ન હતી અને તેની પુરતી કીમત નહી મળવાથી એ ચિત્ર વેચવાનું તે વેળાએ માંડી વાળ્યું" હતું.

પેલા સખસે કહ્યું કે "૬૦૦૦ રૂપયે હુ ખરીદી શકું કે ?" ચિતારાએ જવાબ આપ્યો કે "તમે જે કીંમત કહો છો તેથી અરધી કીંમતે માગવાને હું હિંમત કરી શકું નહીં" પેલા શખ્સે કહ્યું કે "ત્યારે તો હવે આ ચિત્ર મારૂં થયું છે." પોતાની ઓળખ આપતાં જણાવ્યું કે તે મારકવીસ ઑફ સ્ટેફર્ડ હતો.

પોતાની બંદગીનો આવી રીતે તુરત જવાબ મળવાથી પેલો ચિતારો આભારની લાગણીથી દંગ થઇ ગયો હતો.

## બંદગીના બળથી પૈસાની મદદ મેળવનાર એક ગરીબ વિદ્યાર્થી.

હેન્રીયંગ સ્ટીલીંગ તે ગ્રાંડ ડયુક ઑફ બેદનની દરબારનો એક જાણીતો તબીબ હતો અને આંખના તબીબ તરીકે ઘણોજ હુશીયાર હતો. પોતાની ગરીબ અવસ્થામાંથી બંદગીની મદદથી આવે દરજ્જે ચઢયો હતો. એ એક જાણીતા કવી ગેથી (Gethe) નો જાની મિત્ર હતો જેને તેની જીંદગીનો હેવાલ લખવા ઉશ્કેર્યો હતો.

હેન્રી સ્ટીલીંગ નાનો હતો તે વખતે માબાપ વગરનો એક નાચાર છોકરો હતો. પણ ઉંચા પ્રકારની કેળવણી લેવાની ઘણીજ ઇચ્છા રાખતો હતો. એક ચોકકસ કેળવણીના ખાતામાં અભ્યાસ કરવા જવાને માટે રાત દીવસ બંદગી કરતો હતો. અને અજાયબ સંયોગ વચ્ચે સ્ત્રેસબર્ગમાં જવું થયું હતું. તેના અભ્યાસના ખરચને માટે ૧૦૦૦ ડોલર જોઇતા હતા. પણ એક ૧૦૦ ડોલર કયાંથી મેળવવા તેની તેને ખબર હતી નહીં. પોતાના ગરીબ સગાઓને વારંવાર કહેતો કે "મને અજાયબી લાગે કે ઇશ્વર મને આ પૈસા કયાંથી અપાવશે." પોતાની પાસે ૪૬ ડોલર હતા તે લઇ ઉપડયો. ફ્રેંકફર્ડ કે જે સ્ત્રેસફર્ડથી ત્રણ દીવસને છેટે છે, ત્યાં આવી પહોંચ્યો. તેટલામાં તેની પાસે ફકત એક ડોલર બાકી રહયો. ખોદા સિવાય આ વાત કોઇ આગળ કહી નહીં. જ્યારે બંદગી કરતો કરતો ચાલતો હતો તે વખતે તેના ગામનો એક વેપારી મળ્યો. તેણે આ છોકરાને નીરાધાર જાણી લઇ પૂછ્યું કે તું આટલા બધા પૈસા કયાંથી મેળવશે. નાના સ્ટીલીંગે જવાબ આપ્યો, 'મારા મહાન પિતા ઇશ્વર તરફથી ?' પેલા વેપારીએ જાણ્યું સ્ટીલીંગ પાસે હવે ફકત એકજ ડોલર બાકી રહયો છે, ત્યારે તે બોલ્યો હું એ તારા મહાન પિતાનો નોકર છું, એમ બોલી તેને ૩૩ ડોલર આપ્યા. પણ જ્યારે તે સ્ત્રેસબર્ગ આવી પહોંચ્યો ત્યારે તેની પાસે બાકી ફકત એકજ ડોલર રહયો હતો. તે ઘણોજ આતુરતાથી

બંદગી કરવા લાગ્યો. અને એક સહવારે તેના ઓરડામાં રહેતા માણસે તેને ૩૦ ડોલરો આપ્યા. તેની કોલેજની ફી ગુરૂવારની સાંજ સુધીમાં આપવીજ જોઇએ નહીં તો તેનું નામ કાઢી નાંખવામાં આવે. તેની પાસે મુદલ પૈસા હતા નહીં. તેણે ગુરૂવારનો આખો દીવસ બંદગીમાં કાઢ્યો. સાંજના પાંચ વાગ્યા પણ કેઇથી પૈસા મળ્યા નહીં. તે આખો પરસેવાથી ગરકાવ થઇ ગયો અને આંખમાંથી ગાલ ઉપર આંસુના રેલા ચાલવા લાગ્યા. એ વખતે તેનું બારણું ઠોકાયું તેનો ધરધણી આવી લાગ્યો. તે પુછપરછ કરવા લાગ્યો કે તેને ઓરડો પસંદ પડે છે કે કેમ? અને ત્યાર પછી પુછ્યુ કે તું કાંઇ પૈસા લાવ્યો છે કે? સ્ટીર્લીંગે જવાબ આપ્યો કે નહીં મારી પાસે કાંઇ પૈસા નથી. પેલો ધરવાળો અજાયબ થયો અને કહ્યું હવે મને સમજ પડી. ઇશ્વરે તુને મદદ કરવા મને મોકલ્યો છે. તે તેની આગળથી ચાલી ગયો. પણ થોડા વખતમાં ૪૦ ડોલર લઇ પાછો આવ્યો. સ્ટીર્લીંગ જમીન ઉપર પડ્યો અને આંખમાં આસું સાથે ઇશ્વરનો આભાર માન્યો. તેની આખી કોલેજની કારકિર્દિ આવીજ રીતે પસાર કીધી હતી. તે હમેશાં તંગીમાં રહેતો પણ તેની બંદગીના જવાબમાં ઇશ્વર હમેશાં તેને મદદ કરતો હતો. આ નામિચા નબીએ પોતાની ઉંચી કેળવણી અને કારકિર્દિ બંદગીના બળથી મેળવી હતી.

## બંદગીના બળથી ચાલતુ એક કુટુંબનું ગુજરાન.

જરમનીમાં આ વાત સારી રીતે જણાયલી છે. મીસ દોરેથીયા ટ્રડ્ઝ કે જેણી બંદગીનાં બળથી લોકોના દરદો સાજાં કરતી હતી તે તે વિષે જણાયલું છે. મીસ દોરેથીયા એક ચોપાન્યા મારફતે પોતાની માતા અને કુટુંબનો નીચે પ્રમાણે હેવાલ આપે છેઃ

પોતાની માતા વિશે લખતાં મીસ દોરાથીયા જણાવે છે કે તેણીને બંદગીમાં ઘણુંજ યકીન હતું અને જો કે તેણીનો ભરથાર એક છાકટ માણસ હતો, અને પોતાના કુટુંબને માટે અને પોતાના અગીઆર છોકરાનાં ગુજરાનને માટે કાંઇ કરતો હતો નહિ, અને કેટલીક વખતે તેઓ ઘણીજ તંગીમાં આવી પડતાં હતાં, તે છતાં તેઓની આ દરેક મુશકેલીમાંથી બચાવવામાં આવતા હતાં. આ હેવાલનું ચોપાનીયું જરમનીમાં ફેલાવો પામેલું છે. તેમાં મીસ દોરેથીઆ નીચે પ્રમાણે લખે છે કેટલીક વખતે એવો સમો આવતો કે ઘરમાં એક અરધી પણ હતી નહીં. ખોદા સિવાય કોઇ હમારી હાલત વિષે જાણતું ન હતું. જે (ઇશ્વર) કોહલાં કુતરાઓને ભુખમરાથી રડતાં તો તેઓને ખવડાવે તે પોતાના વફાદાર બચ્ચાંની અરજ ન સાંભળે એ કંઇ બની શકે એમ નથી. તે હમારી તંગીને વખતે હમેશાં મદદ કરતો હતો. આવીજ રીતે અમારી માતાનો મુદ્રા લેખ પણ " Pray, but do not beg " બંદગી કરો પણ કોઇ પાસે ભીખ ના માંગો, કરી હતો. જે અમારા મન ઉપર ઘણીજ સખ્ત રીતે ઠસાવવામાં આવ્યો હતો. આવી રીતની અમને કેળવણી મળતી હતી. તે દરમ્યાન ઘણીક જાણવા લાયક મદદો મળી હતી અને જેઓ અમારી આસપાસ રહેતા તેઓ સાક્ષી આપી શકે કે અમારી તંગીમાં અમને જરાપણ વેદના ખમવી પડતી ન હતી. જ્યારે અમારામાંના એક બચ્ચાંને પુછવામાં આવે કે તંગીમાં તમારી માતા કોણ ઉપર આધાર રાખતી ત્યારે અમે બાળકો કહેતાં કે

---

' ફકત ખોદાપરજ '. તેણી (અમારી માતા) જણા વતી નથી કે ખોદા કેવી રીતે મદદ કરશે પણ તેણી ખાત્રીથી કહેતી કે ચોકકસ વખતે મદદ જરૂર મલશે. પેલો સવાલ પુછનાર માણસ અમને સવાલ કરતો કે ' દરેક કામમાં બુદ્ધિ વાપરવી જોઇએ." અમે બાળકો જવાબ આપતા કે આપણી ધર્મપોથીમાં બુદ્ધિને વિષે લખ્યું નથી પણ એમ લખ્યું કે જેઓ માને છે તેઓ કદી ગુંચવાડામાં પડતા નથી. જ્યારે આ સવાલના જવાબની અમારી માતાને ખબર પડી ત્યારે તેણીએ અમને કહ્યું કે 'તમુને અનુભવ થશે કે જેઓ ખોદા ઉપર પુર દ્રઢતાથી યકીન રાખે છે અને તેઓને માટે કાર્ય કરવાની મદદ મેળવવાની આશા રાખે છે, તેઓ અનુકુળ વખતે મદદ મેળવે છે."

પ્રિય વાંચનારને અરજ કરવામાં આવે છે કે તે એજ કે આ દાખલાઓ ઉપરથી એમ ન માનવું કે જેઓ આળસુ જીંદગી ગુજારી ઇશ્વરની મદદ માગે તેઓને ઇશ્વરની મદદ મળે છે. અંગ્રેજીમાં કહેવત છે કે " God helps those who help themselves જેઓ પોતાને મદદ કરે તેઓને ખોદા મદદ કરે છે. માટે ખુદાની મદદને લાયક થવાને માટે પહેલાં આપણે દરેક રીતની પ્રમાણીક કોશીષો બને એટલી કરવી જોઇએ, અને આપણે જે પ્રમાણીક કોશીષો કીધી હોય તેના બદલા તરીકેજ ખોદાની મદદ માંગવી જોઇએ, અથવા તો જ્યાં આપણી કોશીષોથી નહી બની શકે તો ત્યાં ઇશ્વરની મદદ માંગવી વાજબી ગણાય.

વળી ખુદાની મદદને લાયક થવા પવિત્ર જીંદગી ગુજારવી જોઇએ. જેઓ પવિત્ર જીંદગી ગુજારતા નથી અથવા તો પવિત્ર જીંદગી ગુજારવાને ઇશ્વરને વચન આપતા નથી તેઓને પણ મુસીબતમાં મદદ મલતી નથી. માટે આપણા ધર્મના ફરમાન મુજબ હંમેશાં પવિત્ર જીંદગી ગુજારવાની કોશેષો કરવી જોઇએ અને હર વખતે ઇશ્વરની ભકિતમાં મશગુલ રહેવું જોઇએ. જેઓ આવી રીતે જીંદગી ગુજારે છે, જેઓ બીજાઓ મુશકેલીમાં હોય તેઓને હંમશાં મદદ કરવા તૈયાર રહે છે, તેઓ જ્યારે પોતે મુસીબતમાં આવે છે ત્યારે તેઓને વખતસર જરૂરજ મદદ મલે છે એમ આપણે દાખલાઓથી વાંચ્યું છે. માટે પ્રિય વાંચનાર દુઃખમાં કે સુખમાં પ્રભુને હંમેશાં ભજતા રહી અને તેના સચ્ચા ભકત તરીકે જીંદગી ભોગવવાની કોશેષ કરજે કે જ્યારે દુઃખ અથવા મુસીબત આવી ઉભી રહેશે ત્યારે ને કૃપાળુ ઇશ્વર તુને જરૂરજ મદદ કરશે અને તારી સઘળી મુશકેલીઓ દુર થશે. જો કોઇ પાપી માણસ પણ ખરાં જીગરથી ઇશ્વરની મદદ માંગશે અને પોતાના પાપી કામોનો પશ્ચાતાપ કરી પવિત્ર બનવાની ખરાં અંતકરણથી કોશેષ કરશે તેને પણ ઇશ્વર જરૂર મદદ કરશે એમ ખાત્રીથી માનજે.

# માતાનો પ્યાર.

( એક ટુંકી વાર્તા )

( ગુલશન માટે ખાસ )

મીસીસ ઈવા કલીન્ટનની પાછળ તેનાં ઘરનાં બારણાં ઢંકાયાં તેવાં ખચુખચાટે તેણીનાં અંગમાં વેદુમી દેહશતનો ઝણઝણાટ વ્યાપી રહ્યો. એક ક્ષણવાર તેણીની ચાલતાં વિચાર કરવા થોભી ગઇ. ગયા એક અઠવાડિયાથી તેણીએ મક્કમ પણે વિચાર આવતાં નક્કી કર્યો હતા. તેમજ તેણીએ આ વેળા પણ પોતાનો હઠીલો વિચાર મનમાંથી હટેવી કાઢ્યો અને ચાલતાં, માર્ગની બાજુનાં ખુશનુમા ધ્વેલની સુંદરતા ઉપર પોતાની નજર ફેંકી રાખી અને બાજુની વાડમાંનાં વસંતના હજારો પંખેરાંનાં મધુર ગાયણો અને વસંતની ગડબડ સાંભળતી ચાલતી રહી.

પણ એ સઘળું છતાં પેલો હઠીલો કાંટેલો વિચાર પાછો ને પાછો ધાઇ આવતો. "હું આ સઘળું છોડી જાઉંછ !" એ વિચાર તેણીનાં ભેજાંમાં ફુટી નિકળતો હું કદિ ફરીથી આ તરફનો ફુલપાનં વાળો ખુશનુમાં રસ્તો જોવાની નથી. કદિ ફરીથી પ્યારું ગુલશન 'એન્ડલૅન્ડસ' જોઇશ નહિ, ને જો જોઇશ તો પેલા મેડલાન્ડસનાં ગેટમાંથી પારકાં માણસો પેઠે ચીમાઇને જોઇશ !' એ વિચારો સાથે પોતાનાં પગલાં ઝડપદાર કીધાં અને લગભગ સ્ટેશને જઇ લાગી.

"હવે મારાથી પાછું નથી ફરાવાનું ! નહીં,—નહીં જઇ શકાશે. મોર્ટન મારી વાટ જોતા હશે......હવે મારાથી પાછું ફરાએ નહીં. મેં ઠરાવ એકવાર કર્યો એટલે તે ઠરાવને મારે વળગી રહેવું જોઇશે.' ઉપલા શબ્દો પોતાનાં ધ્રુજતા હોઠ બબડતી રહી અને તેના મધુર ભુરા આંખોમાં આંસુ ઝુલ—ઝુલી રહ્યાં એ સ્ટેશન ઉપર જઇ લાગતાં લંડનની ટ્રેન મંડ દાખલ થઇ. એક દરવાન ઉતાવળે તેણીનો કપડાંનો કોથળો લેવા આવ્યો. બારણું ખોલી અંદર જતાં પૂછ્યું "કંઇ બીજો સામાન નથી, બાઇ સાહેબ ?" તે દરવાન 'મેડલાન્ડસનાં બાઇની ચાકરી કરવાને રાજી—રાજી હતો, તેણે ઉપલો સવાલ કર્યો, 'નહીં; કાંઇ બીજો સામાન નથી." સ્વપ્નાંમાં હોયે તેમ ઉત્તર વાળ્યો, પછી એકદમ કંઇ વિચાર આવતાં ધીમેથી બોલી : હું ફક્ત આજનોજ દહાડો જાઉંછ; કાલે હું પાછી ઘરે આવશ." દરવાને સલામ કીધી, પૈસા જેબમાં મેલી ચાલતો થયો. ગાર્ડે વાવટો ઉરાર્યો અને ટ્રેન હળવેથી સ્ટેશન છોડી ચાલી.

ઇવા કલીનટન ટ્રેનની બારીએથી બેભાન આંખોએ તીકતી બેઠી હતી. એનજીનના ધબકારાની સાથે સાથેજ તેણીનાં ભેજાંમાં પણ ધબકારા થતા હતા. ગાડી હડીઆઇ સાથે એકનો એક વિચાર પાછો ને પાછો થઇ આવતો હતો. "હું મોર્ટનને ત્યાં જતી રહુંછ હું મારાં સગાં મારું ઘરબાર. મારો આખો જનમારો ગુજાર્યો તે સ્થળ, મોર્ટનને ખાતર

જગતમાંથી આપણ બેજ જણાને પ્રિતે ઘસડી લાવીને એકમેકસે મેળવ્યાંછ; અને જે સ્ત્રી મારી સાથે જોડાઇ તે આગમજની ભેંજન વનાતી છે, તે સ્ત્રી ખાતર આપણે એ પ્રિતથી મોંઢુ મરડીએ વારૂ ? આ જગતનો કાયદો-કાનુન તે ઘેલી સ્ત્રીને અને મને બંધાએલા ગણે છે. પણ ખોદા આપણો પિતા છે, અને આપણો ન્યાય કરનારો—આપણને ઇનસાફનો આપનાર છે, તે મહાન પિતાને ઠરાવ કરવા દો, દ્બા-દ્બા.''

તેણી જાણે ઉંઘમાં કે કેફમાં હોય તેમ તમ્મર ખાતી ઉભી થઇ. તેણીના બાલ છુટી ગયા હતા અને એક ઝુલફું આંખ ઉપર આવી પડ્યું. ધ્રુજતે હાથે તે ઝુલફું ઉંચું કીધું, અને મોર્ટનનું મોહ ગભરાટ સાથે જોતી જાણે સ્વપ્નામાં બોલતી હોય તેમ ધીમેથી બોલી—'હા-હા' તે મહાન બાપને ઠરાવ કરવા દો. કુદરતનો ઠરાવ ! મને કુદરતના ઠરાવનું જે કાંઈ ચીન્હ મળશે તેના ઉપર અમલ કરીશ. કુદરતનો ઠરાવ કબુલ. મોર્ટન !"

અંદરના એક ઓરડા ભણી તે ગઇ. અને બારણું ઉઘાડી અંદર દાખલ થઇ. એ સુવા માટેનો તૈયાર કરેલો ઓરડો હતો. સઘળા સફેદ સામાનથી સજ કરેલો હતો. બારી ઉપર નાંખેલા ગોલાબી પડદામાંથી સૂર્ય પ્રકાશ માંહે પથરાએલો હતો, અને સર્વ કાંઇ તે પ્રકાશમાં દીપતું હતું. તેણી સાથે લાવેલી કપડાંની બેગ છત્રપલંગ ઉપર મુકેલી હતી. અને ધ્યાનમાં ને ધ્યાનમાં તેણીએ તે ખોલ્યો. અને પોતાને જરૂરની વસ્તુઓ-નિખ્યા-બ્રશ કંગાકી દાબડા બાહેર કાઢ્યા. તેની અંદર એક સાટીનનો સફેદ પોશાક લપેટી રાખેલી હતી. તે તેણીએ હાથ લગાડી તપાસ્યો તે દિને રાને ખાણા ઉપર પહેરવાનો વિચાર કરી સાથે લાવી હતી. તેના ઉપર ઘણી કીમતી લેસ સીવેલી હતી—ઘણી મોંઘી કિંમતનો પોશાક હતો અને તેણીનો વ્હાલો હતો, પણ હવે તેણી તે પહેરવા કાળનાં દગમગવા લાગી. ખાણાનો વખત ! તે વખત ઘણો આવે હસે તેમ લાગતો હતો. કલાકના કલાક, તેટલાંમાં તો કાંઇ પણ ભવિષ્યનો ઠરાવ થશે ! "ઓ ખોદા ! મને સહાય થા ! મને સહાય થા !" પોતાના આંગળા વતી બેભાનપણે પેલા પોશાક ચુંથતી બોલી. "અરે હું શું કરૂં ! હું એકલી છું તદન એકલી છું ! એ ઠરાવ કરવામાં મને મદદ કરનારૂં કોઇ નહીં મળે !" એમ બોલતાં તેણી તે પલંગ પાસે ખોદા હુજૂર શરણુ મરડીએ પડી ડચકાં ખાવા લાગી તેનું માથું પેલા સાથે લાવેલા પોચા પેહરવેશ ઉપર પડેલું હતું. અને તેનાં આંગળાં તે પહેરવેશ ચુંથ્યાંજ કરતા હતાં. તેવામાં તે પહેરવેશની ઘડીમાંથી કાંઇ પોચું ડગલા જેવું તેણીનાં આંગળાંઓને લાગ્યું. જો તે આંધળી સ્ત્રી હતે તો પણ તે વસ્તુ હાથને લાગતાંજ તેણીની રગોમાં જે ઝણઝણાટ થયો તે ઉપરથી તેણીને જણાતે કે તેણી સહવારે પોતાની પાછળ છોડી આવેલાં વ્હાલાં બાળકની કંઈ વસ્તુ હાથે લાગીછ તેની અસરે ઝણઝણાટ થયો હતો. તેણીએ પોતાની જળતી આંખો ઉંઘાડી પોતાના જળના હાથમાં અચાનક આવેલી વસ્તુ જોવા લાગી. તે ઝીણું બ્લુ રંગનું બુટ હતું. બ્લુ પોચાં ઉનનું. તેણીને ખોદા તરફથી કંઇ સુકન જોઇતા હતા. અને તેણીનાં હાથમાં બાળકનું બુટ આવ્યું. એ તે શુકન હશે ! એ તે ઇનિશી હશે ?, એ બુટ તેણીના લુગડાંની ઘડીમાં શી રીતે આવ્યું ? આકસ્માતિક રીતે આવ્યું હતું ? તેણીએ તો જાણીને તે મુકેલું તો નહિ હતું ! તેણી દગમગ થતી ઉઠીને ખડી થઇ. તેણીના પ્યારા બાળકનું નાજુક બુટ તેણીના હાથમાં ઝલેલુંજ હતું, તેટલામાં એક દાસી ઉના પાણીની તાપડી અને ટોવાલ હવાલ લઇ માંહે આવી.

"તમોને કિનું પાણી જોઇયેછેની' આઇ?" તે દાસીએ માન સાથે સવાલ કર્યો. ઇવાએ મુંગે મોંઢે ડોક ફેરવી, અને તે દાસી છોડી

ઇવાએ છુટકારાનો દમ ખેંચ્યો. પેલી ચંચળ હાસી સાથના સાધારણ વાતચીત પાછી આ દુન્યામાં ગાવા તેને ઘસડી લાવી. તેણીનાં આખાનાના પવિત્ર દેખાવ ગુમ થઇ ગયા. પાછા અસવાર તે ઇવા કલીનટન થઇ—પાછી_દુન્યામાં આવી. તે મનસે હસી પડી. તેનાં મુખડા ઉપર પાછો રતાશ આવ્યો. અને તેની આંખોમાં જીંદગીની રૂચિ આવી. તેણીએ બારી ખોલી, હેઠળ રસતા ઉપરની ગડબડ સડબડ અને મહિમા જોતી ઉભી. પછી જાણે માંહે આવતા સૂર્ય કીરણથી અને હેઠળની દુન્યાની ગડબડથી તેણીને જોમ આવ્યું હોય તેમ તેણીએ વચલું બારણું ખોલ્યું અને બેઠકવાળા ઓરડામાં દાખલ થઇ. મોર્ટન તેણીની વાર જોતો તેજ જગ્યાએ બેઠેલો હતો. તેનો દેખાવ બદલાયો નહિ હતો. તે જાણે તેનાજ આવેશમાં તપેલો બેઠેલો હતો. ઇવાને આવતી જોતાંજ તે આવેશભર ઉછાળા મારતો સામો આવ્યો.

"તમે ઠરાવ કીધો ?—ઠરાવ કરેલો લાગે છે ? શું ઠરાવ કીધો ? ઇવા-ઇવા, મારી સાથે રમતી ના, ખરૂં કહી દે !"

'હા મેં ઠરાવ કીધો, મોર્ટન ! પણ મને ભય લાગે છે કે મારો ઠરાવ તમોને રૂચશે નહી તમે મારી સાથે એકમત નથી થવાના ? પણ હું ઠરાવ ઉપર આવીછ, જુઓ ?" એમ કહેતાં પેલું ઝીણું નાજુક બુટ તેની સામે ધર્યું અને તે પુરૂષ તેણીની સાથે ટીકતો ઉભો રહયો. 'એ તમે શું કહોછ ? મને સમજ નથી પડતી" તે બોલ્યો.

'હું મારી ખુશીનો વિચાર કરૂંછ, મોર્ટન; હું તે બાળકની જીંદગીનો કાંઇ બિગાડો નથી કરી શકતી. હું તેની મા છું અને તેને મારૂં કામ પડશે. તે મોટો થશે ત્યારે તેને તેની માયની ગરજ પડશે. અને તેની મા દુન્યામાં કોઇક ખુણામાં સંતાતી છુપાતી ફરેછ કરી જાણતાં તેને ભયંકર દુઃખ પેદા થશે. હા—હા, એ વાત ખરી છે મોર્ટન!'

'એવો તમારો ઠરાવ છે ઇવા ?'

'એ પરમેશ્વરનો ઠરાવ છે. મોર્ટન ! મને ચિન્હ જોઇતું હતું. અને મને આ મળ્યું. મારી ખુશીનું નાનું બુટ મળ્યું મોર્ટન, ! એ ખરે ખરી નિશાણીજ છે કેની ? એ કાગલામાં છે એવી મને તદન ખબર નહિ હતી. એ શી રીતે તેમાં આવી તે પણ હું જાણતી નથી ! હું દુવા માગતી હતી. ખોદાતઆલાની મદદ ચાહતી હતી; અને એકાએક મારા હાથને એ પોચા સુવાળી વસ્તુ લાગી, તે પરથી મને તુરત જાણ થઇ કે કુદરતનો એવો ઠરાવ હતો એ ચિન્હ આપણે સ્વીકારવુંજ જોઇએ, મોર્ટન.'

તે પુરૂષ કાંઇ કહેવા જતો હતો. પણ એકદમ બંધ થઇ ગયો. ઇવાના ચેહરા ઉપર તેણીનાં જીગરના વિચાર સ્પષ્ટ દીસતા હતા. અને તેણે જોઇ લીધું કે તેનું કશું ચાલનાર નથી. ગમે એવા કાલાવાલાનાં શબ્દો હશે પણ તે નિરર્થક સાબેત થવાનાજ. તેમની મુશ્કેલીનો નિર્ણય કરવા માટે પોતાના પેદા કરનારને તેણે અરજ કીધી હતી. અને તે જાણતો હતો કે તેં પેદા કરનારે આપેલા જવાબ ઉપર તે પોતે પણ સંતોષ પકડવાનોજ. ઇવાના ચેહરા ઉપર એકજ નજર નાંખતાં તેને સ્પ-

ઇ દીસ્યું કે, સ્ત્રીનો પ્રેમ એક કોરે થઇ ગયો છે, અને માતાનો પ્રેમ ઉછળી નીકળી તે સરસાઈ ભોગવે છે. તે બુચીના નાજુક નાનકડાં આંગળાંએ માતાના જીગરને પોતા તરફ ખેંચ્યું છે, અને માતા જવાબમાં તેના તરફ રજુ થઇ ચુકી છે. તેણે સખત નિરાશા સાથ માથું ઝુકાવી છેલ્લી સલામ કરી ત્યાંથી ચાલી ગયો.

તે તેણીને છોડી ગયો. ઇવાએ તેના મ્હોડેના શબ્દો વિના જોઇ લીધું—સમજી કે એ સલામ આખરી—આખરીની સલામ હતી. અને તેણીની આંખો પણ નિરાશાના આવેશમાં ઢંકાઇ ગઇ. એક કલાક વીતે તેટલાં તો, જે ગેટમાં તે ફરી પાછી દાખલ થનાર નથી કરી સમજી હતી—તેજ ઘોડાંના 'ગેટ'માં દાખલ થઇ, અને ઉતાવળે બુચીને પેટ—પાસામાં ચાંપવા દોડા દોડ કરતી હતી, જે બુચીનાં આંગળાંમાં છેલ્લી ઘડીએ પોતાની માવનરને પોતા તરફ ધસડી લાવવાની, અને જીવ-જાન કરતાં વાહલા પુરૂષથી તેણીને છુટી પાડવાની કરામત અને શકિત હતી, તે બુલકાને છાતીએ દાબવા તે ઇંતેજાર બની ગઈ હતી. એ બુનની નિર્દોષ આંખો ખાતર તેણીએ જન્મ ભરનું સુખ તજ્યું હતું. તે દિને આખી રાત તેણીએ ગમ કરવામાં અને રડવામાં જાગૃત હાલતમાં ગુજારી હતી. સહવાર પડતાં તેણી ઉંઘમાં પડી અને ઘરની દાસી તેના માટે ચાહનું પ્યાલું અને રૂપાની તબકમાં ટપાલના આવેલાં કાગળોનો ઢગલો લઈ તેના બિછાના આગળ આવી ઉભી ત્યાં લગી તે જાગી ઉઠી નહી. બારીનો પડદો ખોલી નાંખેલો હતો, અને ખુશનુમા સૂર્ય પ્રકાશે ઓરડાની દરેક વસ્તુ ઉપર સોનાં અને હીરા સમાનનો ઝળકાટ પાથરી દીધો હતો.

ઇવા ગમગીન હોવા છતાં, જાગૃત થતાંજ ખુશીના ઝળઝળ્યાં જાણે તેણીના રગોમાં ચડવાં લાગ્યાં. તેણીને લાગ્યું કે કાંઇ નહિ તો, સૂર્ય—પ્રકાશ તો તેણીને માટે છેજ. એટલામાં તેની નજર કાગળના ઢગલા ઉપર પડી, અને સૌથી ઉપરનું કાગળ તેણીએ આતુરતા સાથે ઝડપે ઉંચક્યું, અને ઉખેડી વાંચવા માંડયું, તે કાગળ મોર્ટનનું હતું. કાગળ ધારવાનું હતું અને ઘણું ટુંકમાં હતું. આ પ્રમાણે લખેલું હતું:—"મારી અતિ વાહલી,—ખોદાનો શુક્ર કરૂં છું કે તમોએ એવો રૂડો ઠરાવ કીધો! અને તમારાં વાહલાં બુલકાંઓનાં બુટ ઉપર પણ આશીર્વાદ હોજો! જો કે તે વેળા મેં એવા દુવા નહીં દીધા હતા. ઇવા, હું છુટો થયો! આજે છેક સાંહાજે તાર આવ્યો કે મારી ધણીયાણી મરણ પામી. તેની આફત ભરી જીંદગીનું છેવન પણ તેવુંજ દુખભર્યું આવ્યું. તેણીએ પોતાના ઘેલાપણાના આવેશમાં એક બારીએથી ઝોંકાવી દીધું, ત્યાંના લોકોએ તેણીને ઉપાડી ત્યારે સદંતર મરણ પામેલી હતી. હું ત્યાં કાલે જાઉં છું. એક માસ વીતા કેડે હું તમો ઉપર દાવો રજુ કરવો આવીશ. એ કાંઇ ઘણું જલદી નહીં ગણાશે—કેમ? ખોદા તમારૂં ને તમારાં વહાલા બુલકાંનું કલ્યાણ કરી! સુખી કરે!" "મોર્ટન."

અરે, ઓરડામાં સઘળે સોનાનો અને હીરાનો ચળકાટ પથરાઇ રહ્યો હતો તેમાં કાંઇ નવાઇ નહિ હતી! એ તો ખોદાતઆલાના આશીર્વાદ, સાચ્ચો અંજોર, ઝગે અજવાળી હતી!

રતાંબાઈ દારાબજી રમાડી.

# બેહેસ્તી બાપની ખાહેશ.



(અંગ્રેજી ઉપરથી ઉપજાવી) લખનાર—મં૦ ડો૦ બસલા

બુઢા દીનશાજી રૂસ્તમજી બલસારા બધી ઉમર મીલ ઉદ્યોગમાં કહાડી માલેતુજાર શેઠીઆ બનીને આખરે પોતાનાં વાલકેશ્વરનાં બંગલામાં મોતને બીછાને પડેલા હતા.

નરમ, પણ હુંફાળું બીછાનું હતું. અને મોંઘી કીમતના એક સોફા કોચપર પડેલા હતા. તેમનો બંગલો અપટુ–ડેટ ફેશન, તેમજ વિજળીક સાધનોથી સણગારેલો હતો. તેમના સોફાની બાજુમાંજ આપેલું એક વિજળીક બટન દાબતાં નોકર હાજર થતો અને જે ફરમાવે તે થોડીજ વારમાં મોજુદ થતું. ટુંકમાં પૈસાથી જે સુખ–સગવડ મલી શકે તે સર્વ ત્યાં મોજુદ હતાં.

પણ સોનેરી ચાઇ–ચાઇએ જે કર્યું તે એટલામાંજ આવી અટક્યું નહતું. તેમની વડી બેટી આલાંને એક લેડીને છાજતી રીતેજ ઉછેરવા ઉધારવામાં આવી હતી. તેમની એજ ઇચ્છા હતી કે તેણી દેખાવ; કેળવણી અને રીતભાતમાં ધપધપ્યાં મંડલમાં બીરાજી સર્વથી શ્રેષ્ટ ગણાય ! અને તેમની ખાહેશ બર આવી હતી. તેણી ઉંચી, પણ દરેક રીતે ચાહવા ઇચ્છવા જોગ બાંધાની, અને ખુબ તોરદમામ વાળી સ્ત્રી બની હતી. અને હમણાં આપણી વાર્તા શરૂ થાય છે તે વેળા તેણીનાં પીતાનાં મોતનાં બીછાનાં પાસે આપણે ઉભેલી જોઇએ છીયે. જ્યારે તેણીનો પતી ખાન બાહદુર રૂસ્તમજી વછ્છાદાર, મોટા ડાકટર સાથે ધીમે સાદે કાંઇ વાતો કરતો હતો. બીજી બેટી માણેક કાંઇબી સંગીન લાભ કીધો નહતો. તેણી ઉપર તો પૈસા ખરચેલા જાણે બરબાદ ગયા હતા. તેણી કુદરતી રીતે સ્વભાવે, બોલવે–ચાલવે, તેમજ રીતભાતે, એક સાદીમાદી છોકરી જેવીજ–અસીલ અને રાંક હતી. એમ છતાં અજબ જેવું એ હતું કે તેણીએ એક ગંબીર ભૂલ–એક બાબદમાં હઠીલાઇ–કરી હતી. જો કે તેણીને માટેબી સારે સારે ઠેકાણેનાં માંગાં આવ્યાં હતાં, તે ના પાડીને એક ગરીબ, ટુંક કમાણીનાં, તોપણ આબરૂદાર કલાર્ક સાથ પ્યારમાં પડીને તેનીજ સાથ બુઢા બાપની ઉપરવારી થઇને, પરણી ગઇ હતી. બુઢા દીનશાને તેથી બહુજ માઠું લાગ્યું હતું. અને તેથી તેણીને ઓવાર નિવાર કરીને 'મરતાં મોંહ નહીં જોવાના" કસમ ખાધા હતા.

હવેજ–મોતને બીછાને પડયા ત્યારેજ બુઢા દીનશાજીએ પોતાનાં બોલપર પાણી ફેરવીને ઢીલી દોરી છોડીને તેણીને પોતા પાસે આવવા દેવાને, જીવતા જીવત છેલ્લી મુલાકાત કરવા દેવા દીધી હતી. તેણી પરણી ગયા પછીથી તેવણે તેણીને એક પાઇ પણ પુછી–પરખાવી નહતી. આ તેમની જીંદગીની સાંજે–અંતની ઘડીએ પોતાની અર્ધી ઉઘાડી આંખોથી તે છોકરી સામું જોયું. તેણીનો પોષાક બીલકુલ સાદો–માદો, પણ સુઘડ–જાણે તેણીની વડી બહેનનાં ઠઠેરાથી ઉલટીજ કીસમનો હતો. તેણીનાં ચહેરા, તથા આલાંનાં ચેહેરાપર પણ વિપરીતપણું ખુલ્લું દીસતું હતું. કારણ,આલાં 'મોહટે ઘેરનાં હમબાઇજી'ની માફક, તોરમાંજ, પોતાની દલગીરી છુપાવી રાખતી હતી. ત્યારે

બાપડી રાંક અને અસિલ માણેકનું હૈયું ભરાઇ આવ્યું હતું. અને તેનાં દુખનું જોર આંખોને બહાર પડતું અટકાવી શકતી નહતી.

"આલાં !"

"હા, પપા ?"

"મને કાંઇ કહેવાનું છે ! જોની બેટા, તું જાણેછ કે મારો જન્મ વલસાડમાંના આપણા ઘરમાં થયો હતો. આપણો વકીલ મહેરવાનજી તે જાણેછ. તે છે તો એક નાહનું ઝુપડાં જેવું. પણ મારી ખાહેશ છે કે, મારી યાદદાસ્તને ખાતર, તેને સારી હાલતમાં રાખવું."

"વારૂં, વારૂં, પપા. અમો–હું અને રૂસી તેનો ઘટતો બંદોબસ્ત કરશું."

"જોની, માગ પરની, મારાં ઓરડાની ફરેકાર (લાકડાંની દીવાલ) આગલે ઓરડેથી ખસેડીને પાછલે ઓરડે લઇ જવાઈ છે, પણ તેને પાછી ખસાડીને આગલે ઓરડેજ લઇ જવાની છે, કે જેથી તે ઓરડો, જેમ અસલ હું નાહનો હતો તે વખતે હતું તેમજ થાય અને, અને તે ઘરમાં તું થોડોજ વખત રહેજે થોડો વખત બી વસવાટ કરજે ? એ ઘણું મુશ્કેલ તો નથી, પણ મારી ખાહેશ મુજબ મ શે, એમ જાણી, મારી-છેલ્લી ઘડીએ મને કરાર થશે ! કે જે ભાગ્યવંતા ઘરમાં મેં મારા બચપણના દીવસો કહાડ્યાજત્યાં મારાં બચ્ચાં બી રહેશે!"

"વારૂં પપા, હમે જોઇશું ! તમે તે વાતની કાંઇ ફકર ના રાખો." આલાં બોલી. 'ત્યારે તો બસ, મને એટલુંજ જોઇતું હતું ! છેલ્લી 'સલામ ! જીવતી રહેજે મારી બેટી. અને છેલ્લી સલા–આ–મ તને–બી–મા–ણુ–ક!'

તેવણનો બુઢો નાનવાન હાથ, તરોસ્તો તરોસ્તો તે બીજી છોકરી માણેક તરફ ગયો. એક ધીમું ડચકું ! કાંઇ બોલતા હોય તેમ હોઠમાંથી ધીમો ફુસ ફુસ કરતો અવાજ તે બુઢા શખ્સના મોંહમાંથી નીકળ્યો, અને તેમની શુકણું પોંચી માણેકનાં બોલો–'ઓ બાવાજી– ઓ મારા વહાલા બાવાજી !'_અને, ખલાસ !

તે છેક છેલ્લી ઘડી, છેલ્લી પળ હતી. જે વખતે દીનશાજી બલસારાએ હમણાંજ ઘણુંજ જોયું, અને જાગ્યું હતું. પણ અફ-સોસ. તે તેમના દીલમાંજ દટાઇ રહયું. !

પાયદસ્તની ક્રિયા થઇ ગયા પછી મી૦ મેરવાનજી વકીલે જાહેર કીધું કે ચાલીસા વિત્યા પછી મરનારનું વિલ વાંચવામાં આવશે.

આલાં–મીસીસ ખાન બહાદુર રૂસ્તમને ફફડાટ લાગ્યો. તેવણે ભવાંનો સિક્કો ચહડાવીને કહયું–"કેવું કંટાળા ભરેલું ! કેવું પજવનારૂં મહીનો દહાડો સુધી ડોળા તાણવાનું ! ખાન બહાદુર રૂસી તો એમ ભરૂસે રહેલા છે કે પેલો એવણનો માહીમનો બગીચો, ને એનવા-ડીની ચાલી મારગેજ મુકેલી છે તે એકદમ છોડાવી લે !"

"એમ મહીના દહાડાની ઢીલ નાંખવાનું મેં પોતે કાંઈ સુચવ્યું નથી." મહેરવાનજી વકીલે ઠરાવથી કહયું–"તમારા બાવાએ પેલા વલસાડના એવણનાં પુરાણા મકાન બાબે તમોને કાંઇ કહયુંજની ? તમો તેવણની ખાહેશ બર લાવશો ?"

"હા કોઇ દહાડે જોઇશું ! હમણાં કાંઇ બને નહિં. અમારો કંઇ ત્યાં સમાસ થાય નહીં.!"

'ત્યારે તે મકાન ભાડે આપવાની મને રજા છે ?"

'અરે, તમારે ગમે તેમ કરોની ! તે ઝુંપડામાં જવાનો મારો કાંઈ વિચાર નથી !" અને એમ બોલીને ન તો મેહરવાનજી વકીલને ડોકાંથી નમન કરીને, કે ન તો સાહેબ સલામ કરીને, આલાં ગુસ્સાભેર નિરાશ થઇને પોતાની મોટરમાં ચહડી બેઠી !

'કેવી છોકરી છે !'

ઉપલા બોલોનો કાંઇબી અર્થ તરે કરી પણ તે બોલો, જેવી આલાંની

મોટરનાં એનજીને શરૂઆતનો ખણખણાટ બંધ પાડયો કે મેરવાનજી વકીલનાં મુખમાંથી બાહેર પડયા. ત્યાર પછી તેવણે તરત એક લેટર લખ્યું અને મીસીસ માણેક ફરેદુન જસાવાલાનું સરનામું કરીને તારદેવ આગળની એક નાની ચાલીપર રવાના કીધું.

"ઓ, વહાલા ફરેદુન, આપુને મલશે! મી૦ મેરવાનજી વકીલે આપણને રજા આપી છે. અને સાથે વળી ચાવીઓ મોકલી આપી છે!" માણેક ખુશી થતી પોતાનાં પતી પાસે દોડી ગઇ.

"વાહવા! એતો સારી ખબર સુનાવી!" તે ભોળા દેખાવના, અને પૈસે ગરીબ, પણ અમીરી ખવાસના શખ્સે કહ્યું.—"વળી આપણે તારા વહાલા બાપની ખાહેશની બર લાવશું તેતો જુદું! મારી છુટીનો મહીનો આપણે ત્યાંજ ગુજારશું!" અને પછી જરા ટકોરથી—"આપણે તો જાણે મુંબઇનાં શેઠીઆ ગણાઇશું! વાહ! ગામડે ગોડે એક નાનું, પણ પોતાનું ઘેર હોય, તો જાણે લાંનો એક મહેલ બરાબર! ઘેરનું ઘેર હોવતે તો પાંચ પૈસે સુખી ગણાય! ખરું કેની? વળી તને એક બીજી ખુશાની ખબર કહું? શેઠ લોકોએ મારા પગારમાં દશ રૂપીઆનો વધારો કીધો છે!"

"જોવાનું થાય?"

"ઓહો, હું સમજ્યો!"

એક બાપ જેવા બાપનાં મોતને બીજાને ખાસ આપેલું ગંભીર વચન–ભરોસાપર જાણી જોઇને પાણી ફેરવે, તે છોકરીની ચાલને માટે વિચાર શું હતો, તે ફરદુને પોતાની ધણીઆણીની આગળ તો જાહેર કીધો.

"ગરીબ બીચારા! તેવણ જાણે આપણી સાથે રહેતા હોય તેજ પ્રમાણે તેમને માટેનાં પુરતાં વ્હાલ અને માનથી આપણે વર્તીશું?" તેથી તે ધામે સાદે અને ગંભીરાઇથી બોલ્યો.

આટલા દેખીતા ગેરઇન્સાફ છતાં, પોતાના વ્હાલા પિતા તરફ આવી નાંખતી ની નજરે જોવાનું દીલ દેખાડયું તેની શાબાશીની નીશાની તરીકે માણેક ઉઠીને તેને એક વ્હાલ ભરી કીસ લીધી.

"હા, યાદ રાખજે કે તારા પપાનું કહેવું–કરવું બધીજ વાતમાં ખરું હતું એ વિચારથી નહીં. હું કાંઇ મારા પોતા વિશે બોલતોજ નથી. અલબત્તનાં મારે પોતાને માટે તેવણે જેબી ધાર્યું હશે તે વાજબીજ હશે. કારણ કે ઓલી ચાલીને એક કલાક–સાન પાણીએ પીવલો ઘસડબોરો કરનારજ કર્યો!"

ખવાઇ ગયલાં પાટીયાં કહાડીને બીજા નવાં નાંખ્યાં, અને તેને સસતાં પણ સારાં દેખાય એવાં વોલ પેપરથી શણગારી આ સણગાર પુરો થયો ત્યારે માણેકે એ જોઇને દાંતમાં આંગળાં પકડયા! કે, એજ એક વેળાનું પેલું ગારાંભરાય એટલા કચરા પુંજ ને જાલાંઓથી ભરેલું ઝુંપરૂં તે એક શોભાયમાન મકાનને ટક્કર મારે એવું બની ગયું હતું. 'હાથ ફરે ત્યાં લક્ષ્મી, ને પગ ફરે ત્યાં અવક!' જાણે આગળનું ઝુંપડું નહીં પણ એક નાહના બંગલાના રૂપમાં ફેરવાઇ ગયું હતું!

"બેહેસ્તી તમોને ઘણું સુખ મોકલે, પણ જો તેવણે જીવતા જીવત જોયું હોત તો કેવા ખુશ ખુશ થઇ ગયા હોત!" માણેકથી પ્રસંગની લાગણી દેખડાવ્યા વિના રહેવાયું નહીં.

આજે મરનારનો માસીસાનો ખરો દહાડો હતો. અને આ ગરીબ ધણીધણીઆણીએ પોતાની શુંજાશ મુજબ મરનારની બાજ કરી હતી અને દરોનબાજ કરી પરવારી મોબેદ જમશેદ દારૂનાં આવીને આફ્રીનગાન ભણાવવાની રાહ જોતી માણેક બેઠી હતી, તેણીની નજર બારી વાટે બહાર હતી. કુદરતી રીતે વખતે મરનારનીજ વાત નીકળી. તેવણે ગરીબાઇ સામે કેવી લડત ગજાવી પોતાની હાલત સુધારી હતી. આ તેવણુનોજ ઓરડો હતો જ્યાં તેવણ જુવાનીમાં વાંચવા લખવા બેસતા હતા હવાંજ માણેકને મનથી તેવણ દમણુંગી જાણે આગળના જેવીજ હાલતે ગરીબ, પણ બેદીનાં વહાલથી માલખર, બનીને બેઠેલાજ છે! તેથી બેદી અને તેમાં કોઇ પાસે પૈસા હોય છે તો તે પૈસાથી બાજુંક ગલાને નેક કામો કરવાને શક્તિવાન થાય છે!"

મારી પાસે હજાર પાંચસોજ રૂપીયા હતે! મેં તારી આગળ પેલા બીચારા બુઢા દાવરની વાત કહી છે કે?" ફરેદુન બોલ્યો.

"નહીં વહાલા!"

"બીચારો હેજગારીને જંજાલથી હાલ બે હાલ થઇ ગયો છે! માંગનારાઓ તેને જંપીને બેસવા દેતા નથી બુઢાપાને લીધે કેથે નોકરીબી મલતી નથી. બીચારાને કેટલી કેટલી વખત તો ફાકા મારી દીન કાહાડવા પડેછ! જાણે કેવું દીલ થાય છે કે જો મારી પાસે એક પાંચસોજ રૂપ્યા હોતે તો કોઇ ધરખમ કંપનીનો શેર લઇને તેનાં બ્યાજમાંથી એ બીચારાનું પુરૂં કરૂં."

"લેઓ, આશોની? તમારી વાટ જોતાં જોતાં તો ઊલાબી દુઃખી આવ્યા?" જમશેદ દારૂને જોતાંજ માણેકે નરમ ઠપકાથી કહ્યું.—"ક્યારનું બધું તૈયાર કરી મુક્યુંછ!"

આફ્રીનગાનની ક્રિયા વેગાએ બેઉ ધણીધણીઆણીએ એકેક ખુરસી પર બેઠક લીધી અને તે ગંભીર ક્રીયામાં સુપકીદીથી ભાગ લીધો. એટલામાં માણેકની નજર બહાર ગઇ

"ફરેદુન, જરા જુવોની સામેથી કોણ આવી રહ્યુંછ?"

તે બારણાં તરફ ધસ્યો અને જેવા બારણાપર કોઇએ લાકડીનાં બેત્રણ ઠોક લગાવ્યા તેવુંજ બારણું ખોલ્યું. આ નવો આવનાર એક ભરેલાં અંગનો, આદાર ઉમરનો, પણ ચંચળ દેખાવનો કોઇ ગ્રહસ્થ હતો.

# તમને શું જોઇએ છે?



હમે દરેક જાતનુ નવુ તેમજ સેકન્ડ હેન્ડ સાચાં કામ યુરોપ, અમેરીકાથી ખાસ મગાવ્યે છએ વ્હાઇડેલનાં પ્રિન્ટીગ, તથા લીથો મશીનો, જોબ કામ. માટેનાં, અને ફોટો ઓફિના અપ-ટુ-ડેટ ટેડ્યો અને મશીનો, કટીગ, સ્ટીચીગ ૯ પા ૫ ફુરિટીગ મશીનો તેમજ સ્ટીગ્મો મશીનો હમો ખાસ મગાવ્યે છીએ

તાત્કાલિક જરૂરયાતને પ્હોચી વળવા આ મશીનરીઓનો માગે જથ્થો હમો સ્ટોકમા રાખ્યે છીએ.

એકજ વાર અજમાવશો.

---

# પરોલ મેક્સીમ કું૦

સીતારામ બીલ્ડીંગ,

મુંબાઈ.

# વીસમા સદીનો અજબ ચમત્કાર

## "વીજળીક વીંટી."

જો તમારે મુવેલાં મા બાપો, દાટેલા ખજાનો, ભુત, પ્રેત, દેવતાઈ દરબાર, વ્યાપાર, રોજગાર, નસીબ તકદીર, સુખ-દુખ, નોકરી ચાકરી, ખોવાયલી કે ચોરાયલી ચીજ, કંઈ પણ મન ચાહે છે, તેના લગન મારી સાથે થશે કે નહી, જિંદગીમાં પૈસાદાર ક્યારે થવાશે, દેશમાંથી દોલત મેળશે કે પરદેશમાંથી, વિગેરે મનના હરેક પ્રશ્નનુ સમાધાન, ભુત, ભવિષ્ય અને વર્તમાનથી જાણવુ હોય, ટુંકામા જેને મેસમેરીઝમ યોગ શાસ્ત્ર અને હીપ્નોટીઝમ કેહેવામા આવે છે, તે વિદ્યાના મહાન અનુભવી અને પ્રખ્યાત મહાત્માની બનાવેલી

### વીજળીક વીંટી.

આ વીંટી ગમે તે નાત જાતના ગમે તેટલી મોટી યા નાની ઉમરના દરેક સ્ત્રી પુરૂષ માત્ર પાંચ મીનીટ જરા પણ મહેનત વગર પોતાની હરેક બાબત પ્રત્યક્ષ જોઈ શકે છે ને તેથી દુનિયાના દરેક ભાગમા અમારી વીંટીઓનો જબરો ઉઠાવ અને વખાણ થાય છે—વીંટીમા જોવાની રીત સાથે મોકલવામા આવશે. દરેક વીંટીની કીમત, રૂ. ૨—૦—૦ પેકીંગ ને પોસ્ટેજ, રૂ. ૦—૮—૦ જુદુ.

હીંદુસ્તાન બહાર વી. પી, જતા નથી માટે દેશાવરના ગ્રાહકોએ રૂ ૪—૦—૦ નો પોસ્ટલ ઓરડર મોકલવો.

હિંદુસ્તાનમાં દરેક ગ્રાહકને વીંટી વી૦ પી૦ થી મોકલવામા આવશે. દરેક ગ્રાહકોએ પોતાનુ નામ ગામ અને પોસ્ટ સ્વચ્છ અક્ષરે લખી મોકલવું. નોટપેડ પત્ર લેવામા આવશે નહિ એકવાર—અમારી વીજળીક વીંટીમા અમારા લખવા મુજબ ના જણાય તો તે વીંટી વી૦ પી૦ થી પાછી મોકલી તેની કીંમત એ રૂપીઆ પાછા મગાવી લેવા કરો સાહેબ આથી વધુ સંતોષ તમને શું જોઈએ ? લખો——

## એમ૦ પી૦ મહેતાની કું૦

નડીઆદ—ગુજરાત.

ઉપર લઇ જઇ તેમને ખુરસી આપી બેસાડયા. થોડીકવાર તો તેરશે આસે પાસે, ઉપર નીચે, ચોરો તરફ નજર કરવામાં જરશે તે મકાનની સર્વે કરવામાં કાઢી અને પછી બોલ્યા "હું આં કામની વાતચીત કરવા આવ્યો છું. આજે કાંઇ મોબેદ બાદશાહની હાજરી ચાં દેખાય છે?"

"હા સાહેબ, ફરમાવો! શું કામ છે? અને આજે હમોએ મરનારની બાજ કરી છે તેથી જમશેદ દારૂ આફ્રીનગાન ભણે છે!"

"અંઅ! સારૂં સારૂં! અને એ ભાંગાં તુટાં ભંડારોને હાલની હાલતમાં લાવવા સુધ્રાને સારૂ તમોને ખરચ થયો હશે!"

ફરેદુનને શરમ પેદા થઇ. કેમ કહે કે તેણે પોતેજ રગડ મેહેનત કરીને ખરચ બચાવ્યો હતો!

"ચાલો સાહેબ, તમારૂં કામ શું છે તે ફરમાવો! મેં જે કાંઇ કીધું હશે, તે મારી મરજી ખુશી વગર તો નહીં કીધું હોય? અને તેથી બધારે અમતનું તો એકે એક જાતની ફરજને મારે કીધું છે!"

"ઓહો! તમે ફરજ સમજીને કીધું? તમારૂં, જમાઈ તરીકેનું નામ પોતાનાં વીલમાં જણાવવાનાજ અખાડા કરેલા, તેવા સસરા તરફની તમોને પણીક ફરજ બજાવવાની બાકી હતી! અને તમારી ધણીઆણીનાં નામપર તો આખી એક રૂપીઆની રકમ કહાડી ગયા છે, તેમાંથી આ ક્રિયા કીધી હૈં?" મેરવાનજી વકીલે ટકોર કરી કહ્યું.

"એક મરનાર ધણીને આવી રીતે વગોવવાની તમે કેમ હીમ્મત કરોછ? તેઓ ભલે નેક હતા, પણ તેવાજ મારા મુરબીજ હતા! અને તેમને માટે એકબી નકસુકન હું તામોશ કરી શકનાર નથી." માણેક ઉત્તર લીધો.

મી૦ મેરવાનજી તો એક તરફ ફરેદુનનું, અને બીજી તરફ માણેકનું મોહુંજ જોતા રહ્યા.

"એ ફરેફાર ત્યાંથી હવાં ભાણલાવ્યું!"

"હું લાવ્યો!" ફરેદુન બોલી ઉઠયો.

"અંઅઅ"–માણેક તરફ ફરીને–"મરનારે એમાં કાંઇ ફેરફાર કરવાનું નહીં સુચવ્યું હતું?"

"નહી"

બેઉ ધણી ધણીઆણી અજાયબીથી એકેકનું મોંહ જોવા પડયાં.

"જ્યારે તમો તમારી ફરજ જેવું સમજોછ, તો મેહેરબાની કરીને આ સ્ક્રૂ પાછા કાઢો, હું તમોને જણાવશ કે મરનારે શું ફેરફાર કરવા ચાહ્યો હતો."

એક બોલમી બોલ્યા વગર, તે પોતાનાં ઓજારની ડાબલી આગળ ગયો અને ("સ્ક્રૂ ડ્રાઇવર) પેચીકસ લઇને કામે મંડયો. બે ત્રણ મીનીટમાં તો દીવાલમાં લાફા મારેલા હતા ત્યાંથી સ્ક્રૂ કાઢી અલગા કીધા.

"અરે હા, તમારાં બહેન, મીરીસ ખાન બહાદુર રૂસ્તમજીને એ જગ્યા જોઇતી નથી તેથી તમારી ખુશી પડે ત્યાં સુધી મફત, ભાડાં વગર તમો ત્યાં રહી શકશો!"

"ઓ, ત્યારે તો કેવું મજાહનું!" માણેક બોલી ઉઠી.

"અને એકે બીજી વાત તમોને કહુંછ," તે પરોણાએ બોલવાનું ચાલુ રાખ્યું. "નીચેનાં એક નાકેના ઓરડામાં પંદર રૂપયે તાડીનું પીઠું ખોલવા માગેછ. કારણ એ રસ્તે થઇને નવી સડક બનશે ત્યારે સારી ઘરાકીની આશા રાખીને તે ત્યાં આવવા માગે છે."

"તમારા નામચીન ભાડુતને કહેવડાવ જો કે તમારાં પોતાને માટે કોઈ બીજી લાયક જગ્યા હુંડી લેય!" ફરેદુન ઠમઠમીને સખતાઈથી બોલ્યો–"જે જમીન પર, જે મકાન પર, આશો ફરાંતની નજર હોય, ત્યાં કસાલખાનું–પીઠખાનું–રાખીને મરનારનાં રૂવાંનને ક્રમક મારૂ ઉપજાવવા કરતાં તો એ ખાલી રહેવુંજ ભલું! મને પંદર રૂપ્યા બી નથી જોઇતા!"

"ચાલો ત્યારે હવે આ એક થોડું બાકડ કામ બાકી રહ્યું છે તે સિવાય બીજું કાંઇ કામ રહ્યું નથી." (બતાવીને) "જોની મર

નાશની ખાયશ એ હતી કે આ તખતો કાહડી ને બીજે લગાડવો ! દેખાયછ તો વિચિત્ર ! નહીં ? એ'બી જાણે એક જાતનું ઘેલાપણું!"

"ગમે તે હોય ! ઘેલાપણું કે સ્યાણપણું પણ તે કરવું જોઈએ !" ફરેદુન બોલ્યો.

"બસ ત્યારે એટલુંજ, વધું કાંઈ નથી. અને તમો કહોછ કે એ કરવુંજ છે, તો પછી એ પુરૂં થાય ત્યાં સુધી હું નહી ધાર તો કે મારે થોભવુંજ જોઇયે ! હું રજા લઉ છું ! સાહેબજી." એમ બોલી મહેરવાંનજી વકી લે પોતાની છત્રી બગલમાં મારીને ચાલતા થયા.

ફરેદુન, જાણે એ વધારાની મહેનતથી કંટાળો ન લાવતાં–ખુશ ચેહેર–જાણે મરનાર ની ખાહેશ બર લાવવામાં મોજ માનતો હોય તેમ, મનમાં મલકાતો, અને મોંહેથી સીસો ડીમાં કોઈ રાગ લલકારતો જણાતો હતો.

"તમારા પપાનાં બી કાંઈ વિચીત્ર ખ્યાલ હોવા જોઈએ !" તેણે તરત ટીકા કીધો. માણેક જે રાંધણીમાં કામે વળગેલી હતી, તે એ સમજી પાછી આવી. "શું કામ એટલી બધી હેજગારી કરોછ ? વાહલા મારી તો ખાત્રી છે કે પપાએ ખાલી, મજણુતી તરફ ખ્યાલ રાખીને ફરમાવ્યું હશે."

ફરેદુન કાંઇ વધુ બોલ્યો નહીં. તે તો કામપર મંડયો. તેણે તે પાટીયું વહેરી કહાડયું. અને નવાંને છેદ પાડી તૈયાર કર્યું. પણ તેની સીસો ડીનો અવાજ તેમજ ઠોકઠાક એકાએક બંધ પડી ગયું, અને તરત ગંભીર ચુપકીદીએ તેની જગ્યા લીધી ! અને પછી 'અરે !' નો અજાયબીનો અવાજ થયો.

માણેક તે સાંભળી દોડતી આવી પુગી. "કેમ? શું છે વહાલા ? "

'આવીને આ જો !' ફરેદુને કહ્યું.

તેણી તેની પાસે દોડી આવી કે ફરેદુને તેના એકહાથમાં આરસાની રંગનું મોટું પરબીડું અને બીજા હાથમાં એક કાગળનું બંડલ મુકયું ! 'કામ કરતાં અને ઠોક ઠાક કરતાં એ પરબીડું નીચે સરી પડયું અને સીલ તુટી જઇને આ બંડલ મારી નજરે પડયું ! અરે ! જો ! જો ! !"

ફરેદુન 'કરન્સી નોટો એક પછી એક ઉછલાવતો બોલ્યો. 'સો સોનો અકેક ટુકડો છે અને વળી બરાબર સોજ ટુકડા ! દશ હજાર રૂપિયા ! દશ હજાર રૂપિયા કોણે કહ્યાછ !"

'ઓ ફરેદુન' માણેક કાંઇ વધુ બોલી શકી નહીં.

ફરેદુનનું મોંહ પણ સફેદ રૂની પુની જેવું થઇ ગયું હતું.

'પણ એ પૈસા આપણા નથી' તેણે મજ બુત મનથી જણાવ્યું.

'આહ ! જો આપણા હોતે તો કેવું સારું ?'

આ વખતે બારણા પર કોઇના ઠોકા સંભળાયા. ફરેદુને તે બંડલ પોતાના કોટના ખીસામાં મેલી દીધું. અને બારણા તરફ ધસ્યો. અ જઇને જુવે છે તો મેરવાનજી વકીલ પાછા ફરેલા જણાયા !

'એક એ વાત તમોને કહેતાં હું ભુલી ગયો, તેથી મને પાછું આવવું પડયું.' તેવણે ખુલાસો કીધો. 'મને અંદર આવવાની રજા છે?'

'હા બેલાશક ! મોકળી ખુશીથી ! અને એક લેખે તમો આવ્યા તેથી ખુશી થવા જોગ છે ! ઘણું સારૂં થયું' તેઓ પાછા ઉપલા ઓરડામાં ગયા અને ત્યાં તેવણે બેઠક લીધી 'એ ફરેકારમાં કેથે 'ચોર વખારો' હશે તેમાંથી આ પાકીટ સરી પડયું. અને તેમાંથી આ નોટનું બંડલ સરી પડયું છે, અને એ તમારે હસ્તકલઇને મને જવાબદારીમાંથી બચાવશો?' એમ બોલી ફરેદુને તે બંડલ મેરવાંનજી વકીલને હવાલે કીધું.

થડે કલેજે, મેરવાનજી વકીલે પોતાની ચમકતી આંખો વડે અકેક પછી એક નોટો ગણી જોઈ અને પછી ધીમેથી બોલ્યા 'બરાબર છે. દશ હજાર બરાબર નીકળ્યા !'

'ત્યારે તમે જાણોછ કે એટલી રકમની નોટો હયાં સંતાડેલી હતી તે !' માણેક અજાયબીથી પુછ્યું.

'હા, બરાબર, હું જાણું છું ! પણ ચાલો હવે કામ કરીએ. એક ચીજ જે તમોને જણાવવાનાં

હું ભુલી ગયો, તે એ કે મરનાર દીનશાહજી રૂસ્તમજી અક્ષસારાનાં સૌથી છેલ્લાં વસીયત નામાં ઉપરથી એવું માલમ પડેછે કે તેવણની સઘળી દોલત, તેમનાં સગાં વહાલામાંથી જેણે પછી તે મરદ હોય કે ઓરત તેને, મરનારના વકીલ એટલે મારી પોતાની ખાત્રી લાયક, સાબેત કીધું હોય કે તે મરનારની યાદ અને ખાહેશને માન આપે તેને મલે. અને જો બે જણા એ પ્રમાણેની સાબેતી આપે તો તે બેઉ જણ વચ્ચે સરખે હીસ્સે વહેંચી આપવી. પણ એક વધુ શરતે કે જેને પોતાનાં પ્રમાણીકપણાની સાબેતી હોય ? જો પ્રમાણીકપણાની સાબેતી આપવામાં નિષ્ફળ નિવડે તો તેને વારસા હિસ્સામાંથી બાતલ કરવો. અને હું જાણું છે, અને મારી ખાત્રી થયલી લાગેછે કે તમો બેઉ ધણી ધણીઆણીએ પોતાનો દાવો પૂરેપુરો સાબેત કર્યો છે તેથી તમો બેઉજણાને અરધો અરધ હીસ્સો મલશે ?'

'હું–હું નહીં સમજી શકતી ! મને સમજ નથી પડતી ?' માનેક લથડતી જીભે બોલી

'નહીં ? સમજ પડતી ?' મેરવાનજી વકીલ બોલ્યા અને પોતાને ગાલથી પટપટયા 'કેવી ભોલી અને ભલી છોકરી.' 'જુવો હું તમોને સમજાઉં છ તમારા ધણી અને તમોએજ મારા મરહુમ મીત્ર તે તમારા બાપ તરફ સાચો પુત્રભાવ અને વહાલ ખરેખર વહાલ દેખાડયું છે અને વળી આ નોટો જે તમારૂં પ્રમાણીકપણું અજમાવવા માટેજ હતાં છુપાવી હતી, તે તમોએ ચુપચુપ હજમ નહીં કરતાં ગરીબ છતાં લાલચને વશ ન થતાં જો કે એ બી તમારી પોતાનીજ મતા છે, પણ કમનસીબે તમોને પોતાને વારસામાં નહીં મળેલી તેથી પરાઇ મતા સમજીને મને પાછી હવાલે કીધી તેથી તમારૂં પ્રમાણીકપણું સાબેત કરી આપ્યું. અને હમેશ યાદ રાખજો કે નેકીનો બદલો ખોદા આપ્યા વિના રહેતો નથી. અને હું જાણીને ઘણોજ ખુશ થયો કે તમોએ પ્રમાણીકપણું બતાવી દશ હજાર રૂપીઆની રકમને ઠોકરે મારી. તો તેનાં બદલામાં, તમો એથી ઘણીજ વધારે—દશ હજાર નહી, પણ એથી વીસ હજાર ઘણી વધારે—બે લાખ રૂપીઆથી રકમના માલીક હવે થશો ! અને હવે એ બી તમોજ રાખો. એ તમારી પોતાનીજ મીલકત છે. એનું તમારે ગમે તે કરો. ચાલો, હું હવે જાઉં છું. મારી ટ્રેન ચુકી જવશ ! સાહેબજી."

"ઓ, ફરેદુન !" માણેક ધડકતી છાતીએ, જ્યારે તેઓ એકલાં પડયાં ત્યારે બોલી—"એ ટલા બધા રૂપિયાનું આપણે શું કરશું ?"

"ખોદાએ તમોને બક્ષેસ કીધી, તો તે વડે ભલાં કામો કરો ! દુખીના દર્દ ટાળો–મોહતાજ બંદાની હાજત ટાળો—ભુખ્યા તરસ્યાની દાદ લો ! અને તેમની દુવા આશિર્વાદ લેઓ ! એ દોલત આપણી પોતાનીજ સમજીને, આપ સ્વાર્થી બનીને, આપણીજ મોજ શોખ–આપણુંજ સુખ—સગવડમાં ગુમાવવી નહી જોઇએ ! એ તો પારકી–ખોદાની મતા, આપણા હવાલામાં સોંપી છે ! આપણા શેઠ ખોદાએ આપણને 'કેશયર' (શરાફ) બનાવી આપણને જાગે નોકરીએ રાખ્યાં છે ! આપણે એ દોલત સમાર્ગે વાપરી, આપણા શેઠ ખોદાની શાબાશી મેળવવાની છે !"

તેને આ વાત પરથી આ વિચાર સુઝયો. તેનાં ચેહેરા પર ખુશાલી ચમકી રહી. અને બોલ્યો—"અરે હા ! ઠીક યાદ આવી શરૂઆત તો સારી થશે. આપણે પેલા બુઢા દાવરને મદદ કરી સંકટમાંથી છોડવશું તો તે બીચારો હજારો હજાર દુવા દેશે ! કહેછે કે કરતે જો હવાનું હવાંજ છે, તે જોયું ? આપણે તો મરનારની—મારા પીદરની—ખાહેશને ખાતર કીધું ! અને તે નેકીનો નતિજો જોયો !



## " એવારે દિવસો ક્યારે આવશે ? "

### ( ગરબી. )

" ઓધવજી સંદેશો કહેજો શ્યામને." (એ રાગ.)

એવારે દિવસો તે ક્યારે આવશે ?
ભૂલી જઈશ સંસાર તણું હું ભાન જો,
ભેદ ટળી જાતાં સ્થિર થઇશ હું બ્રહ્મમાં,
પરબ્રહ્મની શક્તિનું કરીશ હું પાન જો. એવારે. ૨

અળગા થાશે વિષય વિકારો અંગથી,
સમુળગો મનથી ટળશે સંસાર જો;
માન પ્રમાણે દેખીશ સઘળી માનુની,
વિનાશ કારી જાણીશ વિષય વિકાર જો. એવારે. ૩

પોતાના સરખા જાણીશ સર્વ પ્રાણિને,
મનમાંથી કાઢી નાંખીશ હું મોહ જો,
અંતરમાં આનંદની છોળો આવશે,
દિલ દરિયામાંથી ટળી જાશે દ્રોહ જો. એવારે. ૪

ચિત્તમાંથી સંસારની ટાળીશ ચાહના,
મોહ મમતના કાઢી નાંખીશ મૂળ જો,
લાલચ લોભ, વિકારો વિષ સમ લાગશે,
સંશયને ભ્રાન્તિનું ટળશે શુળ જો. એવારે. ૫

પ્રિતમ સંગાથે બંધાશે પ્રીતડી,
દૃષ્ટિથી વિકાર થશે પછી દૂર જો;
પડે તણાઇશ નહિ હું પ્રવૃત્તિના પૂરમાં,
નજરેથી નિરખીશ નિવૃત્તિ નૂર જો. એવારે. ૬

સાહિરૂપ થઇ બેસીશ હું સર્વદા,
હમરમાહ હું સદા રહીશ ઉદાસ જો,
પ્રિતમની જોડે બાંધીને પ્રીતડી,
રસિયા સાથે રંગથી રમીશ હું રાસ જો એવારે. ૭

ભોજનની કાઢી નાંખીશ હું ભાવના,
સમુળગા કાઢીશ ઇચ્છાના સ્વાદ જો;
વૃત્તિ નાંખીશ રાત દિવસ વૈરાગ્યમાં,
નીતિને ભક્તિનો કાઢીશ નાદ જો. એવારે. ૮

આસન અડગ રહીશ પછી એકાંતમાં,
સગાં-કુટુંબનો ઓછો કરીને સ્નેહ જો,
શોધ કરીશ હું સ્નેહે નિજ સ્વરૂપની,
ને પ્રભુની સાથે બાંધીશ હું નેહ જો. એવારે ૯

અભેદવાદી થઇને હું આનંદમાં,
રહીશ ભવાની હું તો દિનને રાત જો,
સાંપડશે શાન્તિની સંપત્તિ સ્હેજમાં,
ને પછી સુજને મળશે અજબ નિરાંત જો એવારે. ૧૦

લીંબડી. } ભવાનીશંકર નરસિંહરામ કવિ.

# દુઃખીઓનો ખાસ દોસ્ત.

**ભલા, આ કાંઈ લેભાગુ ઉપાયો સમજશો નહિ મોટા અનુભવ અને ઉત્તમ વૈદકજ્ઞાનના આ રામબાણ ઉપાયો છે. એકવાર જરૂર અજમાવશો.**

### સફેદ કોઢનેર ગતપીત.

આ હીંનપસ્તી ભરેલી બીમારીમાં જે કમનશીબ મરદ યા ઓરત સપડાયાં હોયે અને જેઓએ એ બીમારી લાઇલાજ સમજી પોતાની જીંદગી ધુળમાં મળેલી સમજી હોયે તેઓને હવે નવી ખુશી અને નવી જીંદગીની આશા પેદા કરી આપનારી એક બહુજ ચમતકારીક દવા મારી વરસોની થાકવી નાંખનારી મહનત અને ચાલુ કોશીશ અને મોહ[illegible]ા ખરચથી ફતેહમંદ નુસકાઓ હાસીલ થયા છે. [illegible] એવા તો ચમતકારીક છે કે આવી વીકટ બીમારીઓ કે જેને લાઇલાજ સમજી ગઇ છે તેને માત્ર ત્રણ દીવસમાંજ અસર કરી શકે છે અને પંદરથી [illegible]૦ દીવસમાં તો જાણે કોહોડ ચયોજ નહી હોયે તેવી રીતે ડાઘો નાબુદ થઇ જાય છે.

એજ મુજબ રક્તપીતની બીમારી પણ એટલીજ ટુંક મુદતમાં સમુલગી જતી રહે છે. પછી તે ગમ તેવી પુરાણી અને ગમે તેટલી હદે કાંય નહીં પુગી ગઇ હોયે—

વળી એ દવાની ખુબી એવી છે કે તે લગાડવામાં યા ખાવામાં કશી પણ રીતની અડચણ યા કડાકુટ જેવું નથી. માત્ર એકથી ૨) ટીપ ખાવાની અને એટલાંજ ટીપાં રોજ ડાઘો ઉપર લગાડવાની છે. તેમજ વળી કાંઇ કરીમ રહેઝી જેવું પણ નથી.

એ દવાઓ એટલી [illegible]ી તો અસરકારક અને ખાત્રી પુર્વક છે કે દવાઓની કીંમતનો એક ભાગ રોકડો લઇ બાકીનો ભાગ બીમાર સારો થવા પછી લેવાને તૈયાર છઇએ માટે મહેરબાની કરી એવાં બીમારોએ નીચલે સરનામે પોતાના બીમારીની પુરતી વિગત ઉપર કેટલા વખતની બીમારી છે. કોણ કોણનાં ઇલાજ કીધા છે. તે સરવે વીગત લખી જણાવવી કોઢોડનાં બીમારો ડાઘ કયા રના છે અને કેટલા કેટલા મોટા છે તે જરૂર લખવા.

તૈયાર ઉપરાંત નીચલી અકસીર દવાઓ હાલમાં [illegible] થઇ છે—માત્ર એકજ વખત મંગાવીને ખાત્રી કરશો તો માલમ પડશે એ દવાઓ ખાલી અને તીહારી નથી પણ ખરેખરી ફાયદા કારક એક અકસીર દવાઓ છે. અને એની કીંમતની એક પાઇ વસુલ કરી આપનારી છેઃ—

**રોગને ઇંનતેખાબ**—આ એક અકસીર તેલ કે એ તેલની માલીશથી એરા લેસીસ જેવી વીકટ બીમારી થોડાજ દીવસમાં નાબુદ થઇ જાયે છે.

એજ તેલથી ગમે તેવું કોજાક રુમેટીઝમ પણ જડ મુલથી જતું રહે છે—કીંમત શીશી૧) નાંરૂ.૧૫

**સુરમો નંબર ૧.)**—આ સુરમો ગમે તેવું જુનું અને સખત આંખનું જાલુ-ફુલું થોડાજ દીવસમાં કાપીને ઇનસાનને નવી રોશની અને નવી જીંદગી બક્ષે છે—કીંમત૦) તોલાની શીશીના રૂ. ૬

**સુરમો નંબર ૨)** આ સુરમાંથી રાતઅંધણા પણ માત્ર ૮) દીવસમા દુર થઇ જાયે છે. અને કદી પાછું થતું નથી—કીંમત ૦) તોલાની શીશીનાં રૂ. ૪)

**સુરમો નંબર ૩)** આસુરમો દરેક માણસને હમેશનો ઉપયોગી છે. એનાં [illegible] આંખની બીનાઇ છે—કીંમત ૦) તોલાની શીશીનાં રૂ.૩

**સુરમો નંબર ૪)**—આ સુરમો પણ નંબર ૩) નાં જેવોજ છે. પણ એની કીંમતમાં ફ[illegible]

# નેશનલ ફિનેનશિંગ એન્ડ કમીશન કોરપોરેશન, લીં૦

વડી ઓફીસઃ—૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુબઇ.

**જેના રૂ. ૧ કરોની થાપણ રૂ. ૨૫ ના**

**૪ લાખ શેરમાં વહેંચી નાંખી છે.**

જેમાંથી રૂ. ૨૫૦૦૦૦૦ ની થાપણ ભરાઇ ગઈ છે.

કરંટ ડીપોઝીટ માટે વ્યાજનો દર „ ૩% દર વર્ષે

સેવીંગસ બેંક ડીપોઝીટ માટે „ ૪% દર વર્ષે.

ફીક્ષ્ડ ડીપોઝીટ માટે બાર માસ માટે, દર ૪॥% થી ૫%

ટુંકી મુદતનાં દર અરજ કરવાથી મળી શકશે.

દરેક જાતનું બેંકીંગ અને કમીશનને લગતું કામકાજ કરવામાં આવે છે.

યુરોપ અને જાપાન માટે રૂના કનસાઇનમેંટો સ્વીકારીએ છીએ અને ત્યાં વેચીએ છીએ.

રૂ ઉપર મુંબઇમાં નાણાં ધીરવામાં આવેછે.

૩॥ ટકાની સરકારી લોનો વેચીએ અને ખરીદીએ છીએ.

**ધી ઓનરેબલ સર ગંગાધરરાવ ચીટનવીસ,**

કે. સી. આઇ. ઈ., બેંકના ડીરેકટરોની બોર્ડના સરનશીન

## નિત્ય અને ઉ'ચ્ચનું નિરૂપણ.



જે નકલી છે અસલીમાં નવલ શું જાણે
" અસત " કેમ " ઉદય " નો ઉત્કર્ષને માને—જે.
પરમાર્થીની ઉર્મીના છોલા રહ્યા ઉછેળ
કુબુધ કહો કઠેલને ઉકકેલી શું જાણે—જે.
પહેરે ખદન જો મોરનું નાસુસ બની રહે કુખ
ઝુલી પડી રહી પાંખ મુર્ખ કાગ શું જાણે—જે.
ભંગુ કદી ન ખ્યાલી રહે મગર તણા અછાક
બ્રહ્મવાદની આંકની જડવાદ શું જાણે—જે.



## ઇશના ચિન્તમાંજ છે સાચુ પ્રિત.



ઇશ તણા હિતમાં છે પ્રીતિ કામની
ન કામ વાસનામાં રહે પ્રીતિ કામની—ઇશ.
જપે ભક્ત ઉગારી કરો ધર્મ નામની ધર્મ નામની
થાલી ઠાઠે સાજ નહી પ્રીત કામની—ઇશ.
અમન ચમન ભેશ મોજે પ્રીત નામની પ્રીત નામની
રંક અધીક સુખ માને પ્રીત કામની—ઇશ.
સાધુ સંત જપન કરે પ્રભુ નામની પ્રીત કામની
સંપ સુખ હાય ના ત્યાં પ્રીતિ કામની—ઇશ.
સેવા રતન જેવી કરે પ્રીત કામની પ્રભુ નામની
લાહુર ભુવન ભાખી રહ્યા પ્રીત કામની—ઇશ.

## ૨૦ મું.

### મુંબઇમાં આવેલા પારસી ડાકટર

# સાયન્સ ઓફ નેચ્યુરોપેથી

### અથવા

## અમેરીકાની જાણીતી દવાદારૂ વગર

### માત્ર કુદરતી ઉપાયોથી ઇલાજ કરવાની વિદ્યા.



આજ કાલ જ્યારે આપણા દેશમાં દુખો ઘણો વધી પડ્યાં છે, અને જર્મીઝ્રાગ ચાલુ બી મારીની ફર્યાદો થઇ રહી છે, કે જેમને એલોપથીની દવા દારૂઓ કાંઇ ફાયદો કરી શકતી નથી ત્યારે વાંચનારાઓ જાણીને ખુશ થશે, કે આ નવી સાયન્સ એટલે કુદરતી ઉપાયોથી દરદોને સાજા કરવાની વિદ્યાના સઉથી પહેલા ડાકતર થઇને, એક પારસી જવાન્યોં અમેરીકાથી અત્રે આવી પુગ્યો છે મુંબઇના જાણીતા નામે જમશેદ પત્રમાં દવા વગરનો 'ડાકટરના' મથાળા હેઠળ ચાલુ લખાણો, જે 'ma' ના તખલ્લુસ હેઠળ બે. પી. માદન અત્યાર સુધી કરતા હતા, તે કદાચ ઘણા વાંચનારા જાણતા હશે, અને આ જવાન્યાતે મી૦ માદનના વડા છો કરા થાય છે. ગેએલા ૧૯૧૧ માં આ કુદરતી વિદ્યાનાં દાકતર થવા ગયા હતા, જેમાં બે વરસ અભ્યાસ કરી. દાકટર ઓફ ફીઝીકલ્ટોપેસની ડીગ્રી મેળવી, ત્યાંથી થોડાક આગાડીયા લંડનમાં, કે જ્યાં આ વિદ્યાનો પ્રખ્યાત થયેલો શોધક મી૦ બરનાર મેકફેડન હાલે કામ કરી રહ્યો છે, તેમનાં ખાસ હાથ હેઠળ થોડાક અઠવાડયા કાઢી લગભગ એક સેન્ટો જેના થઇ અતરે પોતાનો ધંધો ચલાવવા પાછા ફર્યાં છે. જાણુના મેળ એવણુના પીતા બેરામજી માદનની ખાહેશ એવી છે કે સાંતાક્રુઝમાં એક એવી સેનીતોરીયમ કાઢવી કે જ્યાં જેઓ આ કુદરતી ઉપાયોની ખાસ ત્રીતમેન્ટી લેવા ઇચ્છતા હોયા તેવા ચાલુ દરદથી પીડાતા દરદીઓને, આ જવાન દાકટર ખાસ દેખરેખ હેઠળ રાખી તેમનાં દરદો સાજાં કરવાં. તેમજ જે જવાન્યોમાં તનદોરસ્તી સાચવવાની. વિદ્યાનો અભ્યાસ કરવા માંગતા હોય તેમના માટે, એક કલાસ ઉઘાડવો આ ફીઝીકલ્ટોપથીનો શોધક, મી. બરનાર મેકફેડન જે આખી દુનિયામાં સઉથી વધુ પ્રખ્યાત થયેલો ફીઝીકલ કલચર એક્સપર્ટ ગણાય છે, અને જેને તે માટે ચીકાગો

શહેરમાં મોટા પાયા ઉપર એક કોલેજ કાઢી છે કે જ્યાંથી સાંભળવા મેળે, હજારો મરદો તથા ઓરતો વટીક આ કુદરતી ઉપાયોના દાક તર થઇ બાહેર પડયા છે. એવું કહેવાય છે કે આજે અમેરીકામાંલગભગ ૪ થી ૫ કરોડ લોકો, દવાનો મુદ્દલ ઉપયોગ કરતા નથી; અને એ લોકો ઘણી સારી તનદરોસ્તી ભોગવતા થયા છે. વાચનારાઓને કાંઇક ખ્યાલ આપવા આ વિદ્યાની અગત્યની બાબદ ટુંકમાં દરશાવીશુ.

એના શોધક, મકફેદનતું એવું કહેવું છે કે જે શકિત(Energy) આ માણુસાઈ સંચા(શરીર)ને ચલાવે છે તે સઘળી ગ્નાનતંતુઓ (Nerve centres)માં બરડાની કરોડમાં અને ભેજામાં રહેલી છે. એ શકિત શરીરમાં કેટલી ફરી વળે છે તેનો આધાર લોહીનાં ગુણ અને સ્વચ્છતા ઉપર રહેલો છે બરડાની કરોડ અને ભેજાંમાંથી આ શકિત નીકળી છે અને તેથી કરીને જ સઘળા પ્રમાણીક અવ્યવોનું અગત્યનું કાર્ય થઇ શકે છે.

હવે, ફીઝકલ્ટોપથીમાં જે સહુથી મોટો ભાર મેલવાય છે તે એ કે લોહીને પવીત્ર કરવું અને તેમાં જીંદગી આપનારા તત્વો દાખલ કરવાં અને, આ હોજરી તથા હ્યરો કાઢવા નાળા(Alimentary canal)અવયવોને, સાય નતીરીક રીતે મજબુત કરવાથીજ થઇ શકે છે. લોહીને તેજદાર અને પવિત્ર કરવા પછી ફીઝકલ્ટોપથીનો દાકતર પોતાનું ધ્યાન ગ્નાન તંતુઓ (Nerve centres)ને તેજ કરવા ઉપર દોડાવે છે. બરડાની કરોડને મજબુત કરી તેના સઘળા ભાગો સીધા ટટાર થાય એવું કરાય છે. આખા શરીરની શકિત અને પ્રાણીક શકિત અને સઘળો આધાર એક મજબુત થયેલી કરોડ ઉપર રહેલો છે. આ પ્રમાણે તમો જોઇ શકશો કે, ફીઝકલ્ટોપથી દરદના મુળને જડ મુળથી ઉખેડી કાઢે છે.

બંધાય એવા તત્વો રહેવા છે, દરેકેદરેક નાનામાં નાના ભાગમાં, જીંદગીનાં ઝરા યાને પવિત્ર લોહી કે જેમાં પ્રાણીક-શકિત મોકલાવી આપવામાં આવે છે. એમ કરીને કરોડ તેજદાર. સીધી અને મજબુત થઇ, આખા શરીરનું એક અસાધારણ કીમતી બંધારણ થાય છે.

આપણે ઇચ્છીશું કે, સાજા કરવાની આ નવી સાયન્સથી કરી ઘણાક દરદીઓનું દુખ ટળે, તેમજ એવા બીજા ઘણાક મરદો તથા બાઇઓ વટીક આ વિદ્યાનાં દાકતર થઇ આપણા દેશમાં લોક સુખાકારી વધવા પામે કે જે માટે ખાસ રામબાણ Remedial exercise કસરતો કે જે મેકફેદનની પોતાની ખાશ શોધી કાઢેલી છે તેમજ મસાજ વિગેરે દરદીને અપાય છે એ સિવાય, દરદીની દરરોજની જીંદગી ઉપર ખાસ ધ્યાન અપાય છે. એટલે તે કેટલું ખાય છે, કયારે ખાય છે, હવા પાણીનો પુરતો લાભ લે છે, કે નહી ટુંકમાં સવારથી ઉઠે ત્યારથી તે રાત્રે બીછાને સુવા જાય ઉપર દરમ્યાન દરદી કેવી જીંદગી ગુજારે છે જે તે ઉપર ધ્યાન રખાય છે અને ત્યારેજ દરદોનાં કારણ દુર થઇ, તે માણુસ ખરી તનદરોસ્તી ભોગવતો થાય છે.

ખાસ કરી ચાલુ (Chronic) દરદથી પીડાતા લોકોને, ફીઝકલ્ટોપથીની સારવારથી ઘણી સરસ રીતે તનદરોસ્તીને ફાયદો થાય છે. અને એવી ખાસ વિદ્યા લોક ઉપયોગ માટે શીખી આવવા માટે મી૦ માદનને આટલો બધો ખરચ અને મહેનત લીધી છે તેથી આપણે એમને મુબારક બાદી આપીશું તેમજ અમુલ્ય જાતના દુખ નીવારણ કરવા માટે, એમને ફતેહ ઇચ્છીશું.

---

# એક અસાધારણ લાભ.

## લેખકો માટે ખાસ.

**બે ગિની** ફુલ્સ કેપના લગભગ ૬૦ થી ૮૦ પાનની કોઇ પણ સંસારી યા ઐતિહાસિક લાંબી વાર્તા માટે

**એક ગીની** એક નાની હિંદુ સંસારિક યા ઐતિહાસિક વાર્તા માટે.

**અર્ધી ગીની** એક સુંદર રમુજી સ્કેચ માટે.

**એક ગીની** એક નાની પારસી સંસારી વાર્તા માટે.

**રૂપિયા દશ** ફુલ્સ કેપના ૧૨ થી ૧૫ પાના જેટલા કોઇ પણ બાબત પરના ઉત્તમ વિષય માટે.

ઉપલા ઇનામો ગુલશન અને સ્વતંત્રના માલેક તરફથી ખાસ જાહેર કરવામાં આવ્યાં છે, આ ઇનામની હરીફાઇ તા૦ ૨૫-૧૨-૧૯૧૩ સુધી ખુલ્લી રહેશે.

**લેખકોએ નીચલી સુચનાઓ ધ્યાનમાં લેવી.**

૧ ટુંકી વાર્તા ફુલ્સ કેપ ૧૨ થી ૧૫ સાઇઝની હોવી જોઇએ.

૨ એકથી વધુ હરીફાઇમાં ઉતરવાની દરેકને છુટ છે.

૩ લખાણોની માલેકી પર લેખકનો હક રહેશે નહિ.

૪ ઇનામની હરીફાઇનું પરિણામ ૧૯૧૪ના જાન્યુઆરીનાં પહેલાં અઠવાડિયાંના સ્વતંત્રમાં તેમજ જાન્યુઆરીનાં ગુલશનમાં જાહેર થશે.

૫ અધિપતિનો અભિપ્રાય છેવટનો ગણાશે.

લખો. હરીફાઇ

C/o અધિપતિ, ગુલશન અને સ્વતંત્ર

**નવસારી.**



# પ્રેમ સફળતા.





(ગુલશન માટે ખાસ.)

લખનાર-ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી.



વખત વૈશાખ મહિનાનો હતો. સર્વ સ્થળે વસંત પૂર્ણ પણે પ્રસરેલી હતી. જ્યાં ત્યાં જાત જાતના ધાન્ય વિગેરેથી પૃથ્વીની સુંદરતા ઘણીજ અનુપમ દેખાતી હતી. આકાશ સ્વચ્છ હતું ઝાડો ઉપર નવીન કુપળ તથા અનેક ફુલ ફળથી, પર્વત, તળાવ, નદી, અને ઉપવન ઘણાજ સુસોભીત દેખાતા હતા. પવન ઘણોજ મંદમંદ શીતલ વાતો હતો, અને તેના પ્રભાવથી મધુરી સુંગંધ આસપાસ પસરી રહી હતી. જ્યાં જુઓ ત્યાં શાંતિ પ્રસરી રહી હતી. પ્રભાત ઘણું સુંદર અને રળીયામણું હતું વિશ્વ, રાત્રિનું સુખદુખ વિસારી ફરી પાછું પોતની સ્થિતીના ન્હાના મોટા કાર્ય કરવા ચપળતાથી લાગી ગયું દીસે છે.

નિત્ય નિયમ પ્રમાણે ધર્મ નિસ્ટ ગોદાવરી આજ સહવારમાં ઉઠીને તુલસી પુજાની સામગરીમાં બહુજ ગુંથાએલી હતી. ઘરના ઉમરા સામેના તુલસી કયારા આગળની જમીન ઝાડી કરીને સ્વચ્છ કરી હતી. સર્વ સ્થળે સાફ જણાતું હતું. ક્યારાની આસપાસ ન્હાનો બગીચો હતો. જેમાં વસંતના પ્રભાવથી ઝાડપાન ક્રીડા કરી રહ્યા હતા કોકીલા બુલબુલ, ચકલીઓ આદી ન્હાના ન્હાના પક્ષીઓ કલોલ કરી રહ્યાં હતાં ક્યારામાની તુલસી એક વનમાંના રાની ઝાડ માફક ઝાડી માફક પ્રસરી રહી હતી. ગોદાવરી તુલસી પુજા કરવા સર્વ સામગ્રી સાથે બેઠી હતી. પુષ્પ, કપુર, ધુપ, ઇ૦ સામાનથી બધી જગ્યાએ સુંગંધી પ્રસરી રહી હતી. પાસે એક તલાવ હતું જેનું જળ મંદમંદ વાયુની લહેરથી હાલી રહ્યું હતું.

આ સમયે મહાબળેશ્વર શહેર ઉત્સાહ અને આનંદથી ભરપુર હતુ. એટલામાં ત્યાં આગળથી એક ગાડી આવીને ઉભી પોતાની માસીને પુંજામાં ધ્યાન નિષ્ઠ થએલી જોઇને જય કૃષ્ણ ગાડીવાળાના પઇસા ચુકાવી ઘરમાં ગયો. જયકૃષ્ણના માબાપ ન્હાનપણથી મરી ગયાં હતાં, એટલે તેને તેની માશી ગોદાવરી એ ઉછેરી મોટો કર્યો હતો.

તેણે આજ દિન સુધી મહાબળેશ્વર જોયું નહોતું. તે આજ બે વરસથી બહાર ગામ ફરતો હતો. આ દરમ્યાનમાં તે એકપણ વખત પોતાની માશી તે ત્યાં આવ્યો નહતો. મુંબાઇમાં તેનું એક ઘર હતું તે તેણે ભાડે આપ્યું હતું. ગોદાવરી અને તેના છોકરાં ઉન્હાળાની હવા ખાવા સારૂ મહાબળેશ્વર આવી રહ્યાં હતાં.

ગોદાવરીની તબીયેત અહીં રહેવાથી ઘણી સારી રીતે સુધરતી હતી. બંગલો ઘણી સારી જગ્યા ઉપર એક ટેકરી ઉપર આવેલો હતો. કોઇ છેટે એક તળાવ હતું અને રંગ બેરંગી પુષ્પોથી સુશોભિત થયેલો એક બાગ હતો.

"ત્યારે તે શું કર્યું."

"મેં તેની આશા છોડી બિજે દિવસે મુસાફરીએ નિકળ્યો, ફરીથી તેનું મ્હો જોવાની ઇચ્છા રહી નહી."

"ત્યારે તું ખુલ્લે દિલે તેની પાસે જઈ શા વાસ્તે તેનો ખુલાશો માંગ્યો નહી. આટલી બધી ઉતાવળ શા માટે કરી ?"

આ સમયે જયકૃષ્ણનું મ્હો ઉતરી ગયેલું જણાયું.

"પણ તેમ કરવાનો મને અધિકાર નહતો કારણ અમારૂ લગન થશે કે કેમ તે નક્કી નહોતું."

આથી સુશીલાના મનનું સમાધાન થયું. તે જાણતી હતી કે જયકૃષ્ણનો સ્વભાવ ઘણો ઉતાવળીઓ છે જો કે તે ખુલ્લા દીલનો હતો. પણ તેના ધાંધલીઆ સ્વભાવને લીધે ઘણી વખત તેને વેઠવું પડયું હતું.

"કદાપી તે તેનો ભાઇ હશે તો."

"પણ તે કહેતી હતી કે મને ભાઇ છેજ નહી. અરે પણ નહી-પણ-તેને મારી મશ્કરી કરી હશે કે કેમ અભિમાની બાળાઓને પોતાના સૌંદર્યને માટે ઘણોજ ગર્વ હોય છે, અને નિખાલશ સ્વભાવના પુરૂષોની ઘણી વખત મશ્કરી કરી જાય છે. હવે મને તેણીને વિષે વાત સાંભલવીજ નથી ચાલ આપણે જઇએ !"

આવા અનેક ગપ્પા ભાઇ બહેનના ચાલતા હતાં. મુંબઇથી ઉન્હાળાને લીધે ઘણા મિત્રો હવા ખાવા સારૂ આવેલા હતાં. તેઓ સર્વે મળતા અને આનંદથી વખત ગાળતા હતાં. એક દિવસે રાત્રીની ચાંદની પૂર બહારથી ખિલેલી હતી. અને દંડા પહોરની અનેક વાતો ચાલી રહી હતી. વખત ઘણોજ ગયેલો હતો. જયકૃષ્ણ બોલ્યો "આ બંગલો સારો છે. પણ રાત્રીના વખતે જરાક ભય લાગે છે ખરો વળી અહીંઆ ભુત આવે છે નાચે છે એવી જુના વખતની લોકોની માન્યતા નહીં હોય તોપણ આવી કલ્પના કરી લેવાને આપણને સહેજ ઇચ્છા થાય છે."

"તારે એટલી તસ્દી લેવાની જરૂર નથી. અહીંઆ મધ્ય રાત્રીએ ધોલો પોશાક પહેરીને આ સામેના તળાવ ઉપર એક યુવાન ગોરવર્ણી તરૂણી હમેશા ફરે છે એમ લોકો કહે છે, પણ અદ્યાપી સુધી અમો કંઇ પણ જોયું નથી." સુશીલા બોલી.

"હો, હો જયકૃષ્ણ !" તે દીવસે ચેલી કાશી કાકી આપણે તે કહેતા હતાં કે એક વખત રાત્રે પરોણાને વળાવીને અમે સ્ટેશનથી આવતાં હતાં ત્યારે આ તળાવ આગળ એક સફેદ કપડાંવાળી સ્ત્રી જોઇ હતી. અને બીજે દીવસે રેતીમાં તેના પગલાં પણ આપણે દેખાડયાં હતાં. તો પછી તે ખોટું કેમ હોય ! ઇંદુએ પુછયું.

"ગમે તેમ હોય, પણ મરતી વખતે પ્યારી વસ્તુ ઉપર મોહ રહેવાથી ભૂત થવાનો સંભવ હોય છે તે પ્રમાણે આ પણ હોય" મંજુ બીવાડવાના ઇરાદાથી બોલી.

આ સાંભળી સર્વે જણ ખડખડાટ હસી પડયા પણ જયકૃષ્ણ વિચારમાં દંગ થયેલો જણાયો. સર્વે જણ વિચારવા લાગ્યા. ઘરના માણસો ઘરમાં જવા માંડયું પણ તે ઉઠેજ નહી. તેની નજર ટેકરી નીચે ઝુંપડાં ઉપર હતી. જયકૃષ્ણ કેમ રહી ગયો એમ સુશીલા એ બુમ મારીને કહ્યું, એટલે તે ચમકીને-હસતો હસતો બોલ્યો.

"તે ઘાતકી પણ રમ્ય રમણીય મુર્તી હજુ હૃદયમાંથી ખસતી નથી. કેમ કરવું જ્યારે તેં આમ વાત કાઢી, ત્યારે મને તેની યાદ આવે છે."

"તેં ઉતાવળ કરીને બગાડી નાંખ્યું એમ તેમ કર્યું નહી હોત તો તે આજ આપણી સાથે હસતી રમતી હોત."

"કંઇ હરકત નહી." એમ તે બોલતો ઘરમાં આવ્યો આ રાત્રીના જયકૃષ્ણને

બિલકુલ ઉંઘ આવીજ નહી. આખી રાત બારીમાં ઉભો ઉભો વિચાર કરતો હતો. તારાઓ શાંતતાથી ચળકતા હતા ભગવાન ચંદ્રમાં રમ્ય ચંદ્રિકા સહિત સ્વચ્છ આકાશમાં પ્રકાશતા હતા થોડે થોડે વખતે કાળા વાદળા આવી તેના દિવ્ય તેજને ખંડીત કરતાં હતાં નજ મડવતી શાંત પ્રતિબિંબ તલાવના ધીરા ધીરા હાલના જળ ઉપર પડી રાત્રીની શુંદરતામાં વધારો કરતું હતું આ સૌંદર્યને નિહાલતો જયકૃષ્ણ ગાંડા જેવો બારીએ ઉભો ઉભો બબડતો હતો.

આવા ગાંડા ગાંડા ઉદ્ગારો તેના મુખમાં શી બહાર પડતા તે વખતે ધરતી નીચેની ભીંત પાસેથી કોઇ આમ તેમ ફરતુ હોય તેમ જણાયું આ જોઇ તેના રૂવાં ખડા થઇ ગયાં તે મનમા બોલ્યો, "અરે જેનો વિચાર ચાલતો હતો તેજ આ" એટલામાં તે આકૃતી બંગલાની ભીત પછવાડે અદસ્ય થઇ ગઇ.

જીજ્ઞાસાના ઉભરાને લીધે આ બાબતની તપાસ કર્યા શિવાય તેની મનોવૃતિ શાંત થઇ નહીં તેથી તેને બદન ટોપી પહેરી નીચે ઉતર્યો હાથમાં એક જાડો દંડુકો લીધો અને જે તરફ I આકૃતિ અદસ્ય થયેલી જણાઇ હતી તે તરફ જવા નીકળ્યો.

કૃષ્ણને સમજ પડી નહી તેના જેવાજ ડોલા, તેનાજ જેવી ચાલ, તેના જેવાજ વસ્ત્ર; ત્યારે એના જેવું તે બીજું કોણ હશે એના હૃદયમાં સંશય ઉત્પન્ન થયો.

તેને શું કરવું તેની સમજણ પડી નહી. આખરે એટલા નિશ્ચય ઉપર આવ્યો કે હવે તે કયે રસ્તે જાય છે તેની શોધ કરી તેની પાછળ જવાને નિશ્ચય કર્યો.

તેને તલાવના કાંઠેથી નીચે જવા માંડયું. જયકૃષ્ણ તેની પછવાડે ધીમે ધીમે જતો હતો. તેને એક પથ્થરના ન્હાના ઘરનો દરવાજો ઉઘાડયો અને અંદર ગઇ એ પણ ધીમે રહી ને એની પછવાડે પેસી ગયો. તેને ગજવામાંથી ચોર ફાનસ કહાડયું, અને તેનો પ્રકાશ તેના મ્હો ઉપર પાડયો તે ત્યાં ઉભી હતી તેને ઓળખ પડી નહી તે ફરીથી બહાર આવી એ પણ એની પછાડી ગયો ફરીથી પાછો તે દરવાજા આગળ ગઇ હાથ લગાડતાની સાથે દરવાજો ઉઘડયો. ઘરમાંથી પ્રકાશ પડયો. ત્યાં જયકૃષ્ણે એક મનુષ્યને જોયો તે બાલિકાને જોઇને તે મનુષ્યને આનંદ થયો તેને હૃદય સાથે ભેટયો ફરીથી તેજ દેખાવ ? હાય, હાય ! જયકૃષ્ણનું હૃદય ચિરાઇ ગયું. જયકૃષ્ણને જોઇને તે જરા-ક ગભરાયો અને એમ લાગ્યું કે આજે આપણું આવી બન્યું છે તેના શરીરમાં એક-દમ કંપારી છુટી જયકૃષ્ણ એકદમ ધુસી ગયો અને દરવાજો બંધ કરી દીધો.

હાય, હાય ! મેં ઘણું દુઃખ સહન કર્યું; વિના કારણે અપમાન વિગેરે સહન કર્યું છે. આખરે અધમ કામમાંથી મુક્ત થયો, એટલે દોડતો દોડતો ઘેર આવ્યો અને મારી પુત્રીને પ્રેમના પુર્ણ આવેશમાં આવી જઇને દૃઢ આલીંગન આપ્યું. તે એક સ્વરૂપવાન શ્રીમંત જોડે પ્યારમાં હતી ને વાતથી વાકેફ થયો, અને ઘણો ખુશી થયો તે મારી વાટ જોતી બેઠી હતી. લગ્ન હજુ કર્યાં નહતાં. એટલામાં બીજેજ દીવસે તે તરૂણ એકાએક અલોપ થઇ ગયો."

"થોભો, થોભો !" જયકૃષ્ણ બોલી ઉઠ્યો. "તમારી પુત્રીનું નામ શું ?" "કાન્તા"

"ત્યારે આજથી એક વર્ષ ઉપર કોણે તેણીને પ્રેમાલીંગન કર્યું હતું ? તેમજ પ્રેમની મીઠી મીઠી વાતો કોની જોડે કરતી હતી ?"

"તે તો હુંજ, એનો દુર્ભાગી બાપ. કેદમાંથી છુટીને તેજ દિવસે આવ્યો હતો."

"બાપ, એનોજ બાપ ?" તે કહેતી કે તેને કોઇ પણ નથી."

"ગરીબ બિચારી ! બીજું તે શું કહેવાની હતી ! દુઃખમાં તે વધારે શું કરી શકે. બીજાના કીધેલા અપરાધને લીધે મને ભયંકર શિક્ષા થઇ હતી તેમાંથી આખરે છુટયો. મરતી વખતે તે અધમ અપરાધિએ પોતાનો કીધેલો ગુન્હો કબુલ કર્યો. આ સાથે મકાન છે તે મારૂ છે. તે ગોદાવરીને ભાડે આપ્યું છે તેમજ મારી અહીંયા થોડી જમીન પણ છે કાન્તાના સ્નેહી પતીના તીરસ્કારથી તે બિચારી દુઃખમાં સાંઠા જેવી રહે છે. તેના મનનું સમાધાન કેમે કરી થતું નથી, એનેજ લઇને આ કાચું પાણી મહીં લઇને છબું છું. આ ડુંગરાવળો દેશ મારો કોઇ પણ રીતે અજાણ્યો નથી.

"ત્યારે આ તળાવ સમેતી મીલકત તમારી છે ?

"હા, મારી આ જીંદગી પુરી થયા પછી તે મારી દિકરી કાન્તાની છે ! પણ મહેરબાન તેની પ્રીતી તમો ઉપર હશે તો.—

"મારો સર્વ પ્રેમ એનાજ ઉપર હતો. મારા ઉતાવળી આ સ્વભાવને લીધેજ આ વખત આવ્યો હું મૂર્ખ બન્યો તેમ એને વ્યર્થ દુઃખ આપ્યું.—

"ખરૂ, તે શોકમાં એટલી બધી ગરક થઇ છે કે વાત નહી. ઘેલા જેવી તે ગાંડપણમાં ગમે ત્યાં થાકે છે, તેથી મને એની બહુજ ધાસ્તી લાગે છે. જુવો તે ઉંગવામા ને ઉઘવામાં અહીંઆ આવે છે."

"એટલામાં બારણું ઉઘડયું. પ્રેમ પૂર્ણ આંખ સહીત કાન્તા ત્યાં આવી. "પીતાજી હાલે તમે કોની જોડે વાત કરતા હતા. તમારા બોલવાથી હું ઉંઘમાંથી જાગી ઉઠી" એટલું બોલતાં તે થોભી કારણ કે તેની પછવાડેજ જયકૃષ્ણ ઉભેલો હતો.

ઘુંટણીએ પડીને સ્નેહ પુર્ણ અશ્રુથી તેમજ પશ્ચાતાપ કરતા પ્રેમાળ શબ્દોથી તે બોલ્યો "કાન્તા મને એકદમ ક્ષમા કર !"

"તે એકદમ ચમકી ઉઠી, બે પગલાં પછાડી હઠી ગઇ તેની દ્રષ્ટિમાં લજ્જા, અધીરતા, વિગેરે અનેક વિગેરી મનો વિકારો જણાવા લાગ્યાં આખરે તે બોલી "આ હાહા તમારે આ દીન દાસીને ક્ષમા આપવાની છે, કારણ મેજ ખરી વાત છુપાવી અજાણ્યા રાખ્યા હતા. મને જે અડચણ હતી તે આજ હતી."

બન્નેમાંથી કોઇથી વધારે વખત બોલાયું નહીં

"જયકૃષ્ણે, તમારા ઉપર મારો કેટલો બધો પ્રેમ છે તે મારાથી કહી શકાતો નથી. મારૂં અંતઃકરણ ભરાઇ આવે છે."

"પ્રિય કાન્તા ! ગેરસમજથી અને ઉતાવળીઆ સ્વભાવે આ સર્વ હકીગત બની છે હવે મને ક્ષમા કર. હું તારો દાસ છું"

એટલામાં પ્રભાત થયું. પક્ષિઓનો કિલકિલાટ અને કલ્લોલ તેઓને કાને પડ્યો. વસંત નામરૂરે કોયલોની મધુરી વાસલીએ તેમનું ધ્યાન ખેંચ્યું. જયકૃષ્ણ ત્યાંથી મહા મંકટે નિકળ્યો. બિજે દિવસે જયકૃષ્ણ કાન્તાને લઇને આવ્યો અને બોલ્યો "શું છે, મંગુ મંહુ જુવો આજ મારૂં ખોવાયેલું રત્ન આજજ તેનો પત્તો લાગ્યો."

# શરીરની શકિત બાંધવા માટે કસરતની ખાસ જરૂર.

અમેરીકાનાં તે વિષે ફીઝીકલ કલચર ખાતાના મહાન નર બરનાર મેકફેદનનાં ખાસભાષણનો સાર

લખનાર—એ. પી. માદન.

અને જીંદગી ખતમ કરવાની અણીપર આવી હતી, ત્યારે ફેડે તેને કસરતનો શોખ લાગ્યો, અને પરિણામે તેની જીંદગી શકિતથી ભરપુર થઇ અને તે સઘળું કસરતથી થયું હતું અને તે સિવાય બીજું કાંઇજ નહી. આ સખશ ટેહનો હતો, ખોરાક વગેરે ચીજ વીશે તે કાંઇ જાણતો ન હતો, જે ગમે તે ખાતો અને જયરે ખોરાક જોઇએ ત્યારે ખાતો. પણ પોતાની શકિત તેણે માત્ર કસરતથી જ પાછી મેળવી હતી. આજે તે નવ જવાન જેવો ખુશ ખુશાળ દેખાતો ફરે છે અને ખરૂ જોતાં તે જવાનજ કહેવાય.

એક બીજો તાજો અને જીવતો દાખલો આપીશ. તે એક અમેરીકનનો છે. જેનું નામ સેનફરત બેનેટ છે. તે એક વેપારી ગૃહસ્થ છે, જે હાલમાં ૭૩ વરસનો છે. જેનું પીકચર તમો સનમુખ અત્રે આપ્યું છે ૫૦ વરસની વયે તદન ખખરી ગયો હતો, અને ત્યાર કેડે ફીઝીકલ કલ્ચરના સમાગમમાં આવ્યાથી કસરત વગેરે કરવા પછી એટલે નો સુંવર્ગો કે ૭૦ વરસની વયે લગભગ પહેલવાન થયો છે. ત્યારે જે તેણે પોતાની એક ખાસ કસરતો માંત્ર બીછાનામાજ સુઇને લેવાની. શોધી કાઢી છે, જેનું પુસ્તક Exercise in Bed, ઘણું લોક પ્રિય થઇ પડયાથી હાલમાં તેને નવી આવૃતી નામે Old Age, its Cause & Prevention એટલે બુઢાપો તેનું કારણ અને તેનો અટકાવ, એવા નામની મોટી પુસ્તક કાઢી છે.

(કીંમત ૫-૪-૦ છે. પુષ્કળ ચીત્રો) જે હાલ વખણાઇ છે.

વળી હાલમાં એક ૧૦૨ વરસનો જવાન રોસેઃ સેંટ ફ્રાન્સીસકો વસે છે જે માણસે એક સદી પસાર કીધી છે તે માણસ જો કસરત ન કરતે તો આનો જવાન રહેવા પામતે! આ કસરતથીજ તેની જવાની રહી છે.

'અચપળતા એટલે મરણ—તમારા શરીરના કોઇપણ ભાગને અચપળ-સુસ્ત રાખો તો તે ભાગનું મરણ નીપજવાનું થર થશે. ત્યાં મુવેલા સેલ્સો ભરાઇ રહેશે. આ મુવેલા સેલ્સો શરીરને અરી નાખે છે અને પરીણામે સેંકો

જાતના દરદોમાંથી એકાદ તમને થઇ લાગે છે એ સુસ્ત હાલત જો તમો લાંબો વખત ચાલુ રાખો તો તમને લકવો યા બીજી તેવું ભયંકર દરદ થવાનું તેનું કારણ કે સોઢી મુરદાર સેલ્સો-થી ભરાઇ ગયું છે. અને તે મુજબ સેલ્સો બાહેર નીકળી શકતા નથી એક માણસનાં દેખાવપરથીજ તમો કહી શકો તેના શરીરમાં મુરદાર ચીજો અથવા મોહોત કેટલું બધું છે. કદાચ તમો સમજીને અજબ થશો કે, આ શરીર દરેક પળે મરતુંજ હોય છે કારણ કે આપણે દરેક જણ મોહોતનો ચોકસ જથ્થો આપણી આસપાસ લઇનેજ ફરતા હોઇયે છીએ—એક ચપલ માણસ તે આ મુરદાર સેલ્સોનો ઘણો ઓછો જથ્થો ધરાવતો હોય છે.

જો કે ચાલવાનું એ ઘણી સારી કસરત છે છતાં તેથી તમો જોઇયે તેવી સરસ અને ઉંચ તનદુરસ્તી ભોગવી શકો નહી—ચાલવાથી પગોજ વપરાય છે, અને દમ લેવાની ક્રીયા ઠીક ચાલે છે. પણ આપણા શરીર માહેલો દરેક બારીકમાં બારીક મસલ પણ વપરાવો જોઇયે છે. અને એવી રીતે સઘળા મસલ્સો જો ન વપરાય તો એક મનુષ્ય જાત તરીકે તમો ઘણાજ ઓછા શકિતવંત રહેશો.

જે હથીઆરોથી તમો કામકાજ કરો છો. એટલે કે ભેજું તથા હાથો તે પોતાંજ શકિત વાન છે. તેટલા માટે હું કહું છું કે આ મનુસ્યની દેહની સંપૂર્ણ ખીલવણી કરવી તે સઉથી વધુ અગત્યની બાબત છે. ત્યારે તેનાં હથીઆરો ઘણાં સરસ હોય એમ કાં ન થવું જોઇએ ? અધકચરા હથીયારોથી સતોષ પડતા ના અરધુકામકાજ થવાથી સંતોષ થતા નાઅરધા શરીરથી અને અરધીજ શકિતથી ફરવાનું ચાલું રાખશો નહી.

વળી ઘણાંક, ભેજાંનાં કાર્ય કરનારાવાળા બોલી ઉઠસે કે અને કાંઇ મસ્કયુલર શકિત જોઇતી નથી. મને નરવસ શકિત જોઇયે છે." પણ જો સંપૂર્ણ માનસાઇ શરીર તમો માંગતા હો તો તે સઘળી બાજુથી ખીલેલીજું હોવુંજ જોઇએ. અને એવું જો તમો માગતા હો તો તમોને કસરત કરવીજ જોઇશે.

જો હું કસરત નહી કરૂં તો જે ભેજાનું કાર્ય હું હાલમાં કરૂં છું તેનો પા ભાગ પણ હું કરવા પામું નહી કસરતથી અને ઘટતા ખોરાકથીજ હું મારૂં ભેજું હમેશાં સાફ રાખું છું. મારી નરવસ સીસ્ટમ શકિતથી ભરપુર રાખું છું. હું મારા શરીરને એવી સારી સરસ હાલતમાં રાખું છું કે તે દર દીવસે વધુ ને વધુ કાર્ય કરી શકે છે. જો કોઇ બી એ પ્રમાણે કરે તો તે પોતાની જીંદગી સુધારી શકે અને તેમાં જે સઉથી સરસ સુખી છે. કે જેના માટેજ આપણે જીવીએ છીએ. તે મેળવી શકે, અને ત્યારેજ જીવેલું પ્રમાણ છે.

તમો મજબુત છો એવો સતોષ થાય એમાંજ કાંઇક કીમત છે. તે કીમતી છે એ-ટલુંજ નહી. પણ એથી જે ભરોસો જે ખાતરી આપણને આપે છે તેનું મુલજ નથી શરીરના જોર માટેજ ભરોસો આવે છે એટલુંજ નહી પણ મનની શકતિ તેમાં આવે છે અને ત્યારે તમારો ભરોશો વધતો જાય છે. ત્યારે તમો કોઇ બી સવાલ હાથ ધરી તેને ઉકેલવાને સમર્થવાન થાઓ છો ત્યારે તમો જીત મેળવવાને તથા જે કાંઇ ઉત્તમ હોયને તમારાથી કરી શકાય તે કરવાને, તેમજ જીંદગીમાં આવતી દરેક મુશકેલીઓની સામે થવાને તૈયાર થાઓ છો.

છેવટે, મારા મિત્રો, હું તમને ભાર મુકીને કહીશ કે જો તમને શકિત-જોર જોઇતી હોય તો તમારા જોરને વાપરો. તમારૂં શરિર મજબુત માગતા હો, તો જે આજેમાં તમારૂં જોર વપરાય એવું તમારે કરવુ જોઇએ છે; અને દરરોજ કસરતો કરવી અથવા બોડીક કામધંધાની પણ કસરતો જોઇએ છે કે જેથી તમારૂં શરીર દરેક રીતે સમતોલ રહે, કે જેથી જીંદગીની

જંજાળો સામે ટકી રહી તમારૂં કાર્ય બજાવવા ઉપરાંત દરદથી નીરાળા થઇ તનદરોસ્ત સુખી અને ખુશાળ રહી શકશો.

અલબતાં કસરત ઘણીક જાતની હોય છે એક અહંગ કસરતબાજ થવા માટે ચાલુ નીયમીત વરસો સુધી સાવન્તીરીકરીતે કસરતો કરવી પડે છે પણ આપણુસાધારણ લોકને કાંઇ કસરતબાજ થવું નથી આપણને જે કાંઇ જોઇયે છે તે આપણા શરીરનાં પ્રાણીક અવયવો એટલે કે હાર્ટ ફેફ્ચા હોજરી લીવર અને આંતરડાઓ પોતાનાં કાર્યો સંતોષકારક બજાવે એટલુંજ જોઇએ છે અને તે માટે થોડીક એવી સાદી સરલ કસરતો છે કે જે દરરોજ સવારમાં સાંજ અથવા બની શકે તો બન્ને વેળાએ માત્ર પા કલાકજ આપણે લઇએ તો યા હાલત મેળવી શકીએ માટે આ અદનાં લખનારે, મેકફેડની ખાસ શોધી કાઢેલી, ફીઝીકલ કલ્ચરનાં આવી કસરતો, દરેક મરદ યા ઓરત બધાંને અતી ઉપયોગી થઇ પડે એવી કસરતોનાં નકસા કાઢ્યા છે જેમની કીમત ઘણીજ જુજ છે. જેમને તે જોઇતા હોય તેઓએ આ લખનારને પત્ર લખી મંગાવવી.

છેવટે એ બોલ આ અદના લખનારને અંગત અનુંભવનાં કહીશ તો તેથી વાંચનારને કાંઇ વધુ ખાતરી થશે અને તે જો કે, ચાળીશ વરસની ઉપર સુધી કસરત શું તે હું જાણતો ન હતો પણ જ્યારથી આ ફીઝીકલ કલચર ના સમાગમમાં (મારા અમેરીકાના ટુંક પ્રવાસ વેળા) હું આવ્યો ત્યારથી મેં આ સરતો કરવાનું ચાલુ રાખવાથી મારી તનંદરોસ્તી આ જે (૪૭ વરસ થયાં ત્યારે આજે રહેલી છે.) તેની મે કદી પણ આગળ ભોગવી હોય એવું મને યાદ નથી. માટેજ બીજા લોકોને તે તેને ફાયદો મળે એવા હેતુથી આ નકસાઓ બાહેર પાડયા છે.

---

### રામબાણ ઉપાય.

"અરરર ! શું થયું પડી—ગયો જસી વડી ગયો બહુ લાગ્યું જાય બહુજ લાગ્યું જો !" કરતો મોહોલ્લો તળે ઉપર થઇ ગયો કેમકે જસી ઓટલાપરથી હેઠળ પટકાયો હતો. પણ તુરત પાસેના પેસુબાંએ કબાટમાંથી પેરી-ડેવીસનું પેનકીલર ચોપડયું તે અડધા કલાકમા જસી રમવા દોડયો તમે સમજયા કે ?

વેસુબ.

---



---

# મશ્કરીનું પરિણામ.

( ગુલશન માટે ખાસ )



લેખક—વસંત,






પ્રથમથીજ એ વિષયમાં ખુશ નહતો, કારણ કે એકાદ જણને અને તેમાં પણ બાબા સાહેબ સરખા વયોવૃદ્ધ, પ્રેમાળ મનુષ્યને-ફસાવવાનું મને ખરાબ લાગતું હતું. પ્રહ્લાદનો સ્વભાવ પડ્યો અત્યંત મશ્કરો, મેં પુષ્કળ આમતેમ ફાંફાં માર્યા પરંતુ કાંઈ ઉપયોગમાં આવ્યા નહીં. વટપુરના હરિવલ્લભ કાકા સાહેબ અને રાજગ્રામનાં મુરારરાવ બાબા સાહેબ દૈવત એમને બાળપણથી ઘરોબો હતો કાકા સાહેબ એટલે કે પ્રહ્લાદના પિતાજી વટપુરની પંચ કોરીમાં પ્રથમ વર્ગના ધનાઢ્ય ગૃહસ્થમાં ગણાતા હતા. બાબા સાહેબ દૈવત પણ કાંઈ કમી શ્રીમંત ન હતા પરંતુ તેમના વડીલોના સમયની સંપત્તી અધુના રહેલી નહતી. તેમનાં વડીલોના સમયમાં તેમની પાસે અઢળક દ્રવ્ય હતું એમ કહેવાનું. કાકા સાહેબે બાબા સાહેબના આગ્રહથી પ્રહ્લાદને રાજગ્રામ ચાર દિવસ માટે મોકલ્યો હતો. પ્રહ્લાદ કોઈ પણ સ્થળે જવા નિકળે કે બંદા પોતે તેની સાથે જવાનારજ. અમો ઉભય બાળ પણના સોબતી હતા. અમારા અત્યુત્કટ મિત્ર પ્રેમને અન્ય કોઈ પણ વસ્તુની ઉપમાંજ આપી શકાય એમ નહી. અમે શિક્ષણ પણ એકજ શાળામાં અને એકજ પાઠશાળામાં લીધું હતું; પ્રહ્લાદ અને હું હમણાં એકમેકની સાથેજ હોઈએ એટલે સુધી કે અમારા સંસ્કૃતના પ્રોફેસર તર્કશાસ્ત્રમાં " વ્યાપ્તી " સમજાવતાં અમારૂં દૃષ્ટાંત દેતા હતા ! ઉપર જણાવ્યા મુજબ પ્રહ્લાદ અને હું રાજગ્રામ જવાને નીકળ્યા. બાબા સાહેબનો પ્રહ્લાદને રાજગ્રામ બોલાવવાનો અન્ય હેતુ હતો. બાબા સાહેબ અને કમળા નામક એક ઉપવર, સુશિક્ષિત અને સુંદર પુત્રી હતી, તેને પ્રહ્લાદ સાથે વરાવવાનો તેમનો વિચાર હતો બાબા સાહેબ અને કાકા સાહેબ જરા જુના વિચારનાં માણસો હતા તોપણ તેમને નવીન મત કેટલેક અંશે પસંદ હતો તેમ તારા પછી પ્રૌઢ વિવાહ અને પરસ્પરની પસંદગી પ્રમાણે વિવાહ કરવો એ બે પણ હતાં; લગ્નનો સત્માર્ગ ઉભય બરાબર સમજેલા હોવાથી પ્રહ્લાદ અને કમળા અદ્યાપિ અવિવાહીત હતાં પ્રહ્લાદ અને કમળા તદન એક બીજાથી અનમિરી હોઈ ઉભય પરસ્પરે પસંદગીને પામે છે કે નહીં તે ઠરાવી પછીજ તેમનો વિવાહ કરવા એવો બાબા સાહેબનો વિચાર હતો. પ્રહ્લાદને એ વિષયની કાંઈ પણ ખબર નહીં હતી, મને માત્ર કાકા સાહેબે નીકળતી વેળા, કમળા મારી પરીક્ષામાં કેવી ઉતરે છે તે જોઈ આવવાને કહ્યું હતું. ગાડીમાંથીજ પ્રહ્લાદને થોડી ગમત કરવાનો વિચાર સુજ્યો બાબા સાહેબ દૈવતે પ્રહ્લાદને અત્યંત બાળ પણામાં

જોયો હતો. વચમાં ઘણા વર્ષ બાબા સાહેબ નટપુરમાં આવેલા ન હતા. એટલે અધુના તે પ્રલ્હાદને ઓળખી શકતા ન હતા આ સંધીનો લાભ લઇને પ્રલ્હાદે મને પ્રલ્હાદ બનવાને કહ્યું અને પોતે વસંત એટલે કે પ્રલ્હાદનો મિત્ર બનવાનું ઠરાવ્યું. આ બાબતમાં મેં પ્રથમ તો હા પાડી નહીં પરંતુ પ્રલ્હાદના શબ્દોમાં એવું તો કાંઇક જાદુ ભરેલું હતું કે છેવટે મને તેનું કહેવું કબુલ કરવુંજ પડ્યું. તે વાત એકાદ પળે સ્મરે છે ત્યારે મને હમણા પણ કેટલું બધું ખરાબ લાગે છે પણ હવે તેથી શું ફાયદો ? " વિનાશ કાળે વિપરીત બુધ્ધિ " ની ઉક્તિ અનુસાર મને તે સમયે કોણ જાણે ક્યાંથી બુધ્ધિ સુઝ પડી. મેં પ્રલ્હાદ ના આગ્રહનો સ્વીકાર કર્યો !

રાજગ્રામમાં બાબા સાહેબ દેવદત્તના કંપાઉંડમાં જઇ પહોંચવા પૂર્વેજ અમે પેલા આંગ્લ નાટ્ય ગુરૂ શેક્સપીયરના એકાદા નાટકમાંના પાત્રો પ્રમાણે વસંતનો પ્રલ્હાદ અને પ્રલ્હાદનો વસંત બન્યા ! બાબા સાહેબના ગૃહમાંના કોઇએ પણ અમને પૂર્વે જોયલા ન હોવાથી આ ઠગ વિદ્યાની યુક્તિ ઉઘાડી પડી ગઇ નહીં. પ્રથમના પંદર દિવસ ઘણી મોજ મઝામાં પસાર થયા; પ્રલ્હાદને માટે જે અતિથી સેવા અને આદરસત્કાર નીરખી મુકયા હતા તે મને મળતા અને તેનાં મિત્ર વસંતને માટે જે કંઇ નિર્માયલાં તે પ્રલ્હાદને મળતાં તે નિહાળી મને અતીષ્વ ખરાબ લાગતું હતું. હું દરરોજ બાબા સાહેબને સત્યવાત કહી દેવા માટે પ્રલ્હાદને તગાદો કરતો પણ પ્રલ્હાદે તે ગણકાર્યું નહી. પહેલ વહેલાં તો તે તદન બરોબર ચાલ્યું પણ ધીમે ધીમે તે બાજી બદલાઇ કારણ કે કમળા અને હું ખરેખરજ પરસ્પરે પ્રેમ દર્શાવવા લાગ્યા ગમે તેમ હો પરંતુ કમળા ને જોતાં વેંતજ મારાં હૃદયમાં પ્રેમાકુર ઉદભવ્યો હમેશના પરિચયથી મને તેના એક એક ગુણનું ભાન થવા લાગ્યું. મારા સ્વભાવના ગુણદોષ પણ તેની દ્રષ્ટીએ પડી અમે એકબીજાને ઓળખી લઇ અંતે પ્રેમ કરવા લાગ્યા ! રહીને રહીને મને એવી શંકા આવતી કે કમળા મને પ્રલ્હાદ સમજીને મારા પર પ્રેમ કરતી હશે, પરંતુ જ્યારે મેં તેનું ખરા પ્રલ્હાદ પ્રતિનું વર્તન નિહાળીયું ત્યારે તે મારી શંકા મને અસ્થાને જણાઇ ખરા પ્રલ્હાદ પ્રતિનુ તેનું વર્તન અતિથી પ્રતિ જેવું હોવું જોઇએ તેવાજ આદરવાળું પ્રેમાળ હતું. તે યદિ મને માત્ર પ્રલ્હાદ સમજીનેજ પ્રેમ કરતી હોત તો મારો મિત્ર વસંત કમી દરજ્જાનો તેના પ્રતિ તેણે એટલો આદર દર્શાવ્યો ન હોત ઉપરાંત હું તેના સ્વભાવથી સંપૂર્ણ માહીત થઇ ગયો હતો; ધન માટે કિંવા માત્ર મોટાઇ ને કારણે તે એકાદ જણ જોડે લગ્ન કરવાના ઇરાદાથી પ્રેમ કરે એટલા બધા તેના વિચારો શુદ્ર ન હોતા.

આટલે દરજ્જે જ્યારે વાત આવી પહોંચી તે સમયે મેં પ્રલ્હાદને ખરી સ્થિતિનો ખુલાસો કરવાને આગ્રહ પૂર્વક જણાવ્યું. કારણકે સઘળી બાબત લક્ષમાં લેતાં મારી સ્થિતિ ચમત્કારીક હતી કેમકે કોઇ પણ મારા પર ઠગાઇનો નિંદ્ય આરોપ લાવી શકે. કમળાના પ્રેમ સંબંધી પણ મેં પ્રલ્હાદને સ્પષ્ટ કહ્યું, બધું ઇત્યંભુત સાંભળ્યા છતાં પણ પ્રલ્હાદ સઘળો વેશ પાલટવાનો ખુલાસો કરવાને કબુલ થયો નહી. તે બોલ્યો:—"સમય સાંપડતાં સઘળું બરાબર સંધો જશે. તારે કાંઇ પણ કાળજી કરવી નહીં," હું નિરૂપાય થઇ સ્વસ્થ બેઠો. એકાદ વેળા બાબા સાહેબના કર્ણ પર સઘળી હકીકત આણવી એવો વિચાર પણ મારા મનમાં સ્ફુર્યો પરંતુ તેમ કરવા જતાં પ્રલ્હાદને માથું કાપી નાંખ્યા જેવું લાગશે એટલે હું મૌન્યજ રહ્યો. કમળાને માત્ર મેં એ વાત કહી અને તેને પણ તેનો એક અક્ષર મુખમાંથી બહાર ન કાઢવા મ

ખાસ કરીને સુચના આપી. અસ્તુ દૈવગતિ હરેરાં-પરેલ નગર બહાર એક મોટા વિશાળ ઉદ્યાનમાં આવેલો હતો. ત્યાં અમારા દિવસો ઘણી મજામાં પસાર થતા. બાગ અતી વિશાળ હોઇને તેમાં પુષ્કળ ઝાડો હતા અને તે ઝાડોને લીધે બાગમાં પુષ્કળ કુંજ બની ગયલા હતા. બાબા સાહેબને ધનસુખ પાર્વતી, કમળા અને સંતોક એમ છ બચ્ચાં હતાં. તેમને ખેલવા માટે તે બાગમાં તેમને એક 'ટેનીસ કોર્ટ' પણ તૈયાર કરાવેલો હતો. કમળા અને ધનસુખ 'ટેનીસ'ની રમતમાં ઘણું પ્રવીણ થયેલાં હતાં. હું અને પ્રલ્હાદ એક બાજુએ અને તે ભાઇ બેન બીજી બાજુએ એમ દરરોજ રમતાં. રમત પુરી થયા પછી ઉદ્યાનમાં આમ તેમ ફરતાં નહીં તો કોઇ વખતે બહાર સહેલ કરવા જતાં. મારા જીવનના પુષ્પનાં તે દિવસો અત્યંત સુખી અને સંસ્મારણીય હતા. આટલા દિવસો સુધી તો પ્રેમ કોને કહે છે તેની મને કલ્પ સરખી પણ ન હતી; પરંતુ અત્રના કમળાએ સપ્રમાણ મને તેનું અભિજ્ઞાન કરાવ્યું. અમારી નુતન અનનુભુત પ્રણયલીલા અમારું સ્વમાન પણ વિસ્મરાવતી હતી.

એક દિવસે પ્રલ્હાદ બપોરનોજ કંઈ બહાર ગયો હતો, ધનસુખ કાંઇ કામાર્થે શહેરમાં ગયેલો હતો એટલે તે દિવસે હું કમળા સાથે 'સીંગલ્સ' રમ્યો. (અત્રે જણાવવું જોઇએ કે કમળાની બીજી બંને ભગીનીઓ આ પ્રસંગે તેના બહાર ગામ રહેતી હતી.) એકજ જણ ટેનીસ રમે તેને 'સીંગલ્સ' કહે છે. કમળા સાથે 'સીંગલ્સ' રમવાનો તે પ્રથમજ પ્રસંગ હતો, તેની રમવાની મોહક પધ્ધતિ પતિ અને તેના કરતાં પણ મોહક એવી તેની મુખ ચર્યા પ્રતિજ મારું લક્ષ ભરાઇ રહેલું હોઇ મને કમળાએ તે દિવસે "લવ સેટ" આપ્યો (છ દાવ જીતવાને "લવ સેટ" કહે છે.) તેણે 'લવસેટ' આપેલો જોઇને મને અત્યંત શરમ લાગી અને બોલ્યો, "ઓહો, બાવા! તું તો મારા કરતાં ઘણુંજ સારું રમવા લાગી છે!"

"હારેક થવાનું કારણ પણ આપજ છોને!" આવી રીતે કટાક્ષથી બોલી કમળા ગાલમાં ને ગાલમાં હસી. આ પ્રમાણે અમે સાયંકાળ થતા સુધી સમય ગાળ્યો. ધનસુખ પાછો આવી ગયો પણ પ્રલ્હાદ આવ્યો ન હતો. કોઇ સ્થળે ઘોડા પર સેહેલ કરવા ગયો હશે આમ સમજી હું શાંત રહ્યો. અંતે ઘણી રાત જતાં વાળુ કરવાનો વખત થયો, ત્યારેજ મારા મનમાં શંકા આવવા લાગી! મારું મન ઘણું ઉદાસ થઇ ગયું. ઘરમાંનું બીજું કોઇ એ બાબતની વિશેષ કાળજી કરતું નહતું. કારણ કે તેમના મનમાં તો એમજ કે વસંતરાયજ હજી આવ્યો ન હતો!

" આવ જમવા બેસી જાઓ, વસંતરાય પાછળથી બેસસે." એ પ્રમાણે આગ્રહ થવા લાગ્યો. મારા મનની સ્થિતી શું હતી તેની કોઇને કલ્પના સરખી પણ ન હતી. મારાથી વધારે બોલાય પણ નહિ. પ્રલ્હાદ આટલો બધો સમય પારકે ઘેર હોઇને બહાર રહે એવો સંભવજ નહતો. મારો કાંઇ તર્કજ ચાલે નહીં. તે ઘોડા પર બેસીને ગયો હશે એવી મારી કલ્પના હતી. પરંતુ તેમ ધારવામાં મારી ભુલ હતી કારણકે ઘોડાવાળાને પૂછતાં સર્વ અશ્વો પોત પોતાના ઠાણમાં બંધાયલા માલમ પડ્યા. ત્યારે પ્રલ્હાદ ગયો ક્યાં! એટલો એકજ વિચાર મારા મનને એક 'સરખી ચીંતામાં ગરક કરતો હતો. એટલામાં પ્રલ્હાદનો એક દુરનો સ્નેહી અહરય રોજ ગામમાં કાંઈ કામે આવેલો હતો તે તેને મળવા ને આવ્યો. ઘરમાંના નોકરોએ તેને મારી પાસે આણ્યો. મને જોતાંજ "એ પ્રલ્હાદજી નહીં" એવા ઉદ્ગાર તેના મુખમાંથી નીકળ્યા થયું, જે વાતથી હું ડરતો હતો તે વાતનો પડદો એકા એક ઉઘડી ગયો! હમે વિચાર 'આ

કે મનમાં પણ નહોતું આવ્યું ! તે સ્થળ બાગને તદન એક ખુણે હતું. પેલાનરક ઉધાનની સીમાની દીવાલ હતી અને તે ભીંતની પેલી બાજુ શહેરમાં જવાનો માર્ગ હતો. તે જગ્યા મને અત્યારે કેટલી ભયાનક લાગતી હતી ! એ પ્રમાણે વિચાર તરંગોમાં લીન બની જડ મુઢ પ્રમાણે પુષ્કરણીનાં જળ તરંગો પ્રતિ દ્રષ્ટિ માંડી બેઠો હતો. મારી મગજ કુંઠીત બની ગઇ હતી ! એટલામાં પાછળની બાજુએ કાંઇક ખખડવાનો મને ભાસ થયો ; તેથી પાછું ફરી જોયું તો મારી હૃદય સ્વામીની કમળા ! તેના મુખ કમળ તરફ મીટ માંડતાં હું તદન નિર્દોષ છું એવી તેની ખાતરી છે એમ મને નિશ્ચય પુર્વક ભાસ્યુ ! કમળા તત્રા ગમથીજ મારા દુઃખનો આધાર ઘણો હલકો થઇ જવા જેવું મને લાગ્યું ! પ્રેમાળ મનુષ્યોનો સહવાસ માત્રજ આવા સમયે જેટલું કામ કરે છે તેટલું હજારો શબ્દ વડે બનતું નથી.

"ધૈર્ય ત્યાગો નહીં. પ્રહ્લાદજી આ ઘોર દારૂણ સંકટમાંથી મુક્ત થઇ મંગળમય પરમાત્માની કૃપા વડે આપ આ સંકટના વાદળમાંથી પ્રકાશ પામશો."

અહાહા ! કેવા પ્રેમમય અને મધુર તે શબ્દો હતા ! આવી પડેલું સંકટ એટલે કે આરોપની મને તદનજ બિની ન હતી. મને બીતી હતી માત્ર પ્રહ્લાદની. વટપુરથી કાકા સાહેબને આવવાને હજી વીલંબ હતો. તેમણે તો મારા પરનો વ્હેમ તરતજ ઉડાવી દીધો હશે; કારણકે અમારો અરસપરસનો પ્રેમ તે મને સારી પેઠે માલમ હતો. પરસ્પરે પ્રાણાર્પણ કરવાને પણ તૈયાર એવા સ્નેહીઓ એક બીજાનો પ્રાણ લેવા ઉધ્યુક્ત થાય એ તેમના મગજમાં ઉતરવા પામે તેમ હતુંજ નહીં. બધી બાબતો પર સ્વસ્થતાથી વિચાર કરતાં જે ગોળી મારી છાતી વીંધીને નીકળવી જોઇતી હતી તે ચુકી જઇ પ્રહ્લાદના શરીરમાંથી પાર થઇ ગઇ એમજ મને લાગવા માંડયું તેમજ આ [illegible]

આપણને વસવની વસંતનો પ્રહ્લાદ અને પ્રહ્લાદનો વસંત બનવાથીજ ઘડાઈ ગયો હતો, કારણ કે પ્રહ્લાદનેજ જો ઠાર કરવો હતો તો મને મેળવવાનુ કાંઇ મુસ્કેલ ન હતું કેમકે તે પરસંદનમાં હુંજ પ્રહ્લાદની રાજ્ની અતિથી સત્કારનો ઉપભોગ લેતો હતો રીવોલ્વરનો ઘોડો ચડાવનાર હસ્તનો માલીક વસંતરાયનેજ આ જગતમાંથી ટુંકાથી નહીં સર ખો કરવા ફરતો હતો અને તેથીજ બિચારા વસંતનો પાર્ટ ભજવનાર પ્રહ્લાદને તેણે પોતાના સપાટમાં લીધો ! હવે જે પ્રશ્ન રહયો તે એટલોજ કે તે વ્યકિત કોણ હશે? મારો એવો બળવાન શતરૂ હોય એટલું બધું મારૂ મુલ્યજ નહતું. બાળ પણથી કાકા સાહેબે મારૂં લાલન પાલન કરી મને મોટો કર્યો હતો. અન્યાંય નારીએલની માતા કાછલીને હસ્તમાં ગ્રહી હું પૃથ્વિની સપાટી પર કોણ જાણે કયાં ભીક્ષા માગતો હોત આવી મારી સ્થીતી હોઇને મારો એવો રીપુ કોણ ઉપસ્થિત થયો તેની મને સમજ પડે નહીં એ ગુહતા ઉકેલનાર મનુષ્ય માત્ર એકજ હતો અને તે પ્રહ્લાદ હતો તેણે યદિ તે મનુષ્ય—રે, મનુષ્ય ભક્ષી રાક્ષસ—ને કદાચ જોયો હશે તોજ તેનો પત્તો મલવાનો સંભવ હતો, પરંતુ પ્રહ્લાદની સ્થિતિ તો હજુ જેવી ને તેવીજ હતી ! હું ફરીને હોસ્પીટલમાં ગયો અને પ્રહ્લાદની સુશ્રુષા કરવા લાગ્યો તે દિવસ પછી હું જમવાં માટે માત્ર મુકામે આવતો અને બાકીનો સઘળો સમય હું પ્રહ્લાદના કોટ પાસે બેસી વ્યતીત કરતો તાર પહોંચતાંજ કાકા સાહેબ આવી લાગ્યા. કાકા સાહેબને પ્રહ્લાદનો પ્રાણસમાન હતો ! એકનો એક પુત્ર હુશીઆર, ગુણશાળી, ઇત્યાદિ કારણોને લઇને પ્રહ્લાદ તેમને ઘણોજ લાડકો

કારણ કે તેવી તેની આદતજ હતી. તેની પાછળ તો ઘણા ઘણા પ્રકારની વાતો સાંભળવામાં આવી હતી."

"તેનું તું અધુના ઓળખી શકીશ?"

"હા, નહીં શામાટે? તેનો તે કાળો ભેંસાસુર જેવો અને શીતળાના ચાઠાંવાળો ચહેરો, તેના ક્રૂર દેખાતા પીંગળવર્ણી ડોળા, તે તો—"

"તેજ, તેજ માણસ રીવોલ્વર છોડનારો શખ્સ" એ શબ્દો પ્રલ્હાદના મુખમાંથી બહાર પડયા. તેને મારા મુખમાંથી બોલાતું વર્ણન સાંભળતાંજ દિવસનું તે સ્મરણ થયું!

ત્યારે મારૂં અપમાન સત્ય નીવડયું. વસંતને આ જગતમાંથી પાર કર્યા પશ્ચાત્ ખડેરાવનું અગણીત દ્રવ્યનો એકલો વારસ થવાના લોભે સેવાય ગુલાબરાયે મને ઠાર મારવાનો બેત રચ્યો હતો. મારી પહેલાં તેણે તે જાહેર ખબર વાંચેલી હોવી જોઇએ. અને ત્યારથીજ તે મારો પીછો પકડી બેઠેલો હોવો જોઇએ વટપુર સ્ટેશનના વેટીંગ રૂમમાં વીસરી જવાવથી મારી હેંડ બેંગ તેને જડેલી અને મારી રીવોલ્વર પણ તેને આકસ્મિક મળી આવેલી વટપુરથી રાજગામ આવતાં વાટમાંજ વસંતનો પ્રલ્હાદ અને પ્રલ્હાદનો વસંત બન્યાની ઘટ ના ની ગુલાબરાયને ખબર પડેલી નહીં.

તે દિવસે લક્ષ રાખી પ્રલ્હાદને વસંત સમજી તેણે ગોળી ચલાવી પણ અમારાં સર્વના નશીબ સંજોગે તેનું તેવું દુષ્ટ પરિણામ આવ્યું નહીં. ગુલાબરાયનો પત્તો મેળવવામાં ઘણો ત્રાસ વેઠવો પડયો નહી. તેના પર પોલીસનો ડોળો પડેલો હતોજ. પકડતાંજ તેણે સર્વ વાત કબુલ કરી દીધી. તેના અપળા અપરાધો નિહાળનાં હિંદુસ્તાનમાં રાખવો ઇષ્ટ ન જણાયાથી સરકારે તેને જન્મ પર્યંત કાળા પાણીની સજા ઠોકી.

આ પ્રમાણે પ્રલ્હાદની મશ્કરીનું પરિણામ આવ્યું બની તેની હકીકત મેં કહી છે. ફક્ત એકજ વાત કહેવાની રહેવી જરૂર છે અને તે વાત તે કમળા ગૌરી અને મારૂં સત્વર લગ્ન એક શુભ મુહૂર્તમાં કરવામાં આવ્યું તે જ. ઇતિશુભમ્.

સમાપ્ત.



# નશીબનાં નખરાં.

## એક ટુંકી વારતા.

ગુલશન માટે ખાસ.

લખનાર-મિસ શિરિન.

દુખના એક નિશાશા સાથે બીછાના પર કોરવાળી સોરાબ વારડને કંટાળા ભરી નજરે બારણા તરફ જોયું. "કાવસા તું છે કે? તેને ધીમેથી હાંક મારી. "જરા અહીં આવ. ને આપ સામેની બારી બંધ કર. અંદર તડકું આવવાથી મારૂં માથું ઘણું દુખે છ." કાંઈ પણ અવાજ યા તો ગડબડ વિના તે વફાદાર નોકરે કહેવા મુજબ કીધું, અને પછી વધુ હોકમની રાહ જોતો અદબ વાળી શેઠના બીછાનાં આગળ આવી ઉભો.

"આજે ગરમી ઘણી છેની કાવસા?" થોડેવારે સોરાબે પુછ્યું.

"હા, શેઠ આજે તાપ ઘણો સખત પડેછ. પણ તે શેઠ-હું જાઉં તે અગાઉં કાંઇ બીજું કામ છે?"

"નહી-હા-હોલનું બારણું અને વરંડા પરનાં બધા બારણાં ખુલ્લાં મુકજે, કે બહારની ખુલ્લી હવા અંદર આવે."

"ઠીક છે, શેઠ." એક પળની ચુપકીદી અને પછી, "સોલી શેઠ તમને છોડી જવાં મને ગમતું નથી, તમે—"

"નોનસન્સ." સોરાબ વચમાં બોલી ઉઠ્યો. "કાવસા આજે તું એમ શું કરેછ? બે કલાકમાં મને શું થઇ જવાનું છે? તું જા, વધારે વખત ના ગુમાવ." ..

વધુ હાકમુદી કીધેલી હોકટ છે એમ જયારે તે વફાદાર નોકરે જોયું, ત્યારે એક ન્હાની ટીપાઇ બીછાના નજદીક લાવી મુકી, અને તેની ઉપર સહવારનું તાજું ન્યુસ, એક ચોપડી, લેમન-આઇસનું એક ગ્લાસ, યુડી કોલોનની એક શીશી, સફેદ કવરમાં વિંટાળેલી લાલ સીલથી બંધ કીધેલા મ્હોંડાની બે ન્હાની શીશીઓ, એ સઘળું બરાબર ગોઠવીને મુક્યું.

"શેઠ, તમારી દવાની શીશી અહીં મુકોછ." તેણે સોરાબને જણાવ્યું. "પણ એક વાગ્યા અગાઉ તમને દવાની કાંઇ જરૂર નથી એટલે હું આવ્યા પછી તે તો જોવશ." અને પછી કાંઈ રહી ગયુંછ કે નહી તે જોવા માટે તેણે ઓરડામાં ચોપાસ એક આતુર નજર ફેંકી, અને પછી ધીમે પગલે બહાર ચાલી ગીયો.

તે નોકરના જવા પછી દુખની કણનરો અને દુખનાં માંયાં સાથે દોરાબ એક કલાક સુધી કાંઇ બી હીલચાલ કરવા વગર ચુપ પડી રહી ઉંઘવાની કોશેશ કરવા લાગ્યો. પણ હોકટ. ઉંઘ તેને આજે તરછોડી ગઇ હતી. તરેહવાર આગલા પાછલા વિચારો તેને આવવા લાગ્યા.

આહ! તે આગલો સુભી વખત! કે જયારે સોરાબ વારડન માલુતેજાર બાપનો એ

ચાહી તે ટેબ્લાઈડસ ગળી જવા માટે મોંઢાં આગળ હાથ ઉંચો કીધો પણ એકાએક બારણાની નજદીક કોઈને જોતાં તેણે ચોંકી તે તરફ જોયું, કે બીજીજ પળે તે હાથ તેનો બાજુમાં નમી પડયો, અને બધી ટેબ્લેઈડસ નીચે ગાલીચા પર પડી ગઇ. તેણે બારણાની વચ્ચે એક ન્હાની ચાર પાંચ વરસની છોકરીને હાથમાં થોડાક સુંદર તાજાં ફુલો સાથે હસતે ચ્હેરે ઉભેલી જોઈ. તે એક અતી ખુબસુરત બાળકી હતી. શુધ્ધ સફેદ રેશમી ફ્રોક પર બાંધેલો ખુલ્લો ગુલાબી રંગનો સેશ, પગમાં પહેરેલાં નાજુક સફેદ સ્લીપરો, ઉડતા બાલ પર બાંધેલો ધોળો ગોલાબી બો, અને માંજરા બ્લુ ડોળા સાથનો તે ગોરો ઘટમદાર ચ્હેરો, જોનારને છક્ક કરી નાખે તેવો હતો.

"તમારે માટે હું થોડા ફુલ લાવીછ. મજેહના છે. તમે લેશો કેની ?' તેણી હસતાં હસતાં મધુર સ્હાદે બોલી, 'અને પછી બીછાનાં નજદીક ચાલી આવી થોડાંક ફુલો તેની છાતી ઉપર મુક્યાં.

"મારા ખુદા !" એકકી નજરે તે સુંદર ચ્હેરો ટીકતા સોરાબ બબડયો, "મારા ખુદા ! છોકરી શું તું—આકાશમાંથી ઉતરી આવીછ ? શું તું પરી છે ?"

"હા." દમામથી ડોકું ધુણાવી ખડ ખડ હસતાં તેણી બોલી. "હા હું પરી છું, પણ મમા મને પરીન નહીં તો પલ્લી કહેછ."

"ઘણુંજ સુંદર નામ છે." તેણીના રેશમ જેવા બાલ પસવારતાં તેણે કહ્યું.

"હા, એમજ તમારા કાવસજી બી કહેછ."

"કાવસજી ? કાવસજીને તું ઓળખેછ ?" તેણીને મહોંડે પોતાના મારભારીનું નામ સાંભળી સોરાબ અજાયબ થયા વિના રહયો નહિ.

"હા. તેવણ તો મારા દોસ્ત થાયછ. અને—" ત્યાં તેણી સોરાબના મ્હોંપર વાંકી વળી ધીમેથી બોલી. "અને હું તમને એક બીજી વાત કેહું ? તમે કાવસજીને ના કેહેતાં હં. એવણ મારી ચાંદણુના બી દોસ્ત થાય."

"ચાંદણુ ? હા, હા, હા." સોરાબ મોટેથી હસી પડયો. "ચાંદણુ કોણ ? મારાં ગુલકાં ?"

"મારી આયા, તમે નહી ઓળખતા ? તેનેબી તમારા કાવસજી ઘણાજ ગમેછ." ત્યાં થોડોવાર તે બાળકીની મધુર પટપટબોરી જબાં બંધ રહી, અને પછી પાછું ચાલું કીધું.

"તમે ભઘ્રાછ કે ? મને તો અહીં કાવસજીએજ મોકલી."

"તેણે ઘણુંજ નેક કીધું," સોરાબ પટપટયો.

"હું તમને ગમુંછ કે ?" વળી તેણીએ થોડેવારે પાછું પૂછ્યું.

"હા. તું મને ઘણીજ ગમે, મારા ન્હાના ફિરેસ્તા." વાંકા વળી તેણીને કીસ કરતાં સોરાબે કહ્યું. પણ એકાએક તેના દુખે પાછું જોર પકડવાથી તેણે એક બુમ પાડી. તકયા પર માથું નાંખી દીધું.

"શું છે ? તમે બુમ કાંય પાડી." પોતાના નાજુક હાથોમાં પકડેલો સોરાબનો હાથ એકદમ છોડી દઈ તેણીએ ગભરાઈને પૂછ્યું. સોરાબે મહા મુસીબતે હોઠ પીસી તે દુખની કળતર ખમી, હસવાની કોશેશ કરતાં તે બચ્ચાંને ગભરાવવા નહીં માંગતા બેદરકારીથી જવાબ દીધો 'મારૂં જરા માથું દુખેછ, પણ પરીન તું કહાં રહેછ ?"

"તમારાં ઘરની પાસેજ. મારાં મમા સાથે ! "

"ને હમણા તું અહીં છે, તે તારાં મમા જાણેછ કે ?"

"નહીં મમા એમ જાણશે કે હું કેથે બારૂ ગઇ હોસ, અને તેથી તેવણ મને બધે શોધશે." અને તાળી પાડી ખુશ થતી તેણી કુદવા લાગી. પણ સોરાબનું ધ્યાન હાલ તે તરફ હતું નહીં. તે તો અજાયબીથી દિષ

મદ બની તેણીને ટીકનો પડ્યો હતો. આ બાળકીને ધારી ધારીને જોતાં તેણે તેનો આ ગયેલો ખોવાયલો પ્યાર યાદ આવ્યો હતો. એ હા! તેજ ખુબસુરત ગોરો ચહેરો, તે માંજરી બન્નુ આંખ, રીધું અણીઆળું નાક, નાજુક ગોરા હાથ,—બધું આબાદ બધું તેજ !

"કેવું મળતાપણું ! નહીં જાણે તેજ ! યા ખુદા પરવરદેગાર !" એક દુખી નિસાસો ફેંકી ને યાસ્મીની પટપટ્યો, અને પછી—ખુદા તે અબળા સાથે તેનાં મોત અગાઉ તે ફકત એક વાર પણ મેળવે તો કેવું સારૂં એમ વિચાર વા લાગ્યો, તેવામાં તેના વિચારમાં પાછી ખલેલ પડી.

"તું જરાઇ ગતેં હ ?" પરીની તેને પટાવતાં પૂછવા લાગી.

"બાહ કેવી સરસ રમત ! એંહ ! તું શું એમ ધારેછ કે મમા તુને ગોતી કહાવશે મારાં બચ્ચાં ?"

"હા, હું જો અહીંથી મમાને સ્વાદ મારૂં તો તેણુ આવી મને શોધી કહાવશે. હું મમાને સ્વાદ મારૂં !"

"હા" નકી ધારેલો એ બોલ સોભાગ્ય કુદરતીજ બોલાઇ ગયો.

તેણી એકદમ ઝડપ પગલે બારણા તરફ દોડી, અને ખુલ્લાં બારણાંમાંથી હળવો હાંક મારી. દીધું, અને થોડીવાર ત્યાં ચુપકીદી ફેલાઇ રહી, પણ પછી એકાએક કોઇના નજીક આવતાં નાજુક પગલાં સંભળાયાં. જેમ જેમ કોઇ વધુ નજદીક આવતું ગયું, તેમ તેમ મધુર સેંટનો મિઠો ખુશબો ચોપાસ ફેલાઇ રહ્યો. આ મોડમે સોરાબ ને જોવા નવી છંદગીએ જીવવાને લલચાવ્યો. કુદરતી તેનું દીલ ધ્રુજવા લાગ્યું, હૈયું જોરથી ધડકવા લાગ્યું, અને તે તમામ પસીને ગરક થઇ ગયો. તે એકદમ ટગરે આતુરતાથી બારણા તરફ નીહાળવા લાગ્યો. એક મીઠો મધુર અવાજ પાણી ને માફક ત્યાં ધમધમી રહ્યો.

"પરીન તું કહાં છે ? પરમી દારલીંગ !—" અને તેજ ઘડીએ પુનમનાં ચાંદ જેવી એક ખુબસુરત અબળા ઉતાવળે સરભેલ ઓરડામાં આવી, પણ જેવી તેણીની માંજરી સુંદર આંખો બીહામણા સુતેલા સોરાબ ઉપર પડી કે "સોરાબ" કરીને એક તીણી ચીસ પાડી થંભ થઇને ઉભી. પણ સોરાબ !—તે શું કરતો હતો ! તેની નજર જેવી આ અબળા ઉપર પડી કે તે તુરત બેશુધ્ધ થઇ ગયો હતો.

ડીઅર વાંચક, એ અબળા બીજી કોઇજ નહી પણ આપણી આ વાર્તાની સુંદર હીરોઇન'જર' હતી.

હતું. તેણીએ સઘળો ખુલાસો જણાવતાં કહ્યું કે જમશેદ દાવર સાથે પરણી તેણીએ ઘણું દુખ ખમ્યું હતું. તે લુચ્ચો, કુછંદી, અને દારૂડીઓ જુગારી નીકળ્યો હતો. પણ પોતાના વહાલાં બચ્ચાંનેજ ખાતર તેણીએ તે બુરા ખાવંદને જેમતેમ ચેઢયો હતો. આખરે ખુદાએ તેણીની હીંમત અને ધીરજના બદલામાં જલદીજ તે ભુંડાથી તેણીનો છુટકારો કીધો. તે પાપીએ એક દીવસ હદ બહાર દારૂની મોજમાં પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો. તેણીએ છેવટે એમ પણ જણાવ્યું કે તેણી તો સોરાબનેજ ચ્હાતી હતી, પણ તેના એકાએક બહારગામ ચાલી જવાથી તેણીએ એમ ધાર્યું કે, જે છુટથી તેણી તેની સાથે વર્તતી હતી, તેથી ગુસ્સે થઇ તે ચાલી ગયો હતો, અને તેટલા વાસ્તેજ તેણીએ જમશેદની માંગણી એકો બોલે મંજુર કીધી હતી. સોરાબે તેણીનો સઘળો ખુલાસો ધ્યાનથી સાંભળ્યો, અને પછી, તેણી જો રાજી હોય તો તે તેણીને પોતાની કરવા હજુરબી તૈયાર હતો એમ જણાવ્યું જરે તેની પરણેનર થવાનું રાજીખુશી થી કબુલ કીધું, પણ એકજ શરતે, અને તે એજ કે "વહાલા, કોઇ બાહોશ તબીબ કને તમે પહેલાં તમારાં દુખનો કાંઇ ઉપાય કરાવી વહેલા તંનદરોસ્તી ભરેલા ઉઠો, અને પછી હું સદાની તમારી થાઉં." સોરાબે તેણીને પોતાની કરવાના હરખમાં તે સરત મંજુર કરી, અને તે શેહરના એકાદ હુશયાર તબીબને બોલાવી તેનું મત લઇ 'ઓપરેશન' કરાવવાના નક્કી ઠરાવપર આવ્યો.

તે મુકરર કીધેલો દીવસ આવી પુગ્યો, "વોરાન હોલ"માં સાન્ત ચુપકીદી પથરાઇ રહી. જરે સોરાબના રૂમની પાસેજ આવેલા ડ્રોઇંગ રૂમમાં સારા સમાચાર જલદીજ સાંભળવાની આતુરતામાં ખુદાની બંદગી કરતી બેસી રહી, જ્યારે તે કાંવસો, તે વફાદાર ભલો નોકર પોતાની જવાંન શેઠને ભલી દુવાઓ માંગતો બારણાની બહાર ખડે પગે ઉભો હતો. એકકી ટગરે તે બંધ બારણાં તરફ ટીકવા લાગ્યો. તે એમ ઉભો હતો તેવામાં કોઇએ નાજુક હાથ ખભાપર મુકયો. તેણે ચોંકી પાછળ ફરી જોયું તો તેને પોતાની ઠારે અજાયબી પમ્ચે ચાંટણુને ઉભેલી જોઇ.

"કેમ, થઇરહ્યું કે?" તેણીએ ધીમે સ્હાદે પુછ્યુ.

કાંવસાએ ઇશારતથી નાનું ડોકું ધુણાવ્યું, અને પાછો તે બંધ બારણા તરફ ટીકવા લાગ્યો.

"ફીકર ના કર કાંવસ," ચાંટણુએ તેને ધીરજ આપી. "તારો શેઠ જલદી સારો થશે. એવી મને, કુદરતનીજ આગાહી થાય છે. તે સારોજ થશે—અને પછી તે ને મારી શેઠાણી સદાનાં સુખીજ જશે—તું સમજે છે કે, કાવસ? તેઓ સુખીજ જીંદગી ગુજારશે—"તેણી એક પળ થોભી અને પછી ધીમેથી પાછું બોલી. "તારી અને મારી માફક કાવસ."

ધ્રુજતા અવાજે બોલાયલા આ છેલ્લા શબ્દોથી, બબે મહીના સુધી છુપાયલા સેહનો ભેદ એકાએક ખુલી ખીલ્યો. કાવસે જ્યારે તેણીના ચ્હેરા તરફ જોયું તો માલમ પડયું કે તેણીની સુંદર આંખો આંસુથી ભીંજાયલી હતી. તેણે તે નાજુક હાથ જે હજી તેનાં ખભાં પર મુકાયલોજ હતો તે પોતાના હાથમાં લીધો અને કાંઇ અજબ જેવી માયાળુ રીતે તેણીને ટીકવા લાગ્યો. એક પળ—અને પછી તુરત

# ડાહેલો થયો

લખનાર—A. C. D.

કહેજે બુઝર્ગોની શીખામણ મુજબ ચાલો કે સુખી થશો, ધુરને ધુમારો! એમ કહેનારાઓ કમબખ્તો કાર્ત્યાના ધસેલાને નર્યાનાખસેલા હોશે! સેવક તમારો તમને ગેરંટી આપે છે કે એમ કહેવું સંદતર ખોટુને હડહડતું જુઠ્ઠુ છે. બુજર્ગો અને દાનાવેની શીખામન મુજબ હું ચાલ્યોને સુખી થાવાને બદલે સાંમો વધારે દુઃખી અને હેરાન હેરાન થયો.

હું જરા- દાદાબરોને ચીડઉ છું જરા જરામા મીજાજ ખોહી દઉછ પળક પકળમાં જીંજર થઇ જઇ ઉધુંચતું કરી મુકુછ નખ્ખો દગીયા મારો દ્રેદો તથા સગ.વાહલાંઓ તથા નોકર નફરો તથા મારી આફીસનો હમાલ વહીક મને છેરેછ; ને સૌથી ગજબનાક વાતતો એ ખરી છે કે તેમાં મારા કલેજાને ફેફસા તથા આટરડાના કટકાં પણ ભાગ લય છે.

દરરોજ બધા મને છેરેછ કોઈ તરાર દેતું કે દારમછાલ લગાવેછ તો કોઈ વરી દ. દેતું કે મારા હાથમાથી જે હોયછ તે જુટવી જાયછ, ને તે જોઇ મારા મીજાજનું ઇસિકોર ધીઠ્ઠુ થઇ જાયછ, મારો ટેમપર ચઢી જાયછ, જેમ જેમ હું છેરાઉછ તેમ તેમતેમ તે લોક મને વધુ છેરી ગમત મેલવેછ? કંઇ મારી દાઢી ખલેછ ને કેહુ તે લોકને ઉજરરૂ યતું દેખું?

છે ડાર્ય પડી ગાળગળોચમી કરછ, મારવાની ધમકીળી આપુછ, ઘણુંબી કહુંછ કે બાપઓના સતાવો ના હેરાંન કરો પણ કમબખ્તોપર કંઇ અસર યની નની. કહુછ ત્યારે કમબખ્તો મારી સાંમે ઉભા રહી ખરખર ખર ખર હસી મારેછ પનાવીબી જોવા સમજાવીબી જોવા, ધમકાવીબી જોવા પણ એ નખ્ખોદગીયાઓના મનમાં વાત યસતીજ નથી. મેં હોડા દહાડી પાનપર એક ચોપડીમાં વાચ્યું કે 'અપ ઇનસાન તારા ગુસ્સાને. તું માર, તારી બુરી લાગણીના ઘોડાઓપર સવાર થા માને બુરા ગુસ્સાઓ દાબી નાખ ઇનને કામની તો તું વાતજ ના કરસો. કોઇ તું વગેરે તો પણ છેરાતા, તારા દુશમનનો દુશમન કરી યતો ના! કોઇ તને એક સલેપ પણ જુરી કાયે તો ઉશકેરાતો ના પણ ધીરજ અને શાંતીથી તારો બીજો ગાળતે મરનાર આગળ ધરજે ને બીજી સલેપ મારવાની તેને એલતે મારા કરજે; અને ખાત્રી રાખજે, ખપ મરદ, કે તે ચાલનાર પોતાની ચાલથી શરમીંદે બની પશેમાન થઇ માફી ચાહી ચાલી જશે"

આય સલાહ મને સુના મોહર જેવી લાગી ને તે પર અમળ કરવાનો તમારા સેવકે ઠરાવ કીધો.

તેજ દહાડે મારો ફ્રેંદ રતું પીપ મને રસ્તામાં મલ્યોને હમેશની માયાલુ (?) ચાલ મુજબ મને એક ફેંટાપર દારમ છાલ આપ્યું હવે મને શીખામનપર અમલ કરવાનો વિચાર આયો, પણ બીજું માથું કાંપી લાઉં એ વિચારથી અસમખારા ટરી ગયો.

થોડા દહાડાની વાતપર ચાલતી ત્રામપરથી ઉતરતા એક પાછો દેખાવના અંગ્રેજ સાથ અહડી પડયો તે નખ્ખોદગીયાનો મીજાજ આથી હા ઠકી ગયો, અને માફ માગવા છતાં કમબખ્ને કડકાવીને એક સલેપ ખેંચી કાધી.

આ વખતે પેલી વાંચેલી બે મુળ શીખામણ મને પાછી યાદ આવી મેં પેલા ઉ-ડાલા અંગ્રેજને બીજો ગાળ રેખડાવી 'દુસરાબી લગાવ, સાબ, દુસરાબી લગાવ' કરી કયું અને એ અજાયબી!—શરમીંદો બની પશેમાન થઇ ત્યાથી માફી માંગી ચાલી જવાને બદલે, તેને તો ઉલ્તુ વધું ઉશકેરઇ ગયો ગપને દપોદપ મારા પાસરામાં મુકી દીધી ને હું તો જમીન માપવા લાગો.

હવે તમેજ વિચાર કરો કે દાનાવેની શીખામણપર અમલ કરી મેં શું સુખના સાખ્યા તોડયા?

હજીબી બધા દોસ્તો તથા સગાવહલાઓ મને પજવે છે; શીખામનપર અમલ કરવાનો ખ્યાલ મેં સદા માટે આભરમ પરમેશ્રીજાંખ્યો છે કોઇ વાંચનાર મહેરબાની કરી નહિ સુચવશે કે હું શું કરું!!

# સુબોધક વચનો.

(ગુલશન માટે ખાસ)

લખનારઃ—સુલેમાન કાનજી

કઠિનતાનો વિચાર કરનારને પ્રત્યેક કાર્ય કઠિન ભાસે છે, પરંતુ પ્રત્યેક કાર્ય કરવાને તમો સમર્થ છો, એવું જ્યારે તમો ભાન કરો છો, ત્યારે કઠિનતાનો નાશ પામે છે.

સત્યપ્રેમ પોતાના ઉપર કોઈ પ્રેમ કરે, એવી ઇચ્છા દર્શાવતો નથી. તે કોઈ પણ પ્રકારના બદલાની ઇચ્છાજ નથી તે પ્રેમ કરે છે કારણકે પ્રેમ એ તેનું સ્વરૂપ છે, અને તેણે પ્રેમ કરવોજ જોઈએ.

વિધિપુર્વક ભાવનાને સેવવાથી તમે ગમે તે ઇચ્છાને તમારા હૃદયમાં નવી ઉત્પન્ન કરી શકશો, અથવા મનમાં ઘર કરી રહેલી ગમે તે ઇચ્છાનો નાશ કરી શકશો, તેજ પ્રમાણે ગમે તે ઉદ્દેશને તમે ઉત્પન્ન કરી શકશો અથવા તેનો નાશ કરી શકશો. આમ કરવા, તે કરવાની જે કરવાની અગત્ય છે તે એજ કે જે ઉદ્દેશને અથવા ઇચ્છાને તમારા મનમાં તમારે પ્રગટ રાખવી હોય તો તેનાજ વિચારો મન પર લાવવા.

આ વિચારોને મનમાં અખંડ આરૂઢ રાખો, અને તમને જણાશે કે તમારૂં બાહ્ય જીવન નિત્ય અધિઅધિક બદલાને વિચારોના જેવુંજ થતું જાય છે. પરિણામે તમારી ભાવના પરિણામેજ તમારૂં બાહ્ય જીવન થયેલું તમને અનુભવમાં આવશે. પછી ભવિષ્યમાં તેથી પણ વધારે ઉત્તમ પ્રકારના શ્રમ માટે નવી અને નવી ફરજ શિખરને વિચારો કર્યા કરજો. અને તેમને તમારા હૃદયમાં કોતરી રાખજો.

મુખમાંથી કોઈ પણ જાતનો શબ્દ બોલતાં સાવધાનતા રાખો. તમારી પાસે કંઈ કહેવા જેવું હોય તોજ મુખમાંથી શબ્દ કાઢવા, અને બોલતી વખતે એવા સારા શબ્દો કાઢજો કે સામાવાળાને જરા પણ ખરાબ લાગે નહિ. આ કોઈ પણ દિવસ મુખમાંથી ખરાબ શબ્દ કાઢવો નહિ, તથા કોઈને અપમાનના શબ્દો કહેવા નહિ, તથા કદી પણ કોઈને અપમાન કરવા નહિ કારણકે આપણાથી સામાવાળો નાનો હોય અથવાતો મોટો હોય તો પણ તમારે માન તથા સભ્યતાથી વર્તવું. મનુષ્યના જીવનને પ્રકાશિત કરનાર વચનોજ માત્ર મુખમાંથી બહાર કાઢો, જેને તમો સત્ય માનતા હો તેને તેનેજ રૂપે બોલાવો, જે વિષયનું તમને જ્ઞાન હોય તો તે વિષયમાં માન ધરાવો.

ઉચ્ચ અભિલાષા ધરી, વિજયના વિચારો મનમાં કોતરી રાખી, નચિંતપણે જોખમદારીના કામો માથે ઉઠાવો. સદસનાં કાર્યો ખોતાં લેશ પણ ચિંતા સેવવાનું પ્રયોજન નથી, ચિંતા એ સંશયની સગી બેન છે, સંશય અને ચિંતા એ બન્ને વિજયના મોટા શત્રુ હોવાથી, તે બેએકને પણ તમારા હૃદયમાં પેસવા દેતા નહિ. તમારા દૈવ સ્વરૂપનો વિચાર કરી નિરંતર અને નિર્ભય નચિંત રહેજો. ચિંતાને મનમાંથી વેગળી કરો, તેને મરી જવાદો, તમારે તેમની કદી પણ જરૂર પડવાની નથી.

તમો વેપારી હો અથવા કારીગર હો અને કોઇ નવી વસ્તુ બનાવી હોય, અથવા તમો લેખક હો અને તમોએ કોઇ નવો ગ્રંથ લખ્યો હોય, તો તમારા માલનું કે વસ્તુનું કે લેખનું મુલ્ય તમારા મનમાં કદિ પણ ઓછું ધારશો નહિ. તે ઉત્તમ પંક્તિનો છે, એવા વિચારનો પ્રવાહ નીરંતર બીજા આગળ દેખાડયા કરજો. તમારા વિચારના બળથી બીજાના મન ઉપર અસર થશે, અને તેઓ તમારા માલ વગેરેનો તમારી પેઠેજ મહત્વવાળો અથવા મુલ્યવાન ગણશે.

પોતાને, પોતાની શક્તિઓને, અને પોતાની કૃતિને જેઓ પોતાનાજ મનથી નિરંતર વખોડયા કરે છે; અને પોતાને, પોતાની શક્તિઓને અને પોતાની કૃતિને, જેઓ ગોરવવાળાં ગણવા લાગે છે, કારણકે વખોડનાર અથવા મહત્વવાળાં ગણનાર મનુષ્યોના વિચારોના મોજાં, જગતના જે જે મનુષ્યોના તન સાથે અથડાય છે, તેમના ઉપર તેઓ પોતાનો કાબુ થોડા કે ઘણા પ્રમાણમાં પાડયા વિના રહેતાજ નથી.

તમને કોઇ કામમાં આરંભ આનંદ ન હોય, પણ જો તમો તેને કરવા માંડો છો, અને ગમે તેવી કઠિનતા જણાય તોપણ તેથી ન ફરતાં ફરી ફરીનેજ કર્યાજ કરો છો, તો અંતે તે કામ તમોને આવડયા વિના રહેતુંજ નથી.

કોઇ પણ સારી અથવા નઠારી વસ્તુ ઉપર તમારા મને દ્રઢપણે અને પૂર્વોક્ત નિયમ પ્રમાણે તે વસ્તુને તમે તમારા તરફ આકર્ષવાના, અથવા તે વસ્તુ જ્યાં હશે ત્યાં તમે તેના તરફ ખેંચાઇ જવાના જે વસ્તુની તમે તેને પ્રાપ્ત થવાની વાટ જોયા કરો છો, જે વસ્તુનોજ તમે વિચાર કરો છો, અને જે વસ્તુને તમે તમારા મનમાં ગોખી રાખો છો, તે વસ્તુને તમે તમારા તરફ ખેંચી લેઓ છો.

---

# FROM MY PORTRIT GALLERY.

Specially written for **Gulshan** BY—

MANHORAI HAKUMATRAI DESAI B. A.

The belief in anything like a spiritual agency in the affairs of men appears as morally superstitious in the eyes of penny philosophers and petty jugglers with life whose brains have shallow waters and no deep depth. Let the pessimistic croakers croak as they may. The world is wide. To me it looks well-designed. To me the belief in a spiritual agency is palpable, is palatable, is acceptable. Let me be stamped morally superstitious, what cares a dreaming soul for the buffe's of inconstant, foolish, fatuous mob with scanty grains of commom sense and sheer absence of reason. The Lord Circumstance too must be done justice. It too plays a part unmistakable in the moulding of creature, man.

One happy day dawns and and sees a crisis in my life. One happy day dawns and I am revealed mines of treasure. One happpy day dawns and I am fronted with momentous question - to be or not to be. And that happy day I am brought into contact unknowingly, innocently with persons who were to exercise powerful influence on my making. Did I then know that, that happy day was to be my life's Elysium, to be the memory and delight and joy of youth, to be the paradise of then and ever? One passes faces everyday unnoticed. Some are indifferent to him, some interesting but some appeal to him and claim his interest and the Lord Instinct asks him to be interested in them, but the silly, vain creature man does not heed to the inner voices which are ever ready to direct him to his good. If by good luck, circumstance brings them together and thus be the producer of beneficial influence, how we wonder at the inner voices that predicted of some relation to come. By some such circumstances and some such direction and by the grace of some such supernatural agency, I got ac-

quainted with the friends I have now. Their company is my life's blessing, life's paradise. Hell, I know not for what is hell?

" Hell hath no limits,
nor is circumscrib'd
In one self place; for
where we are, is hell
And where hell is,
there must we ever be;
And to conclude, when
all the world dissolves
And every creature
shall be purified
All places shall be hell
that are not heaven"

Yes, that is so. Hell and heaven are of our own making and when such company to which I intend to introduce is there, can hell even be dreamt of. Mine is the company of friends.

" Where Love and Friend-
ship o'er the heart at rest
Watch through the
flowing hours and we
are blest!"

eccentric, fantastic but sympathetic, jovial but reasoning. This you may call us. We are fantasy-real men. But our ideals are high. We are not a shallow-minded people. For character-study we form a unique group. Merry men are we all. It is the harmony within, the music that has its dwelling-place in its own rich soul that keeps us together. Though different bodies, we are one soul. Oneness is our motto and attribute and we are the merry inseparables. Whenever we are together, we feel each coming hour, new consciousness of power. Oh happy, happy time above all praise! When together,

" Thoughts on thoughts
and crowding fancies spring
And find a language
in unbidden lays."

Ours is a motley company. A jolly company and fantastic-variegated. My friends are not mere Phantasmagories and loud-gibbering spectral realities only. They are true men. Fraternity, equality stand for our motto.

of Yoric would be required for that purpose. In matters of guidance and advice, my friend never feels inclined to "wave any of the prer gatives which primogeniture confers." He is an youth of exaordinary spirit and boldness and has an irrisistible personality. He is of a medium height, with bright and animating eyes and a lovely little beard nicely trimmed. He is a "genuine child of impulse, at times a frigid philosopher of prudence" and has always some new project or other in his brain. His brain is crammed full of ethereal substance ready to ignite at the slightest spark. My friend is highly sanguine and I am afraid at times too romantic and at times too optimistic. His is a very great, poetic brain. Of imagination vivid, every hour a hundred fine notions chase one another in his fancy of a sanguine temperament and impetuous nature, he is often carried away beyond himself. He cannot, as we say, contain himself. His youth is fiery, glowing, tempestuous and there is no sign, as Lamb says, of cooling. I admire very much his impulsive, boisterous, but generous and kind nature and his eloquence and his oratorical powers. "Nature never in her haste ran up a more restless piece of w rkmanship than when she moulded this my impetuous friend, and Art never turned out a more elaborate orator then he can display himself to be on his favourite topics." His presence inspires any assembly with a cheerfulness and buoyancy, the most animating. The bane of my friend's life is his restlessness It is always pleasant to meet him with his shining, sanguine face. At times he is an idealist, at times sentimental, at times dead against paltry sentimentalists, at times buoyant, at times dejected. He is a wonderful character. "Ah I could have done this. I had the chance, but look now where I am. Ah, I have been the finest cricketer but you see I never could score a century, somehow or other the ball hitting off the wickets. Ah, I'd have obtained a first-class in every examination, but that nasty second-language was a stumbling-block in my way. What could I not have done, had I tried! Never mind, Ill' see." Whenever he sees a poor helpless peasant harrased by some scoundrel, money exturting, press-screw like policeman, he always becomes his adv.cate, at once and readily. Water over flowing the bridge, want of light in tide streets, hust

on the roads—all these rouse his virtuous indignation and his pen pours forth many a brilliant gem of literature in the shape of eloqent lectures, when, compared to him, even the smoke-and-fire writer Carlyle is naught. For purposes demanding co-operation, he is but very inperfectly formed, for he cannot wait. His amelioration plans must be ripened in a day. He is always impatient and being of a too sanguine teperament, often times in danger of being ridiculed. When in his mood, he says some of the best things in the world. It is not my desire to laugh at thee, my impulsive, uncontrollable friend. I mean no offence to thee. I love thee so much that I cannot but be happy at thy thought. Thou art among the best of my friends. " Marry, heaven and all good manners and the understanding that should be between friends "forbid!" As Lamb says, I'll not have thee in one jot or tittle other than what thou art. And neither will I "barter or exchange" my impetuous friend for the most exact, regular, grave, systematic, sober and " every way consistent friend breathing. " Remember that a sensible man learns in everyday life, to abstain from praising and blaming character by wholesale. He becomes content to say of this it is good and of that act that it was bad. A clever, subtle character is always difficult to sketch. When seeming to come the most within our grasp, he eludes us and mocks our attempt with a broad laughter. Turn to the screen and have a look at one more of my friends. My friend Mr. D. in doodle-doo is a strong figure. Sincerity is his marked virtue. None is of so sanguine a temperament in our company except my friend XYZ. His brain is ethereal, requiring only a slight-spark to fire up a project. His fads and fancies are distinct and individual. His heart changes colour like a Kalcidoscope. At one time comic, at another tragic, at times serious, at times light-hearted, at times gushing with warm feelings, at another boiling with heat, he has a wonderful knack of creating pathos. By appealing to his feelings and emotions, we are sure to bring out his good parts in display. He is sincere, honest, but feeling is the word peculiar to him. He has a warm heart, a brave resolution and a powerful imagination He is always the champion

of the weak amongst us. But he is too much prone to look on such weak persons whom he protects, with a patriarchal, patronising air. But better still, to the weak and the miserable amongst us, he plays the mother rather than the father, looking with maternal tenderness and maternal care, showing in every lineament of his face a connivance at the truancy of his disciples. His face then paints on it sympathy, pity, love. And yet he pretends to hate the wavering. This my friend would really have formed a study for Darwin. He is awfully fond of performing antic joys, whenever out of excessive joy, he loses his self-control and forgets himself and that happens not unfrequently. Then he looks to me the truth of Darwinian theory. But let me tell you, he is really a child at heart. He is what the poet calls child-like. But there is the cunning of an innocent, but shrewd, all observant-roguish child marked in his eyes. He has got a powerful imagination. He has the poetic faculty in him. When in ecstacy, as he was once in my company at the light of a big vaporous cloud overhanging a hilloch, he breaks forth into many a happy innocent, but bold and poetic metaphor and simile which make me wonder at his child like simplicity. He is a sight then. He looks innocent as a babe unborn when he is in this self- oblivious mood. But often times he is a puzzling study. Wait and watch, sound him hollow, sound him deep, scrutinise and observe, yet he is a mocking spirit that will like Proteus change shapes every moment and seem to you ever new and different. He is unique amongst our company by his wit. It is a mighty engine of defence in his possession whenever our flighty brains are inclined to level our a week engines of attack against him. Our thousands of canon-shots are rendered useless by a single stroke of his hyper-broledignagian wit. All our professed intellectuality, all our egoism vanish into air like bubbles of water. We look a show for theatre,

We are non-plussed, funked and laughed at. He will, without doubt, bask some day in the glorious sunshine of his genius.

Human nature is exactly the same everywhere. It is a wonderful study–this, of human nature. Man, with all his failings and virtues, with all his merits and defects, what a compound complexities, what a labyranthine creature, what a sublime, exalted figure! How tender, how lovable man is with all his faults! How the heart gushes forth towards him! All his acts and actions are the reasult of either love, religion or power. Let love and religion be your motto and hate the love of power and the fondness for its display with all your heart for it is a sure way of degradation in the eyes both of God and man. But man is a hater of truth, lover of fiction. Universal love must be the doctrine humanity should preach. Yes, it must be the love that God preached upon earth. " To love everything-to love God in all his manifestations. " says Tolstoy " Love is God, love is life. All, all that we understand through love. " Why, then vain man, why all these vanities, all these foolish quarrellings, why treachery, why deceit, why hatred, why all these!

---

મારા વ્હાલાઓ, હવે તમારે હજામત કરવાની અથવા હજામ બાબતની કડાકુટમાં હેવાની જરૂર નથી. આ દવા હજામનો કટો શત્રુ છે એક વખત બાલને પલાશો, બસ એક મીનીટમાં બાલ જતા રહેશે. આવો સુગંધી અર્ક કોઇએ આજ સુધી કહાડયો નથી. હજામતના હથીઆર ફેંકી દો અને આ સરલ અર્કનો ઉપયોગ કરો. એનાથી ચામડી બળતી કે કાળી પડતી નથી. અને ફરીથી જલદી બાલ ઉગતા નથી. માથુ પલારી હજામને હજામત, કરતાં જેટલી વાર લાગે છે તેનાથી ઘણીજ થોડી વારમાં આ અર્કથી બાલ જતી રહે છે કીંમતી શીશી એકના આના ચાર- ડઝનબંધ મંગાવનારને પોસ્ટેજ માફ. વેપારીઓને સાર કમીશન આપવામાં આવશે.

## પ્રેતાવાહન યંત્ર.

સ્પીરીચ્યુએલી જમ ના પ્રયોગોને આધારે બનાવેલું એમ. વી. પટેલ. કૃત આ યંત્ર ભુત ભવિષ્ય અને વર્તમાન હકીકત કહી આપે છે. અમુક કામ થશે કે કેમ ? સ્ત્રી, પુત્ર, ધન, અને નોકરી વીગેરે હરકોઇ પ્રશ્નના જવાબ ઝડપથી મલી આવે છે. સદરહુ પ્રશ્નનો જવાબ આ યંત્ર લખીને આપે છે. નાના મોટાં સ્ત્રી, પુરૂષો અને બાલકો વૃધ્ધો તેમજ વિદ્યાર્થીઓ તેનો છુટથી ઉપયોગ કરી શકે છે. વાપરવાની રીત ઘણી સાદી છે. યંત્રની કીંમત પોસ્ટ અને પેકીંગ સાથે રૂ.-૩-૧-૦ હિંદુસ્તાન બહારના ગ્રાહકોએ બે શીલીંગ વધારે મોકલવી.

## ત્રીકાળ દર્શી આયનો. ?

જો તમારે ભુત, ભવિષ્ય, વર્તમાન જાણવું હોય તો આ જાહેર ખબર વાંચી તુરતજ ઓરડર મોકલો. આ આયના જેવું ત્રીકાળ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન દુનીઆમાં એક પણ નથી. તેને માટે હજારો સરટીફીકેટો મલી ગયાં છે. શ્રદ્ધાળુ બાળકો, સ્ત્રીઓ, અને પુરૂષો પોતાના વિચારો અને તેનું પરીણામ જોઇ શકે. માત્ર પરગામ દુર દેશાવર અને છેટેના મિત્રો અને સગાંવહાલાંની ખબર તમો સહેલાઇથી મેળવી શકશો. અમુક કામ થશે કે કેમ, ફલાણી બાબત નું પરિણામ શું આવશે, વેપારમાં નફો ટોટો, અમુક વસ્તુના ભાવથી વધઘટ, પરીક્ષાનું પરીણામ નોકરી વીગેરે જે જે તમારા મનના ખુલાસા કરવા સાથે, તે સઘળા થઈ શકશે.

**કીંમત;**–સાદા કાચના આયનાની રૂ. ૨–૯–૦
બીલ્લોર કાચના મજબુત આયનાની
ખાસ મોટા બીલ્લોરના મજબુત આયનાની
} પોસ્ટેજ પેકીંગ સાથે.

હિંદુસ્તાનની બહારના ગ્રાહકોએ રૂ. ૨ વધુ મોકલવા.

આશાભાઈ વાગજીભાઈ પટેલ,

મુ. કરમસદ જીલ્લા ખેડા.

# સાસુની શિખે સંસાર સુધર્યો.

(ગુલશન માટે ખાસ.)

લખનાર—મચેરજી ડી૦ બસલા

"દીકરી, એ બધો મારો વાંક છે!" બુઢાં મીસીસ ચીનાઇ, સહેજ આંખ પાણી કરતાં બોલ્યાં. મીસીસ ચીનાઈ જો કે ઉમરે વૃધ્ધ હતાં, માથાંનાં બાલો રૂપેરી તારોની સામે સરસાઇ કરતા દેખાવ દેતા હતા, તોપણ તેમની કાઠી મજબુત હોઇ. કરચલી વિનાનો ગોળ, ભરાવદાર ચહેરો, તન્દુરસ્ત બાંધાની ગવાહી આપતો હતો, જાણે ખીલતી જુવાનીનો બહાર, અને જુવાનીનું જોર, તેમને છોડી જવાને, તેમનાથી રૂખસદ લેવાની આનાકાની કરતાં હતાં!

તેમની વહુ, આલાં ચીનાઇ, તેમનાં ચહેરાગમ જોતી, દલગીર ચહેરે બેઠી હતી. તે બોલી-" એમાં તમે શું કરો? તમારો શાનો વાંક ?"

"હા, મારોજ વાંક છે, મેંજ એને બગાડયો છે" મીસીસ ચીનાઇએ જવાબ આપ્યો.

"પણ બધાં કહે છે કે, એવણુ તો ઘણાં સારાં માણુસ-ઘણાજ ભલા છે! અરે, મને એવણુને માટે તમારી આગળ બોલતાં-કહેતાંબી લાજ લાગેછ!"

"તું ભલો છે? તું ડાહ્યો છે-શ્યાણો છે, એમ તેના મોંહડાપર કહી કહીને તો છાપરે ચહડાવ્યો! એમજ તો સારાં માણસોને છગાવી મુકાય છે! એમજ તો, સારાને સારાં કહીને બગાડયે છઇએ! પણ દીકરી, એનો સ્વભાવબી જરા એક માર્ગી છે જો."

"અરે એવું તે કેવું એક માર્ગીપણું! પોતાની બૈરી આગળથી એકમાર્ગીપણું દેખાડવાનું? હાથની ધરતીનેબી ઝુર પંજરમાં નાંખવાનું? મુઆ બાવરીયા સરખી થઇ બેસવાનું?"

"હા, એના બાપનેબી એવીજ ટેવ હતી. એમજ, એવેજ, તેને આ સ્વભાવ હતો. આખર કરીને બાપ તેવા બેટા! બાપની અસર થોડી ઘણીબી બેટામા ઉતર્યા વગર રહે? પણ હવે એ ડાહેલું રહેવા દે, ને ચાલ, હવે કાંઇ એનો તોડ ઉપાય શોધવો જોઇએ. કાંઇબી કરવુંજ જોઇયે?" બુઢાં મીસીસ ચીનાઇ જેમ ઉમરે પાકટ થયાં હતાં તેમ વિચાર અને ઠરાવમાંબી પાકટ પુખ્ત બન્યાં હતાં. કાંઇબી કરીને પોતાના બેટા અને વહુનો બગડેલો બેહુદેલો સંસાર સુધારવાને ઠરાવપર આવેલાં લાગ્યાં.

આલાં ચીનાઇ નિરાશ થઇને બોલી—

"ઉપાય અને તોડ હવે શું બાકી રહ્યા છે!

મેં બધા ઉપાય કરી જોયા. કાંઇ બાકી ન થી મુકયો!"

"નહીં, જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી મારી સમજ પ્રમાણેનો ઉપાય નથી કીધો."

"માય, તમે શું બોલોછો? એનણુની આગળ રાવ કીધી, ફર્યાદ કીધી, રડી, તતરી, અરજ–આજીજી કરી, પટાવીને કહયું, સમજાવીને કહયું, પણ જાણે પથ્થર પર પાણી! હવે તો બસ, મારો જીવ કંટાળી આવ્યોછે, નાકમાં દમ આવ્યોછે, ને બધુ ઓવાર નિવાર કરી, નિરાશ–નિસોસ થઇને બેઠી!

"ચટ–ચટ–ચટ"–મીસીસ ચીનાઇએ અવાજ કીધો. "જે ઉપાય કરવાનો, તે છોડી દઇને, તેં ખોટા–ભલતા ઉપાય કીધા. ઉપાય તો એજ છે કે, એની સરોબરીમાં ઉતરવું–સાંમે થવું!"

આલાં ચીનાઇ કાંઇ બોલી નહીં. કાંઇ જવાબ આપ્યો નહીં, તેથી મીસીસ ચીનાઇએ પોતાનું બોલવાનું જારી રાખ્યું—"હા, માટી ડાની, ધણીની સાંમે થવાનું સારૂં નથી, તે હું કબુલ કરૂંછું. કારણ, મોટીડાઓ ઘણા ખરા, પોતાનો બોલ ઉપર રાખવાને માટે, ઝઘડો વધારે છે ને સાંમો ફજેતી–ફેસ્તા,–દેડ ફજેતી થાય છે. લોકને તમાશો જોવાનું થાય છે. પણ તેમ કરવુંજ જોઇએ. ત્યાં વગર, એની સાંમે થવા વગર, એનેથી બુમ પડાવ્યા વગર, એ સુધરે તેવું નથી."

"પણ, મરે, આટલું સુધી, આજ નહીં કીધું, તે હવે કેમ થાય? મારૂં તો મોત થઇ જાય! બરી ગીયું, શું કરવું, તેથી સમજ નથી પડતું."

મીસીસ ચીનાઇ વળી કાંઇ વમાસણમાં પડયાં, વિચારમાં મસગુલ થયા. જાણે, કયો રસ્તો લેવો, શું કરવું, કેમ કરવું તેને માટે ડગમગતો વિચાર હોય તેમ જરાવાર વિચારવંત ઢબે પોતાની વહુનાં ચેહેરા તરફ તીકતાં બેસી રહ્યાં.

"દીકરી, જોની. મારા પોતાના દીકરાને બદલે તારી તરફદારી કરી, મારા બેટાની વિરૂધ્ધ થવાને તને શિખામણ દેવાનું કામથી વિચીત્ર ગણાય. મારા તેહમુરસ સાથે તું પરણીને મારે ઘેરે આવી. ત્યારે મને લાગ્યું કે તું કાંઇ મારા બેટાને સુખી કરશે નહીં, અને એવું મારૂં મત હોવાથી તારી ચાલ–ચલણ, બોલવા–ચાલવાનું મને જરાક પણ ગમતું ન હતું. ખરૂં પુછો તો, જાણે તું મારી દુશ્મન હોય તેમ ગણવા લાગી, તારી તરફ ધિક્કારની નજરથી જોવા લાગી."

આલાં ચીનાઇ, આજે પોતાનાં સાસુજીનું "કનફેસાંડ" સમજીને, જો કે પોતાનો જીવ દલગીર હતો, તો પણ મોંહ મલકાવ્યા વિના રહી નહીં.

"પણ હું તમને ગમતી નહિ, મારી સામે તમો દુસ્મની ધરોવોછો, એવું તમારી વર્તણુક ઉપરથી, તમારા ચ્હેરા ઉપરથી, કે તમારા બોલવા ઉપરથી મને તો કાંઇજ માલમ પડયુ નહીં."

"વાત તો ત્યાંજ છે–ખુબી તો ત્યાંજ છે? મારી દુસ્મની, મારો અણગમો, ખુલ્લી રીતે દેખાડીને તારી સાથે વિઢોડું લઇને, શું ભરભાકુત, ને પાર પડોશીઓને આડોશીઓને હારસ, નાટક દેખાડું? કે સાસુ–વહુને સલગી છે, ફેસ્તો જોવાનો હોય તો આવી જાઓ! કેમ ખરૂં કેની?"

"ખરૂંજ છે." આલાં ચીનાઇએ ઉમેર્યું.

'સાચું કહુ તો મને અદેખાઇ લાગી, અને એમજ લાગ્યું કે બીજી કોઇથી સ્ત્રી એને મારા જેવો સુખ–સંતોષમાં રાખી શકશે નહીં, મારા જેવી કાળજી રાખશે નહીં, મારી પેઠે એની ખાનર–મદારત કરશે નહીં, મારી પેઠે એનું સુખ–સગવડ સાચવી શકશે નહીં. એ એક કુદરતી લાગણી છે. દરેક માને એવી વેળા એ લાગણી ઉત્પન થઇ આવે છે. સાસુ–વહુને વિઢોડ લાગેછે તેનું મુળ કારણ એ છે, જેમ માતાને એ લાગણી થાય છે તેમ બ્હેનને પણ

એવીજ અદેખાઇ–એવીજ લાગણી થાય છે ને નણંદ સાથનાં ઝઘડાનો ભેદબી આંજ છે."

" અને હવે જુવોછ, જાણોછ કે તમારી પેઠે, તમારાં મનને ગમતી રીતે, મેં એની ખાતરને મદારત નથી કરી, એનું સુખ સગવડ તમારા સંતોષ પ્રમાણે નથી સાચવી શકી, તે છતાં બી તમો મારી દયા ખાઓછો ? મારી એક પરાઇ છોકરીની કદર ખાઓછો ?"

આલાં ચીનાઇનુ હૈયું ભરાઇ આવ્યું હતું. તેણીની આંખમાંથી ટપટપ આંસુઓ વહેતાં હતાં.

"તે જોની દીકરી, જેની ઉપર પડે તેજ જાણે. દર્દીની ગતી દર્દીજ જાણે. એનાં બાપનોબી એવોજ સ્વભાવ હતો. ને તેથી મેં જે ખમ્યું છે, સોસ્યું છે, અનુભવ્યું છે તેની ઉપરથી તારાં દુખની કદર કીમત જાણું અને તેથીજ મને તારી દયા આવે છે. મને તારી કદર આવેછ કે બીચારી છોકરીને કેટલું દુખ ખમવું પડતું હશે. પણ હવે ચાલો, વાતમાંને વાતમાંતો પેલા કહે તેમ ભરાઇમાં હએ ભરચ ગુમાવ્યું ! હવે તો કાંઇ ઉપાય કરવો જોઇએ. જો મારૂં કહ્યું તું માનશે ! મારી સલાહ પ્રમાણે તું ચાલશે ! મારી તો એજ સલાહ છે કે જેમ એ તારીસાથે ચાલે છે, તેમ તું બી એની સાથે ચાલ. જેમ તારી એ પરવા નથી કરતો, તને ગણકાર તો નથી, વટારતો નથી તેમ તું બી એને તારી બેપરવાઇ દેખાડ, તું બી એને જરા "ટ્રીટ–ફેર" કર ! ને પછી જો કે એની સુધ્ધ ઉંઘડેછ કે નહીં."

આલાં ચીનાઇ તો પોતાની સાસુનું મોઢું જ જોતી રહી. સાસુ ગમ ડેળા ફાડીને જોવા લાગી,—"ઓ માયરે, એવણ મારો બેપરવાઇ જોઇ શકે ? સાંખી શકે ? એવણ તો મને વાઘની ફાની ખાઇજ જાય ! મારી ઉપર ઝાડ તોડી પાડે, જરાબી એવણને ઓછું પડયું, એ વણને અણગમતું થયું, તો પછાં જોઇજ લેઓ !"

"બરાબર, હું સારી પેઠે જાણુંછ, મને સારી પેઠે ખબર છે કે એની સાથે મેં કહ્યું તેમ ચાલવાથી, છેડાશે, એનો મિજાજ તપી આવશે, ને એનાંથી તામોશા નહીંજ થશે અને એમ જાણુંછ તેથીજ તો તને એવી સલાહ આપુંછ કે જેવાની સાથે તેવાથાય ત્યારેજ ખોડ ભાગે ! એને બી ત્યારેજ ખબર પડે એને બી ત્યારેજ ભાન આવે, એનીબી ત્યારેજ સુધ્ધ ઉંઘડે, કે જેમ મને દુખ ઉપજયું, તેમ, મને જેમ લાગ્યું તેમ, બીજાનેબી દુખ થતું હશે, બીજાનેબી લાગતું હશે ? ગરમ અને તેજ મિજાજનાં માણસો જેમ જલદી ગરમ થઇ જાય છે જેમ જલદી મિજાજ ખોઇ દેય છે, તેમ તેવાજ જલદી ઠંડાબી પડી જાય છે. અને ઠંડા પડયા પછી, જરા શાંત થયા પછી તને પુછતો આવશે કે આજે એમ કાંય કીધું ! એમ કરવાનું કારણ શું ! કરીને."

"પણ એમતો મેં ઘણીવાર, નહીં તોબી હજાર વખત સમજાવ્યા હશે ! આલાંએ કહ્યું.

"હા હશે, ના નથી કહેતી પણ તું શું કહેછ. ને શું બોલેછે તે તે ધ્યાનપર લે ત્યારે કેની ? તેનું સમજવાનું ધક ધ્યાન નહીં, ને તે વખતે તું ગમે એટલું બોલે, ગમે એટલા કાલાવાલાને અજીજી કરે, તે આય કાને સમજેને પેલે કાને નીકળી જાય ? આ તો જયારે એ પોતેજ પુછતો આવે ત્યારેજ પૂરે પૂરૂં સમજે, ને તે ઉપર ધ્યાન આપે ને તે તારો બોલવાની અસર થાય ? માટે પહેલાં તો એની ખોડ ભુલાવ, એને નીચો પાડ અને પછીજ, તારે જે કહેવું હોય, કબુલાવવું હોય, તે કર."

" પણ, એમ મારેથી થાય કે ! મારેથી બને કે !

" હા, કાંય નહીં ! કાંય નહીં બને ! જો તું એટલું યાદ રાખે કે, એટલું ધ્યાનમા રાખે કે, એની ઉપર,–એમ કરવા ઉપરજ–તારા સંસારનું સુખ સમાયલું છે, ને તેમ સમજીને, અને જરા સમજદારી વાપરીને કામ લેશે, તો બની શકશે તેવું છે. અંહ !

પેલા બીબેલ, કુત્તાની પેઠે એ પગની વચ્ચે પુછડી કરીને—દુમ દબાવીને, બેસશ." (જરા બારીમાંથી બહાર ડોકયું કરીને)—"લે ચાલ હવે તો હું જાઉંછ. ઘણીજ વાર થઇ ગયો." એમ કહી રૂખસદ લીધી.

આલાં ચીનાઇ હવે એકલી પડી. તે વિચારવા લાગી કે હવે શું ઉપાય કરવો, અને શું કરવું તેનાં વમાસણમાં પડી—" અરે, મારી જાની જાશે, મારી હીંમત જાવે! ને હું એમની સામે થઇ શકું? તો કેવો મામલો સુધરી જાય? પણ એવણ મારો મીજાજ સાંખી જશે કે? મારો મીજાજ ગયો છે કરીને સમજીને જશે કે? અખાડા કરશે કે? નાંખતી કરશે કે? આહ! એવણને શું ખબર કે મેં કેટલી કેટલી વાર નાંખતી કરી છે! કેટલી કેટલી વાર અખાડા કીધા છે! અને કેટલી કેટલી વાર સોડીનો ગોર ગળીને બેઠી છું! પણ, હવે તો નાકે દમ આવ્યો કાંઇ બીલટકો ફટકો કરવા વગર છુટક નથી. અફસોસ અફસોસ, મને શું ખબર કે એવણ ઠેક એમ અનેરૂ કરશે. નહીં તો પહેલે ઘરથીજ, એવણનાં એવાં લખ્ખનપર હાથ આંકોશ રાખ્યો હોત. મેં તો જાણ્યું કે એમ, જાણે જાણતાં નહીં, કરીને અખાડા કરીને, કાંઇ કેયું કરીને બેસશું તો પોતાની મેળે ઠેકાણે આવશે પણ તેને બદલેતો દહાડે દહાડે બગડનારજ ચાલ્યા. તેમા આ છેલ્લા છ મહીનાંમાં તોબાનું પાસરૂં આપ્યુંછ, તેણીએ ઘડીયાલપર નજર કરી "હવે આવવાનો વખત થયો. દીવાબત્તી થઇ ગઇ સાત વાગવા આવ્યા. સબીસાંજનું રાંધી સીધીને તૈયાર તો થઈ ગયું છે. આલાંએ મેરી (આયાને બોલાવીને કહ્યું કે સાડાસાતનો ટકોરો પડે ત્યાં સુધી ખાવાનું ગરમ કરવા નામુકની કારણ એવણ આવ્યા પછી કપડાં લપડાં ઉતારી, જરા આસપાસ લઇને અર્ધો કલાક પછી ખાવાનું માંગશે અને તેટલાં તો હું આવીથી લાગીશ. હું જરા બહાર જઇને હમણાં પાછી આવુંછ."

આલાં બહાર ગઈ. પા કલાક ગયો નહીં એટલાં આલાંનો વણી, તેહમુરસ આવીસેથી ઘેર આવી પુગ્યો. તેવણનો સાફ, દહાડી થેમીઆ વિનાનો ચેહેરો દેખાડતો હતો કે પોતે કોઇનો હુકમ બજા લાવવાનાં કરતાં બીજાંઓ ઉપર હુકમ ચલાવવાનું હાકમી ભોગવવાનું વધારે પસંદ કરતા હતા. તેવણનો ડ્રેસ પણ અપટુડેટ અને ખામી રહીત હતો.

"હલ્લો! તેવણ ઘેરમાં આવી, આસ પાસ નજર કરીને બોલ્યા "કેમ બધાં કાંહ ગયાં!"

તેવણ જરાવાર થોભ્યા—જાય કયાં, આલાં હમણાં દોડી આવશે.

"આલાં!" તેવણે ફરીથી પુકાર્યું "કેમ કયાં ગયાં?"

આ વખતે આલાં ઘરમાં પાછી દાખલ થઇ અને તેહમુરપનાં ચ્હેરાપર ચડે કલેજે નજર કરી. તેણીનાં હાથમાં તરતનું આવેલું "ગુલશન" ચોપાનીયું હતું "ઓહ, તમો આવ્યા કે? સાહેબજી" તેણીએ હસતાં મોંહથી પોતાનાં ધણીને હંમેશ માફક આવકાર આપ્યો.

"હું તો તમોને ક્યારનો શોધતો ફરૂંછ!"

"હું તો હયાંજ છું" એમ કહીને તેણી એક ખુરસીપર બેસી વાંચવાનું શરૂ કર્યું. તેહમુરસે તેણી તરફ થોડીવાર નિહાળીને જોયું પણ કાંઈ બોલી શક્યો નહી.

"વેલ!" આખરે તેનું પાણી આવ્યું તેથી બોલી ઉઠયો. આલાંતો જાણે સાંભળ્યુંજ ન હોય તેમ વાંચવામાં મશગુલ દેખાઇ.

"કેમ શું છે? આજે એમ કેમ? મને કહેશો?"

એ સાંભળીને જાણે અજબ થઇ હોય તેમ આલાંએ જવાબ આપ્યો— "હોય શું! કાંઇ બી નહીં."

"કાંઇ બી નથી, ત્યારે આજે, એમ, આવી રીતે કેમ વર્તો છો! ખાવાનું કાંહ છે!"

"કાંહ હોય વળી રાંધનીમાં!"

"શું ઉંહુંઉં?" કરતો કે તેહમુરસે તરા રો કીધો. આલાંએ વાંચવાનું ચાલુજ રાખ્યું. તેહમુરસે હવે પોતાની બોલવાની ઢપ બદલી ને જરા ટકોરમાંજ પુછ્યું—"કેમ આજે શું છે, ડીયર? એ કાંઇ સમજ પડે!"

"તમોને શું જોઇએછ ને મોહડેથી કહો તો ખુલ્લાસેથી તમોને જવાબ આપી શકું!"

"મને બોનું-ખાવાનું જોઇએછ!"

"વારૂં, મળશે. સાડા સાત વાગે તૈયાર થશે."

"પણ હું તો તમોને કહી ગયો હતો કે હું ૭ વાગે આવીશ."

"ને તેથીજ તો મેં સાડા સાત વાગે તૈયાર રાખવા કહ્યું છે."

ચીરડાટને મારે તેહમુરસે પોતાનો કોટ ને ફેંટો ઉતારીને પાસેની ખુરસી પર ફેંકયો, ને તે પોતે બીજી ખુરસી પર જઇને બેઠો. તેણે આલાં ગમ ટગર ટગર જોવા માંડયું.

આલાંએ કોટ અને ફેંટા તરફ નજર કરી, અને પાછું વાંચવાનું શરૂ કર્યું.

"મેહેરબાની કરી મને જણાવશો—કહેશો કે આ બધાંની મતલબ શું?" તેહમુરસને કાંઇ કારણ સમજ નહીં પડયું ત્યારે પુછ્યું.

"હોપ શું? કાંઇબી તો નથી આજે."

"એ એમજ આજે બોલપર ભાર મુકીને બોલવાનું કારણ?"

તે રોજ ખાવાનું ચુલાપર છંગારે પડયું પડયું તતરીને સુકકું થઇ જાય-ઘણું ખરૂં ધુખરાઇ બી જોય!"

"તેમાં વાંક કોણનો?"

"કોણનો વરી? તમારો!"

"હેંએએ! શું મારો?" તેહમુરસની "પ્રસીમ અપ!" કાંઇ ખીલ્યો!

"હા, તમારો વાંક, કારણ ૭ વાગે આવશ કરીને કહી જાઓ, ને આવો ત્યારે તો સાત વાગતે!"

"રસ્તે મને ખોટી થવું પડેછ, તેને મારે બોલોછ!"

"હું શું જાણું કે તમોને રસ્તામાં શાને માટે ખોટી થવું પડેછ?"

તેહમુરસનું આજે પાણી ગયું હતું, તેથી તે ઉઠયો. તો પણ ગુસ્સો નહીં દેખાડતાં ઠંડા અવાજે બોલ્યો—"હું ધારૂંછ આજે મારાં માયજી પાસે જઇને બોણુંબી હું ત્યાંજ ખાઇશ!"

આલાં ચીનાઇની હવે છેડાઇને ઉભી થઇ—"એમ કાંઇ બનશે નહીં! હું કાંઇ તમોને ત્યાં જવા દેનાર નથી!"

તેહમુરસનો તેણીનું કોહું જોતોજ ઉઠ્યો! તેને હજી સુધી કાંઇજ સમજ પડી નહીં કે આજે શું બીના બની છે. આજે એને (આલાંને) શાનો 'ભુત ભરાયોછ'—" ત્યારે હું તેવણને હયાં બોલાવી મંગાવું છું!"

આલાંએબી પોતાનો રંગ દેખાડવા માંડયો તેણીનો ચેહેરો ગુસ્સાથી લાલ થઇ આવ્યો. આંખો લાલ લાલ થઇ આવી હતી.—"ખબરદાર, હું તમોને કહુંછ સાફ, તમારાં માયને મારાં ઘેરમાં આવવાનું કાંઇ કામ નથી! મારા કામની વચ્ચે આવવાનું કાંઇ કારણ નથી?"

હવે તેહમુરસની ગરમ થવાની વારી આવી—" અને હુંબી કહુંછ કે ખબરદાર, મારાં માયને માટે કાંઇબી વાંકુંચુકું બોલીછ તો! મારાં માય કાંઇ કોઇનાં કામમાં કે કોઇનાં ઘેરમાં માથું મારે તેવાં નથી!"

"ત્યારે તેવણને હયાં બોલાવવાનું શું કારણ?"

તેહમુરસ બોલવા જતો હતો, પણ અચકી અટકી ગયો. તે ચુપ થઇ, ખુરસીપર પાછો બેઠો. અને જરા પટામણા સાદે કહયું—"આલાં, હયાં આવ."

પોતાનું મોંહ જરા ફેરવી આલાં તાબે થઇ. તેહમુરસ પાસે ગઇ. તેહમુરસનો તોર હજી પુરો ન હતો. તે બોલ્યો—"હું ખુશી થયો કે તારી અક્કલ પાછી ઠેકાણે આવી. આટલું બધું કરવાનું શું કારણ છે, તે મને ખબર પડતી નથી.

વારૂ, આજે કાંઇ તડકામાં કેથે બહાર ફરવા તો નથી ગઇને ?"

"નહીં" ટુંકમાંજ જવાબ મળ્યો.

"ત્યારે તું આજે શું કરતી'તી ?"

"શું કરે ? રોજનું કામ! રોજનું વહી તરે ! પણ કંઇ પુછવાનું કારણ ?"

"કારણ કે મને લાગેછ, આજે તારી તબ્યત ઠીક નથી. આજે તારો મિજાજ હાથમાં નથી !"

"રોજનાં કરતાં તો હું આજે ઘણી સારી પેરે છું ! આજના જેવી મારી તબ્યત આગળ નહીં હતી. પરણ્યા અગાઉની પેરે હમણાં હું ખુશી છું—સુખી છું !"

"અંહ—અઅઅ !" જાણે કાંઈ સમજ પડી હોય તેમ તેહમુરસ બોલ્યો—"એટલે? એટલે"

"એટલે એજ, કે જયારથી આપણે પરણ્યાંછ, નહીં, આપણાં લગનને મહીનો એક થયો ત્યાર પછીથી, મારી ઉપર જુલમ પડેછ ! તમે મને દાબતા આવ્યોછ ? હવે મારી શુધ્ધ બુધ્ધ, ખુશીછ ! એજ ?"

"કોણે જુલમ કીધો ? ને કોણ તને દબાવતું દબરાવતું આવ્યું ?

"અલબતાં, બીજું કોણ હોય ! તમોજ વળી !"

"હું ઉં ઉં ઉં ! તારો ધણી થઇને !" કાંઇક આનાયમીથી તેહમુરસ બોલ્યો.

તેહમુરસના આ બોલવાની ઢબ, તેમજ તેના અર્થ ઉપરથી કોઇ હોય તો સમજી જાય, કોઇ હોય તો પીગલી જાય, દયા ખાય ! પણ ના, તેહમુરસનાં દીલમાં કાંઇ બુરૂં ન હતું પણ આમાં તો તે સમજી વંતારે ચોરાયો

"હા, ધણી થઇનેજ ! તમોએ મારો હાથ ધર્યો, મને દરેક રીતે ખુશીને સુખી બનાવવાનો કોલ આપ્યો ! તે કોલનો, તે વચનનો ભંગ કીધો ! તમોએ મારી તરફ બેદરકારી બતાવી ! મારી તમને જરાબી અદર કદર નથી આવતી ! એક દહાડો, બે દહાડા હોય તો જાણે સહમ-જયા ! પણ નહીં, રોજ ઉઠીને, ઘેરમાં આવવાનું મોડું કરીને સુન્નાં જેવું રાંધેલું સીધેલું બગડે ! તમારા વાંકથી બગડે ! ને પછી સારૂં નહીં થયું, મારૂં થયું, તનરી ગયું, બગરી ગયું, ઘુખરાઇ ગયું કરીને મને બદનામી આપે ! ખાવાનું અદવાર કુરે ખલાસ થયું કે, ચાલ્યા હોલમાં જઇને પેને ચોપડા લઇને બેસે ! ને ઘણીઆણીને તાપાવી મુકે ! વારૂ એમબી સહુ મજ્યા કે ખાધા પછી કલાક અધો કલાક વાંચવા રોજનો કાઢડતો, પણ વખતસર સરે સહકારે સુવા આવવાનું પણ નહીં ? ચાલોની, 'ઉઠોની', પોહડી જનઓની ! કરીને પોક પોક કરો ! પોતે ઉજાગરો કરે તેની સાથે બીજાઓબી જાગે. તમારી ચોકી સંભાળ કરે, ને જબરદસ્તીએ ઉઠાડે ત્યારે, કેયા ધીમે રડીને સાડાઅગ્યાર બારને કેટલીક વારતો બને વાગે શક પોહચા આવે ! અર્ધી રાત સુધી ઉજાગરો થાય. આંખનાં નેત્ર ખેંચાય ! ત્યારે પછી સવારનાં સકારે તે કહાંથી ઉઠાય ! મોડે ઉઠતા છતાં બી ઉજાગરાને લીધે માથું ઘુમે ! છવ થરથર ધ્રુજે ! બોલવા ચાલવા ગમે નહીં પણ ચાહે નાસ્તો થયો કે ન્યુસપેપર હાથમાં પકડેલુંજ છે ! ન્યુસપેપર ! મને તો જોઇને ધધરીને તાવ આવેછ ! ધિક્કાર છુટેછ ! છવસ જાગસ ત્યાં સુધી એવાં ચીથરાંઓને જોવશ જાણશાબી નહી ! જાણે ન્યુસપેપર પરજ બધો છવ જાન છે ધક ધ્યાન છે ! જાન કુરબાન છે ! તો બૈરીનું શું કામ છે ! ને કોઇ કોઇ દહાડે સાથે રેલમાં બહાર નીકળ્યાં તો આખે રસ્તેબી તેજ હાલ ! ન્યુસપેપર આખે રસ્તે વાચવાનું ! કોઇ દીવસ હોટલમાં આઇસ્ક્રીમ ખાવા જઇયે, તો બો બૈરી સાથે બેસીને બે ઘડી ખુશ ગુફતેગુ—વાતચીતમાં વખત કહાડવાને બદલે—'બીલ' આપવા લોક આવે તેને દેખાડે કે ધણી ધણીઆણીમાં કેવો સંપ—મેલ છે ? એકેકને કેવાં ચાહેછ ? એમ દેખાડવાને બદલે—ત્યાંબી એજ ચીથરૂં હાથમાં ! બસ જ્યાં હોય ત્યાં એ ચીથરાં—

ચીથરૂં—ચીથરૂં આગળનું આગળ! જાણે બૈરી સાથે નથી પરણ્યા, પણ ન્યુસપેપર સાથે પરણ્યાછ! બૈરીની જગાએ ન્યુસપેપર ચીથરૂં! એવું જો હતું તો બૈરી કીધી શું કરવા? મારી સાથે પરણ્યા શું કરવા? કુંવારા જ કાં નહીં રહ્યા? ને વળી જ્યારે બોલુંછ ફર્યાદ કરૂંછ, ત્યારે કહેજે તારોજ વાંક!"

આટલી લાંબી મુદ્દત સુધી મુંગે મોઢે ખમેલાં દુખની લાગણીનો ઉભરો, આલાંએ આજે બહાર પડયો. તેથી તેની છાતી ભરાઇ આવી હતી, જીવ થરથર ધ્રુજતો હતો, આંખમાં આંસુઓ આવી ગયાં હતાં! આવું આટલું લાગણી ભરેલું સાંભળી, તેહમુરસ તો દંગજ થઇ ગયો. તેણીનાં ચ્હેરા સામે ન જોતાં–નીચી નજર કરીને ચુપચાપ સાંભળતોજ ઉભો હતો! "તેં મને આગળથી તેમ કાંય નહીં કહ્યું?"

"કેટલીવખત કહી ચુકી!"

"કયારે?"

"એક હજારને એક વાર કહયું હશે! શું સમજે કોણ? ધક–ધ્યાનતો ન્યુસપેપરમાં ભરેલું!"

"શું ભરથાર–ધણી તરીકે તારી સાથ હું સારી રીતે નથી ચાલ્યો?"

"નહીં!" આલાંએ દરાવથી કહયું.

"શું ઉં ઉં ઉં!." તેહમુરસને કાંઇક ગુસ્સો લાગ્યો હોય તેમ બોલ્યો.

"હા, હું જાણુંછ કે તમે મનમાનતા પરણીને સુખી થયા! હા, તમોને તો સુખ થયું ખરૂં. લગનથી તમોને તો દરેક વાતનું સુખ–સગવડ મળેછ! પણ તો બી, હું નહીં ધારતી કે પરણ્યા અગાઉ જે સુખ–સગવડમાં તમો હતા તેથી વધારે–તેથી બહેતર–તેથી ચડતા પ્રકારનું સુખ તમો ભોગવતા હોય! તો બી તમારે મનથી તમો તો સુખી, ને સંતોષી છો. જ્યારે મારાજ બુરા હાલ થાય છે! અરે, એમ મારી સામે જોઇને મને ડરાવો–બીવરાવો નાં મારી કુંવારી જીંદગી હજી સારી હતી. અને હવે? આય ઘેરનું-વહીવટ કરવાનું, ને મારી સાહી બીતીઓ પોતાના ધણી સાથે સુખ ચેનમાં ફરે હરે–વાતચીત કરે તે જોઇ જોઈ ને જળવા–બળવાનું! મારા વિચાર પ્રમાણે તો તમે એ લગન કરીને, બુઢી માયને બદલે બદલે, તમારી ખાતર કરવા તમારૂં સુખ–સગવડ સાચવવા, જુવાન છોકરી ને બૈરી કરીને લાવ્યા. માયને રાહત આપી, બૈરીને માથે જવાબદારી નાંખી! માયનું ઘેર છોડી, પોતાનું ઘેર માંડયું, કે જેથી મારૂં પોતાનું ઘેર છે, એવો સંતોષ લેવાનું બને! રાતનાં ઘેર આવે ત્યારે શેઠને માટે ખાવા પીવાનું તૈયાર રાખીને બૈરી ડોળા તાણતી વાટ જોતી બેસે!"

"પણ, આજે તો હું તેમ નથી જોતો." તેહમુરસે કડવાસથી કહયું.

"સહવારૂં પડયું કે, વરી ચાહ નાસ્તો તૈયાર કરીને તમારી વાટ જોતાં બેસવાનું! આપીસે ગયા, કે બૈરી શું ને વાત શું? પાછા ઘેરમાં પગ મુકે ત્યારે, કાંઇક યાદ આવે! તમે ભલે કાંઈ બીજું સમજતા હોય. પણ હું તો એમ સમજુંછ કે એવા લગનથી બૈરી નહીં, પણ લોંડી ગુલામડી બનીને આવીછ!"

"તને ખબર નથી કે, હું તારે માટે કેટલા ભોગ આપુંછ?" (વાંચનારે જોઇ લીધું હશે કે એકવાર કડવાસ ઉત્પન્ન થયો ત્યાં "તુંતાં"પર ઝટ ઉતરી પડાય છે.)

"ને મેં શું નથી ભોગ આપ્યા! મારૂં કેમ?"

"તારૂં? તેં શું ભોગ આપ્યા વળી?"

આલાંનો મિજાજ વળી હાથથી જતો જણાયો!—"હજી તો આરતે રહીને પુછોછ તે કે મેં શું ભોગ આપ્યા! મેં મારાં વાહલાં મા બાપ સમાં વાહલાં, જેઓ મને આહ્નતાં હતાં. તેઓને છોડયાં! તમારે સારૂ તજ્યાં! મારી ઓળખાણ પીછાણની, ને જીવે જાનની સહી બીતીઓને છોડી! એક અજાણી જગા,

અ'જાણ્યાં લોકોમાં આવી, એવે અરૂસે આવી કે મને મારો ધણી મળશે! ધણીનુ' સુખ મળશે! ધણીનાં સુખથી આગલાં સુખનુ' દુખ ભુલાશે ધણીનાં સુખ આગળ બીજુ' બધુ' રદ થશે!"

"અને મે' તને દુખી કીધી?" તેહમુરસે જરા અણુકા કીધા.

"પરણીને તમારે ઘેર–આ ઘરમાં આવી ત્યારે મને માલમ પડ્યુ' કે આખા દહાડાનાં ચોવીસ કલાક વચ્ચે ફકત ત્રણ ઘમ દઇને ત્રણ કલાક તમારી હાજરીમાં રહેવાનુ'! તમારૂ સુખ જોવાનુ'! અફસોસ આવી રીતનુ'!–બીજાની બેરીની દરકાર કર્યા વગર, પોતાનુ'જ ફોડવાનુ' પોતાનુ'જ સુખ જોવાનુ' મળી શકશે!"

"વેલ, ત્યારે હવે તુ' શુ' કહેવા કરવા માગેછ? તારી એવી મરજી છે કે તારે મહીરે જ્યાંથી જે સુખમાંથી હવાં દુખમાં આવી, તે સુખ જોવા પાછી જવા માંગેછ?" હવે તેહમુરસે તેણીને "ચેલેન્જ કરી"

આલાં ચુપ રહી.

"તારી મરજી હોય, તારી જવાની ખુશી હોય તો જા" તેહમુરસ બોલ્યો.

આલાં ગુસ્સાભેર ઉઠી. અને "આહ" કરી એક હાય મારી.

"જો તને મારી ઉપર વ્હાલ–પ્યાર ન હોય, મને ચાહતાં બંધ પડી હોય, તો જબરદસ્તીથી સાથે રહેવુ' બેવકુફી ભર્યુ' છે." તેહમુરસ 'ચોગા' મુકવાનું ચાલુ રાખ્યું.

"તમારૂ'જ દીલ મારી ઉપરથી ઉઠી ગયુ' છે,! તમોજ મને ચાહતા બંધ પડી ગયા છો! તમોજ હવે બૈરીથી ધરાઇ ગયા દેખાઓ છો!"

"નહીં, હુતો જેમ હમેશ ચાહતો આવ્યોછ તેમ હજી બી ચાહું છું."

"ત્યારે તમો મને મુદલ ચાહનાર નહીં! ચાહતા હતે સો આવી રીતે નહીં ચાલતે!"

"ચાલ, પંચાતી છોડ, ને તારી મરજી' પડે તે કર!"

"ત્યારે તમે કબુલ કરોછ કે મને ચાહતાજ નથી? ત્યારે મારી સાથે પરણ્યાજ શું કામ? કહોની, મારી સાથ શાદી કીધીજ શું કામ?"

"હું પરણ્યો–મેં શાદી કીધી, તે એવુંજ માનીને, કે જેવી આજે છે, તેનાં કરતાં જુદીજ કીસમની બી તું નિવડશે!" તેહમુરસે બી ઉશ્કેરાઇને જવાબ આપ્યો.

આલાને જાણે એક ફટકો લાગ્યો હોય તેમ "ઓહ!"નાં નિસાસા સમેત તે ઓરડો છોડી જવા ઉઠી–"હવે બસ, ઘણું થયું તમારી સાથે.–તમારાં ઘેરમાં–એક દહાડે બી હું રહેવાની નથી. હવે રાત પડી, ને મોડું થઇ ગયું, તેથી હવે હમણાં તો હું તમારા માયજી આગળ જઇને તેવણુને ત્યાં રાત તોડી પાડશ, ને સહવારે, હું મારે મહીરે ચાલી જવશ." એમ બોલી ગુસ્સાભેર જવા ઉઠી.

"પણ, મારાં માય થઇને, મારી તરફદારી કરશે કે તારી?" તેહમુરસે જરા જેરથી બોલી, તેણીને જતાં જતાં સંભળાવ્યું.

એટલામાં મીસીસ ચીનાઇ તેહમુરસના માયજ ત્યાં "શું છે? એ શાનો એમ એકલો એકલો મોટેથી બોલતોતો" કરતાં આવી લાગ્યાં.

તેહમુરસ ધડકતી છાતીએ, પોતાનાં માયનો હાથ પકડીને તેવણુને સોફાપર લઇ જઇને બેસાડ્યાં અને પોતેબી તેવણુની પાસેજ બેઠો.

"આજે કોનું કમબખ્તનું મોહડું જોયું છે કે, આવો ખરાબ, બરગસ્તે દહાડો ઉગ્યો! આજે માયજી, ઘણું નરસ થયું છે! બુરૂ થયું છે! ખરાબ, કમનસીબ બનાવ બન્યો છે!

"પણ શું થયુ બેટા! શું બનાવ બન્યો તે તો કેહ?"

"આજે હમો બેઉ જણે ઝઘડો કીધો છે. એણે મને તરેહવાર કહ્યું ! જે ગમે તે બોલી,ને વલી રૂસાઇને ચાલી જાય છે અને આજની રાત તમારે ત્યાં રહેવાનું કહીને ચાલી ગઇ!"

"ઓ, ખોદાયજી ! એટલું બધુ શું થયુ ? શાને માટે થયું ?"

"મનેબી, મને પોતેનેબી ખબર નથી એણે મારી સામે તરેહવાર તોહમત બોહતાન મુક્યાં ! હું તો ધારૂંછ કે કોઇ ચીથરાં જેવી ચોપડી વાચ્યાંથી એનું ભેજું ગયું હશે!"

"અરે, આજકાલ નીકલતાં ચોપાન્યાં ઓનાં ચીથરાં બરેરે?હું તો જ્યારે જુવાન હતી. ને પરણીને–"

"બસ કરો, માયજી,એ બધું રેહવા દો ! ને એનો વિચાર કરો. એનો કાંઇ રસ્તો કરો. એનો કાંઇ તોડ ઉપાય કરો જો કે તમને અમારી વચ્ચેના-ધણી ધણીઆણીનાં ઝઘડાની વચ્ચે લાવવાં નહીં જોઇયે પણ શું કરૂં ?હું તમોને મારાં વાહલાં આવતરને નહીં કહુ ? એ તો બોલતીતીકે, તમોને સાસુને વચમાં પડવા દેવા નથી માંગતી!"

"મને વચમાં આવવા નથી દેવાની ? ઓ, ખોદાયજી ! કેટલુ નગુનાપણું ! કેટલો ઉપકારનો બદલો અપકારથી ! મેં તો–"

"હા, હા, માયજી હું જાણુંછ તમોતો એની સાથે ઘણી સારી રીતે વર્ત્તયાં. વહુને પોતાની અંગત દીકરી પેઠે ચાહી,ને સારીજ સલાહ આપતાં રહયાં પણ એનાં માથાંમાં એનાં ભેજામાં પેલા જુદાજ વિચારો ભમે છની ? (દાંત કચકચાવીને) પેલી કોઇ ચોપડી આહે, તેનું કંગાળ ચીથરૂં મારા હાથમાં આવે કેની, તો સુહલાનેજ સપુરદ કરૂં ! હવે જુઓ એણે મારી આગળ શું કહયું તે. એ બોલી કે હું એની ઉપર ઘણોજ જુલમ પાડુંછ દખાવું છું ! અને કેટલા દહાડા થયાનો ભાગ્યેજ એની સાથે બોલતો વાત કરતો હોઉં ! તમે શું ધાર્યું માયજી, હંઅ ! તમે શું સમજયાં ?"

મીસીસ ચીનાઇ જો કે બુઢાં થયાં હતાં તો પણ પોતાનો રમુજી સ્વભાવ સદંતર મુકી બેઠાં નહતાં. તેવણે કાંઇક રમુજથી કહયું "જોની, દીકરા, હું તો એ કહુંછ કે જ્યારે હું તુને કાંઇ પુછતી હતી, ત્યારે તું તેનો તડનેફડ જવાબ દેતોતો ! શું જવાબ આપવો તેનો વિચાર તને કરવો પડતોતો નહીં. એને જવાબ આપ્યોજ હશે !"

"ત્યારે નહીં ? શું ચુપ બેસું ? તેણે કાંઇ યાદ કરતી ઢબે પોતાનું કપાળે પસવાર્યું "હમણાં જરા મારો જીવ ઠેકાણે નથી માયજી ! હું વિચાર કરી શકતો નથી. મને સમજ નહીં પડતી. હું અજબ થાઉંછ કે એ શું કરતી હશે ? તમે ધારોછ કે કાંઇ કાંઇ જીવ પરતો નહીં કરે ? મારી સાથે બોલતીતી ત્યારે આજે એનો ચેહેરોજ કાંઈ ઔર તરાહનો, ને ઝનુની દેખાતો હતો. તમે એમ ધારોછ કે પોતાનાં જીવને હાંની કરશે ?

"નહીં હું ધારૂંછ કે એવું ગાંડું-ઘેલું કાંઇ કરશે નહીં. એક કલાકની વાતપર તો હું એની આગળ આવી ગઇ હતી ! ત્યારે તો મજેહ તરેહથી મારી સાથે, સારી રીતે વાત કરી હતી."

"હેં એ ? શું તમો એક કલાક ઉપર આં આવી ગયાં હતાં ?"

"હા,—"મીસીસ ચીનાઇએ કાંઇક ધ્રુજતા અવાજે કહયું.

"અને તે વખતે મારે સારૂં કાંઇ તમારી આગળ બોલીતી ? "

"હા. તારે વાસ્તે બોલી ખરી, પણ તેમાં એણે કાંઇ ખોટું તો નથી દીધું, ખરૂં કેની ? "

"તારૂ, પણ મારે સારૂ શું બોલી ? મારે સારૂં શું કહ્યું ?"

"તારૂં બધું દાસ્તાન કહી સંભળાવ્યું."

"અને તે શાને માટે કહી સમજાવ્યું ? તમો કાંઇ અંજાણ્યા છો ? જાણતાં નથી ?" "હું તો ધારૂછ કે તારે માટે હું શું ધારૂછ, મારો કેવો વિચાર છે તે જાણવા માટે, હું બી એનાં વિચાર સાથે મલતી આઉંછ કે નહીં તે જોવા માટે !"

"તે શું તમે હા કહ્યું ? તમો એનાં વિચારો સાથે મળતાં થયા ?"

"હા, તદ્દન."

"ત્યારે એણે પોતાનો વિચાર ઝડપથી ફેર ગ્યો હશે." આલાં જે બારણેથી બહાર ગઇ હતી ત્યાં ઝડપથી, દીલમાં કાંઇક શંકાથી–નજર કરી કહ્યું આજે એને કાંઇબી થયલું હોવુંજ જોઇએ. એ મારી આગળ બોલી નહીં તો શું થયું, પણ–" તેણે વિચારવંત રૂપે પોતાનાં હોટપર આંગળી મુકીને—"જઇને જોવું જોઇયે !"

તેહમુરસ બહાર ગયો. અને થોડીજવારમાં આલાં બીજે દરવાજેથી અંદર દાખલ થઇ. તેણી તૈયાર થઇને બહાર જવાને માટે હાથમાં 'હેન્ડ બેગ' લઇને આવી હતી. અને પોતાની સાસુ ને પાછાં આવેલાં જોઇ—"ઓ ! તમે તાં !"

મીસીસ ચીનાઇ કાંઇ બોલ્યાં નહીં, પણ આલાં ગમ જોયું.

'ત્યારે આખરે એવણે તમોને બોલાવી મંગાવ્યાં ખરાં ! કોણ પાસે !"

"હું હમણાંજ આવી. ફરી વિચાર કરતાં મને બીક લાગી કે કાંઇ એમાંથી એરતું દેર થઇ જશે ! તેથી તુંને ચેતાવવા પાછી આવી, કે મારી સલાહ પ્રમાણે નહીં કરે. વખતે બકરૂં કાઢતાં ઊંટ પેસે.'સંને ગઇ પુન, ને ખો આઇ ખસમ વારી વાત થાય !"

"પણ હું તો હવે હવાં નથી રહેવાની ! હું તો મારે ગહીરે જઉંછ. આજની રાત તમારા ઘરમાં તોડી પાડીનેસહવારમાં જઇશ."

"પણ મારૂ ઘેર તો હમણાં તળે ઉપર થઇ ગયું છે. ઘરને ચુનો દેવડાવુંછ, તે બધો સામાન વેર વિખેર પડેલો છે ! ધોલ્યા ભિંતાનાં પરતો મણ મણ કચરો એકઠો થયો છે !"

આલાં નિરાશથી તટાર ઉભી રહી શકી નહીં. તેણીએ ખુરસી પકડી લીધી. અને જાણે ઓય બેહુંશ બની જતી હોય તેમ–"આહ !" કરીને એક સરદ હાય મારી.

"જો, દીકરી. મારૂં કહ્યું માનીને, કંઇ બી કરીને આજની રાત હપાંજ તોડી પાડ. ઘણું ખરૂ એ ઠેકાણે આવી જશે ! ને તને સમજાવી લેશે !"

"નહીં હવે તેમ બનવું મુશ્કેલ છે !"

"શું ! ત્યારે ખરેખર તું તારે મહીરે જવાજ માંગેછ ? તું એનાથી છુટી થવાજ માંગેછ ?"

"હા, ખરેખર."

"પણ તેં તો અમયો દમ ભરાવવાનું કહ્યું હતું"

"હા, પણ મેં બી મારો મિજાજ ખોઇ દીધો. હું બી ગુસ્સપર આવી ગઇ ! હું તો જાણતી હતીજ, કે મારો મિજાજ હાથથી ગયો એટલે થઇ ચુક્યું. અને પછી એવણ તરેહવાર બોલ્યા તે હું સાંખી નથી શકવાની, ભુલવાની નથી, માફ કરવાની નથી. ખરૂં પુછો તો મને પાખરૂં પકડીનેજ બાહાર કહાડવાની બાકી રાખી—એવણેજ મોંહડે ચહડીને કહ્યું કે તારે મહીરે જા. ત્યારે મેં કહ્યું કે હું તમારે ઘેર પહેલાં જવશ. એવણે ત્યારે મને કહ્યું કે તમો મને રાખશો નહિ, બોલાવશો નહીં !"

"કારણ, એને ખબર છે કે હમણાં હું ઘેરને ચુનો દેવડાવું છું. જ્યારે ચુનો દેવાતો હતો ત્યારે એને ગમતુંજ નહીં, અને પોતાની કલબમાં જઇને સુતો'તો."

"ત્યારે મને સમજ નહીં પડતી કે હું શું કરૂં. પણ હું હ્યાં તો રહી શકતી નથી."

તેઓનાં કાનપર કોઇનાં ઝડપથી આવવાનાં પગલાં સંભળાયાં. અને બીજી પલે તો તેહમુરસ બહારથીજ પુકારતો આવ્યો "એતો ચાલી ગઈ! માયજી હાથમાં એક બેગ લઇને બહાર નીકલીછ. ! મને છોડીને ચાલી ગઇ, માયજી! હવે મરતાં પછી નહીં આવશે. મારોજ વાંક છે. મારા કાંઇ બોલ લાગા કે મારેથી બોલાઈ ગયું ? મેંજ એને ચાલી જવા કહયું !" તેહમુરસ જુસ્સાભેર અંદર આવ્યો હતો અને પોતાની નિરાશીને લીધે આણીગમ પેલીગમ ઓરડામાં નજરનહીં કરતાં, પોતાની મા પાસેજ ધપદેતો બેસી ગયો અને પોતાનો જુસ્સો ખાલી કીધો.

"ચાલ, હવે ઘણું થયું! બસ કર! ગેલા છોકરા! અને જરા તારૂં માથું ઉચું કરીને જો, પેલી શું તારી બૈરી. જો તારી સુધ્ધ ઠેકાણે રાખીને બહારથી આવતાં સાથજ, આણીગમ પેલીગમ જોયું હતે તો, એ તારી નજરે પડતેજ! તમારાં બોઇનો આવો હાલ જોઇને નોકર શું વિચારે? તે લોક શું સમજે! ને આણીગમ નજર કર, એતો કયારની આંખ પાણી કરી રહી છે! રડી-ઝરી રહીછ! ને તને પાછી મળવા માટે તલપી રહીછ!"

"આલાં!" તેહમુરસ બોલી ઉઠયો.

"કેમ!"

જવા તદન તૈયાર થઇને આવી હતી. હું, દીકરા, ( તેહમુરસ ગમ ફરીને ) બહારથી અંદર અંદર આવ્યો, ત્યારે એણે મને કહ્યું કે મહીરે ચાલી જાઉંછ. અને ખરૂં પુછો તો એ બધી ભાંજગડ મારાથી ઉભી થઇ છે!"

"તમારાથી, માયજી?"

"હા, અને હું ખુશી છું કે એ ભાંજગડ મેં શરૂ કરાવી. કદાચ હવે તને એથી નસીહત મલશે. તું કાંઇ શીખ્યો હશે. હું પોતે બી એક વખત જુવાન હતી. જરા બેવકુફ બી હતી. અને મેં એવી બીં જુવાન છોકરાઓને જોઇછે-જાણીછે, કે જેઓએ પોતાના ધણી ઉપર, પ્યાર અને લાડમાં આવી જઇ,પહેલાંથી-પહેલે ઘરથીજ, કાબુ-દાબ નહીં રાખ્યો. તેથી તેમનાં ધણીઓ વિખરાઇ ગયા. તને ખબર છે, બેટા, કે તું બી વિખરાઇ ગયો છે? હા, તું બી વિખરાયો છે. વગર નાથનાં બળદની પેઠે, પોતાનીજ મરજી પ્રમાણે વર્તો-પોતાનીજ મરજી પ્રમાણે બીજાં બી ચાલે તેમ ચાહું! ખરૂં કહું તો તારી પોતાનીજ મરજી પ્રમાણે-હુકમ પ્રમાણે બીજાંઓ ચાલે, તારી મરજી, ને હુકમને બીજાંઓ બી માન આપે-તાબે થાય, તેમ આજ સુધી તું ચાહતો આવ્યો છે. કુંવારો હોય ત્યારે તો પોતાના બેટા ઉપરનાં પ્યાર-વ્હાલને લીધે, એક માય તો લઇ ચલાવી શકે, તેથી વહણાઇ જાય. પણ પગમાં બેડી પડી-પરણ્યા પછી તો, એવી ચાલ-એવી વર્તણુંક, ભાગ્યેજ વહણાઇ



# બિરબલ ચરિત્ર.

( ગતાંકથી ચાલુ. )

ગુલશન માટે ખાસ.

જુદાં જુદાં સાધનોપરથી લખનાર—પાલનજી બરજોરજી દેશાઇ.

બીરબલના શત્રુઓએ એકવાર તો પાદશાહની મહમદિવાન રાણીને ઉશકેરીને હિંદુને બદલે મુસલમાન વજીર નેમવાનું છટકું માંડીને ફતેહમંદ થયા હતા—રાણી પોતે તેમાં હાર પામી હતી, તોપણ હજુ તેઓ ધરાયા નહિ, અને એજ રાણીને ફરીથી ઉશકેરીને તેણીનાજ ભાઇને વજીરાત આપવાની પાટી ભણાવી પાદશાહ આગળ મોકલી. અકબર જેવો ડાહ્યો અને સમજુ પાદશાહ મોગલાઇ તખ્ત ઉપર કોઈ બિરાજી ગયો નથી. તે નામદાર સઘળું સમજતો હતો. રાણીનાં ફેલ અને મક્કર તે એક લેહજામાં પામી ગયો. બીરબલને ખસેડવા માટે દલીલ એ હતી કે તે મૂર્તિપૂજક હતો, અને તેના હાથ તળે કામ કરવાને અલ્લાહને માનનારા મુસલમાનો રાજી નહતા. રાણીને પુછવામાં આવ્યું કે આ મૂર્તિપૂજકની જગ્યા રાખે એવો કોણ્યું. છે! ત્યારે તેણીએ તરત ઉત્તર દીધો કે તેણીનો બાપ અને પાદશાહનો સાળો અમીર ઉલ ઓમ્રા શેખ હુસનખાં!

પણ તેનામાં બીરબલ જેટલી અકલ ક્યાં છે? તે તો બેવકુફ છે. તેને બોલતાં પણ ક્યાં આવડે છે? મારા વરસોના અનુભવી અને આહોશ વજીરને ખામખા તારા આવા એહમક ભાઇને થકી હું રજા આપીશ નહિ." પાદશાહના આ જવાબથી રાણીને ગુસ્સો ચઢ્યો અને તે રીસાઇને ચાલી ગઇ.

પણ એટલેથી વાત અટકી નહિ. રાણીએ ફરી ફરીથી એની એજ વાત રજુ કર્યા કીધી, જેથી આ દહાડ ચતુર સાલેજી કેવા બુદ્ધિશાળી છે તે પોતાની રાણીને દેખાડવાની મતલબથી અકબરે એકવાર તેને દીવાનગીરી આપવાનો ઠરાવ કીધો. તેણે એક તરફથી રાણીને કબુલત આપી કે આવતી કાલથી તારા ભાઇને વજીરાત મળશે, જેથી તેણી અને તેનો ભાઈ તથા સર્વ મુસલમાન દરબારીઓ અને અધિકારીઓ ખુશ ખુશ થઇ ગયા. બીજી તરફથી પાદશાહે બીરબલને ખાનગીમાં કહ્યું કે "તારે થોડાક દિવસ

બીમારીનો સબબ બતાવીને ગેરહાજર રહેવું. રાણીના કંટાળાનો મને એક ઇલાજ સુઝયો છે. હું તેને અને સર્વ આલમને દેખાડી આપવા માગું છું કે મારાં રાજ્યને ખરી બીરબલ સિવાય બીજો એકે વજીર અનુકુળ નથી."

બીરબલ બીજે દિને ઘર રહ્યો, અને પાદશાહે દરબાર ભરીને પોતાના સાલેજીને દીવાન નેમ્યો. મુસલમાનોની ખુશાલીનો પાર રહ્યો નહિ. દીવાનની ખુર્સી ઉપર ચઢી બેસી નવા વજીરે ન્યાય ચૂકવવા માંડ્યો, જેમાં ઘણી વાર કાચું કપાયું અકબરે તથા દરબારે નજરે નજર જોઇ લીધું.

આ રીતે થોડાક દિવસ જેમ તેમ ગયા બાદ પાદશાહે નવા વજીરને ભર દરબાર વચે ફરમાવ્યું કે "ચાર ચીજોની બહુ જરૂર છે, વાસ્તે એક અઠવાડિયામાં તે હાજર કરવી. તે ચીજો આઃ—૧ લી-સબરસ, ૨ જી-સબજીવ, ૩ જી-નિમકહલાલ અને ૪ થી-નિમકહરામ."

પાદશાહનો હુકમ થયો એટલે તે બજાવવો તો જોઇયે. જો નહિ બજાવી શકાય તો દીવાનગીરી જાય, રૂસ્વાઇ થાય, ફજેતી જોડે ઘરબાર તારાજ થાય, એટલુંજ નહિ પણ વખતે જીવ પણ જાય. એટલા માટે વજીરે આખાં રાજ્યમાં આ ચારે જીનસો બાબે ગાંધીઓ અને હકીમો તથા વૈદો વગેરેથી તલાસ કરાવી, પણ ચારમાંની એક પણ જીનસ મળી શકી નહિ. અફસોસ!

એમ કરતાં સાત દિવસ પુરા થયા. બીજે દિને દરબારમાં પાદશાહને જવાબ દેવાનો હતો, વચ્ચે માત્ર એક નાની સરખી રાત રહેલી હતી. હવે કેમ કરવું! સાલેજી રાણી સાહેબની સલાહ લઇ ચુક્યા હતા; પોતાની કોમવાળા અમીર ઉમરાવોની સાથે મસ્લેહત કરી પરવાર્યા હતા; પણ તેઓ સર્વની સઘળી ધાંધળ ધરપચજનાં મતલબ બર આવી નહિ; પાદશાહે માંગેલી જીનસોનો પતો મળ્યો નહિ. ત્યારે હવે? પણ રાણી ચાવકી હતી. તેણીએ એક ઇલાજ સૂચવ્યો અને તે છેલોજ ઇલાજ હતો. અઠવાડિયું ખલાસ થયું નહોત તો નવા દીવાનજીને ઇલાજને થોકડે મારત. પણ હવે તે અજમાવવાને એકદમ તૈયાર થયા. બહેનની શિખામણ માનીને તેઓ બીરબલને પુછવા ગયા.

માજી વજીર પોતાનાં મકાનમાંજ હતો નવા વજીરને આવતો જાણી તે સામો લેવા ગયો અને માનઅકરામ આપી બેસાડ્યો, પણ બેસવાને બદલે તો દીવાનજી બીરબલને પાગે પડ્યા, અને પોતાની મુશ્કેલી જાહેર કરી કરગરીને કહ્યું કે "રાજાજી, આપજો મને આ મુસીબતમાંથી છુટવાનો ઇલાજ નહિ બતાવો તો કાલે જાન જવાનો."

બીરબલે તેને ધીરજ આપી. ચાલી ચલાવીને પોતાની મદદ માંગવા આવેલા શત્રુનો તુચ્છકાર કરવામાં ગેરલાભ છે, પણ તેને રીઝવવામાં બેવડો લાભ છે, તો પણ બીરબલ ખંધો હતો. તેણે જોયું કે છટકામાં ઉંદર સપડાયો છે માટે તેને જરા રમાડ્યા વિના છોડવો નહિ. તેણે ઉપલી ચારે જીનસો દીવાનને વેચવા માગી અને તેના એક લાખ રૂપિયા કીમત ઠરાવી.

નવો દીવાન તરત ઘરે દોડ્યો અને એક લાખ રૂપિયા લાવીને તેજ બીરબલ આગળ ઢગલો માર્યો. એ રકમ ગણી લઇને પછી બીરબલે તેને બે દાબડી આપી અને કહ્યું કે "એમાંની એકમાં " સબરસ " અને બીજીમાં " સબજીવ " છે. ત્રીજી અને ચોથી જીનસ વિશે પાદશાહને અરજ કરવી કે તે બીરબલ કને છે માટે તેને બોલાવીને સ્વાધીન કરો"

બીજે દિને દીવાનજીએ પાદશાહના સવાલના જવાબમાં બે દાબડીઓ રજુ કીધી, જેમાંની એકમાંથી મીઠું અને બીજીમાંથી પાણી નિકળ્યું. સર્વ રસોમાં ઉત્તમ નિમક છે; અને સર્વ જીવનું પોષણ કરનાર પાણી છે. પાદશાહ મનથી સમજ્યો કે આ વસ્તુઓ બીરબલની બુધ્ધિ વિના બીજો કોઇથી પેદા કરી

શકાય નહિ. અને જ્યારે બાકીની વસ્તુઓ યકી દેવાનજીએ કહ્યું કે તે " બીરબલ કને છે" ત્યારે અકબરની પૂરે પૂરી ખાતરી થઇ.

જ્યારે બીરબલને તેડી મંગાવ્યો ત્યારે તે પોતાની જોડે એક કુત્રાને લેતો આવ્યો. પાદશાહે તેને પુછ્યું કે " દીવાનજી કહે છે તે બે જીનસો 'નિમકહલાલ' અને 'નિમક હરામ' તારી કને છે તે હાજર કર." બીરબલે તરત પેલા કુત્રાને હાજર કરી કહ્યું કે "આના જેવું નિમકહલાલ જગતમાં કોઇ જડનાર નથી"

અકબર—અને નિમકહરામ?

બીરબલ— આ તમારી પાસે બેઠો છે તે.

અકબર—કોણ, મારો જમાઇ ! એ નિમકહરામ ?

બીરબલ—હા ખુદાવંદ, જમ અને જમાઇ તે એકજ બને નિમકહરામ. જમથી સદા આપણ ડર રાખિયે છિયે—પરમેશ્વર કરતાં તેનો ડર વધારે કરિયે છીયે—તેછતાં તે આપણો થતો નથી, રેહેમ કરતો નથી, ને આપણને ઘસડી જાય છે. એ જેવો નિમકહરામ તેવોજ જમાઇ પણ ?

અકબરે દીવાનજીને ધમકાવીને પુછવાથી તેઓએ કબુલ કીધુ કે આ સર્વ જવાબો તેને બીરબલેજ શિખવ્યા હતા. પાદશાહે સર્વ દરબારીઓ તરફ ફરીને કહ્યું કે "હવે તમારી ખાતરી થઇ હશે કે વજીરાત ચલાવવા માટે વધારે બુધ્ધિવાન કોણ છે. આજથી બીરબલને હું પાછો તેના અસલ ઓધ્ધા ઉપર મુકરર કરું છું, અને હવે ફરીથી જેવી ઘણી મદમદિયાન દીવાનને નેમવાનો સખુન કદાકરો તેને બારી સજા ફરમાવ્યા વિના રહીશ નહિ"

બીરબલ દીવાનની ખુરસી ઉપર બિરાજ્યો એટલે પાદશાહે તેને કહ્યું કે "તું કહે છે કે જમાઇ નામે નિમકહરામ છે ત્યારે સહેરના સર્વ જમાઇઓને સુળીએ ચઢાવ!"

બીરબલે મોટો ખર્ચ થવાનું બહાનું બતાવ્યું પણ ગમે એટલો ખર્ચ કરવાની જ્યારે પરવાનગી મળી ત્યારે તેણે ફાંસીનાં લાકડાં તૈયાર કરાવા માંડયાં. દરબારીઓ, અમીર ઉમરાઓ અને વજીરોના જમાઇઓ હવે બીધા. તેઓ સમજ્યા કે હવે મુઆ છુટા. કાંઇબી કરીને બીરબલને સમજાવી લેવા અને તેની સાથે દોસ્તી કરી નાંખવાને આતુર થયા. જેને જે મલ્યું તે લાવીને બડા વજીર આગળ લાવી મેલ્યું બીરબલને ત્યાં તો હવે ટંકસાળ ચાલી- રૂપિયાના ઢગલા થવા માંડયા કંઇખી તકલીફથી જીવ બચાવવાની સર્વેએ અરજ ગુજારી અને બીરબલે તેમને છાતી એ હાથ આપી રવાના કીધા.

વજીરને ગમે એટલો ખર્ચ કરવાની છુટ હતી માટે તેણે ઘણી ખરી સુળીઓ જ્યારે લાકડાની બનવાવી, ત્યારે થોડીક લોખંડની, થોડીક પિત્તળની, એક રૂપાની અને એક સોનાની પણ ઘડાવી તૈયાર રાખી. પછી તે સર્વ જોવા માટે પાદશાહને તેડી ગયો. અકબરે જાતજાતની ફાંસીઓ ઉભી કરાવવાનું કારણ પુછ્યું ત્યારે બીરબલે આ મુજબનો ખોલાસો કર્યો:- "જેહાંપનાહ, આ લાકડાંની સુળીઓ ગરીબ લોકના જમાઇઓને માટે છે; લોઢાંની શેઠ સાવકારોના જમાઇઓ માટે, ત્રાંબાની સર દારોના જમાઇઓ માટે અને પિત્તળની અમીર ઉમરાઓના જમાઇઓને લટકાવવા માટે છે."

પાદશાહ—ત્યારે આ બે, રૂપાની અને સોનાની કોને માટે ?

બીરબલ—રૂપાંની મારે માટે, ખોદાવંદ, અને સોનાની આપને માટે !

પાદશાહે—તારે અને મારે માટે કાંય !

બીરબલ—હું મારા સસરાનો જમાઇ છું, અને તેમ આપ પણ આપના સસરાના જમાઇજ છો કે ની, મહારાજ ?

અકબર હસી પડયો, અને સુળીની વાત માંડી વળાઇ.

(અપૂર્ણ)

# ગુલશન.

# Gulshan.

અધિપતિ—ભાગળયા.

'Head office —NAVSARI.
Bombay office—c/o Manek Printin Press Grant Rord.

London agent—Messrs E. W. Harwood & Co; 21 Warwick Lane, London, E. C.

હેડ ઑફીસ —નવસારી
મુંબઈ ,, —કેર ઑફ માણેક પ્રિંટિંગ પ્રેસ ગ્રાંટ રોડ
લંડન એજંટ —મેસર્સ ઈ. ડબલ્યુ હારવુડ એન્ડ કો૦ ૨૧, વોરવીક લેન, લંડન, ઈ. સી.

(પુસ્તક ૫ મું) ડીસેમ્બર ૧૯૧૩ અંક ૧૨.

સાંકળ્યું.

# શેહેનશાહ અકબર.

## [ હિંદુસ્તાનનો નૌશીરવાન—આદીલ. ]

ગુલશન માટે ખાસ.

લખનાર—દાદી એ. તારાપોરવાળા.

(દોહરા.)

અકબરશા' દિલ્હીપતી, ગુણિયલ ગરિબનવાજ;
દુશ્મન થા નર દુષ્ટકા, સચ્ચેકા સરતાજ.
અપની રૈયતકે લિયે,અનહદ રંજ ઉઠાઇ;
શાહ નર થા એક તું, સચ્ચી કિર્તી બઢાઇ.
ધનસારી દેખા નહીં, અયસા કોઈ મહાન;
અમર બના ઇતિહાસમે, હિંદી નૌશિવાન!

(એક ગુર્જર લેખક.)

દિલ્હીના મોગલ વંશનાં મહા પ્રતાપી શેહેનશાહ અકબરનાં બાપનું નામ હુમાયુંન અને દાદાનું નામ બાબર હતું.

અકબરશાહનો જન્મ હુમાયુન બાદશાહની એક માનીતી રાણી બેગમ મરિયમ મકાનીને પેટે તા૦ ૧૫ મી અક્ટોબર ૧૫૪૨ ને દીને અમરકોટનાં કિલ્લામાં થયો હતો.

આ વખ્તે હુમાયુંન બાદશાહની પાછળ તેના શત્રુઓ લાગેલા હોવાથી તે ન્હાશભાગમાં પડેલો હતો. આ ન્હાશભાગ દરમ્યાન જન્મ થવાથી તેની ગુંચકેલી બેગડી વધી પડી, પણ પોતાની બેગમે એક રાજવારસ જન્મ્યો જાણી તે ઘણો હરખાઇ ગયો અને પોતા કને એક કસ્તુરીનો ગોટો હતો તે ફોડી પોતાના ચોકક વિશ્વાસુ સાથીઓને વધામણી આપતાં તેણે દુઆ ચાહી કે "જેવી આ કસ્તુરી પમરે છે તેવો આ બેટો પમરજો." સચોધડિયે ચાહેલી બાપની આ દુઆ બેટાને ફળ્યા વિના રહી નહીં.

અકબર બચપણથીજ હિંમતવાન, સખી અને બાહોશ જણાવા લાગ્યો. બાદશાહ હુમાયુનનાં સરદારોનાં પોતાની ઉમરનાં છોકરાઓ જોડે બચપણમાં ખેલતાં તે હમેશાં તેઓની સરદારી લેતો અને આ નાનકડો સીપેહસાલાર તેઓ જોડે એવાં માયાળુપણાંથી વરતતો કે દરેક જણ તેના હુકમને તાબે રહી તેની મરજી મુજબની રમતો ખેલતા હતા.

એની ચાલાકી જોઇ ૧૧ વર્ષની ઉંમરે હુમાયુને એને પોતાના એક વિશ્વાસુ સરદાર જોડે લશ્કરનો વડો ઠરાવી લડાઇમાં મોકલ્યો, જે લડાઇ અકબર જીતી આવ્યો અને લડાઇમાં કીમતી લૂંટ લાવીને પોતાનાં બાપનાં પગ આગળ મુકી.

તા૦ ૨૪ મી જાનેવારી ૧૫૫૬ને દીને આગ્રર ઉપરથી એક અચબુચ આફત આવી પડી. હુમાયુંન બાદશાહ પોતાના રાજમહેલનાં દાદર ઉપરથી ઉતરતાં અચાનક પગથિયું ચુકવાથી પડી ગયો અને માથામાં મજબુત વાગવા થી અકસ્માતિક મરણ પામ્યો, જેથી માત્ર ૧૪

પંની વચ્ચે અકબરને તખ્ત ઉપર આવવું પડ્યું.

તેણે રાજ્યનો સઘળો કારભાર પોતાના આપનાં વિશ્વાસ વઝીર અમીર બેહેરામ ખાનનાં હાથમાં આપ્યો. થોડુંક સુધી બેહેરામે પોતાનો અમલ ઠીક રીતે ચલાવ્યો. પણ તે પછી તેણે આપખુદ સત્તા વાપરવા માંડી. તે એટલે સુધી કે બાદશાહ અકબરની રજા વગર રાજ્યના કેટલાક નામાંકિત અમીરોનાં ડોકાં વઢીક છટકાવી નંખાવવાને તે ડર્યો નહીં.

એવો ગંભીર મામલો જોઇ બેહેરામને વજીરાત ઉપરથી બરતરફ કરી અકબરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી આ ઉપરથી બેહેરામે બંડ ઉઠાવ્યું. તેણે ધાર્યું કે આ ૧૩ વર્ષના છોકરાને હું ઝપાટામાં જીતી લઇશ પણ અકબરનુ નસીબ કેટલું બુલંદ હતું તેનું તે બેવફાને ભાન ક્યાં હતું? તેણે ઉઠાવેલાં બંડમાં તેની હાર થવાથી બેહેરામને અકબરની સમક્ષ પકડી લાવવામાં આવ્યો.

દરેક જણ ધારતું હતું કે બાદશાહ તેને ફાંસી ને લટકે લટકાવવાને હુકમ આપશે, પણ નહિ. તે દયાળુ શેહેનશાહે બેહેરામની આગલી કીમતી વફાદાર નોકરી ધ્યાનમાં લઇ સર્વે કોઇની ભારે અજાયબી વચ્ચે તેને "માફી" બક્ષી! અકબર શાહાની "દયાનો" આ સૌથી પહેલો "પાયો" નખાયો હતો, જે સંગીન પાયા ઉપર તેનો લાંબો રાજ અમલ ધનસારી અને ઉદાર નીવડ્યો હતો.

અકબરે બેહરામખાનને મક્કે હજ કરવા જવાનો હુકમ કીધો, જે હુકમને તાબે થઇ હજ કરવા અને એકાન્ત જીંદગી ભોગવવા ગયો, પણ તેની મુસાફરી દરમ્યાન ગુજરાતની અધવચમાં કોઈ અફઘાન ઉમરાવે પોતાનાં બાપને મારી નાખવાનાં આગલાં વેરમાં તેને ઠાર કીધો.

અકબર બાદશાહે ગાદીપર આવતાં વાર જાહેર કીધું કે "મારો રાજ-અમલ અદના કે આલા માટે એક સરખો રહેશે. મારી કારકિર્દિમાં નાત-જાતનો તફાવત રહેશે નહીં." તેનાં છેલ્લા વાક્યોએ તેને એક તડાકે પોતાની હિંદુ પ્રજામાં લોકપ્રીય બનાવ્યો. શરૂઆતમાં આપેલું આ કીમતી વચન બાદશાહે પોતાની જીંદગી સુધી પૂર પ્રમાણિકપણે પાળ્યું હતું

તેણે રાજ-સત્તા હાથમાં લીધા બરાબર જે પહેલો હુકમ છોડ્યો તે હિંદુઓ ઉપરનો "જજીયા વેરો" કાઢી નાખવાનો હતો. એમ કરી તેણે તેમને મુસલમાનોની એક પંક્તિનાં ગણ્યા. તેનું આ પહેલુંજ પગલું રૈયતનાં દીલ જીતી લેવામાં ભારે ફતેહમંદ નીવડ્યું. અકબરે પોતાની મુસલમીન પ્રજાની માફકજ હિંદુ રૈયતને એક પંક્તિની ગણવાથી એની રૈયત એને બહુ ચાહવા લાગી.

જ્યાં ઘટે ત્યાં કરડાપણું અને જ્યાં ઘટે ત્યાં દયા, ઇનસાફ અને નરમાસ વાપરી એણે પોતાની શરૂઆતની મુશ્કેલીઓ દુર્ કીધી અને. સર્વ કોઇને વશ કરી લીધા. ઇ૰ સ૰ ૧૫૬૧ માં એણે મારવાડ ઉપર લશ્કર મોકલી મીરતનો કિલ્લો તાબે કીધો. આ કિલ્લો તાબે થયા પછી અકબરનો સીતારો વધુ ને વધુ ચમકવા લાગ્યો.

એની હાકમીનાં ૧૦માં વર્ષમાં અલીકુલી અને ખાનજમાન વગેરે ઉઝબેક સરદારોએ બંડ ઉઠાવ્યાં જેમને તેણે મજબુત હાથે દાબી દઇ તાબેદાર બનાવ્યા. એવાજ હાલ બીજે વર્ષ આસફખાનનાં થયા, ઇ૰ સ૰ ૧૫૬૬ માં કાબુલનાં મીરજાં હાકીમ લાહોર પર ચઢાઇ લાવ્યો, પણ તેમાં તેનો પુષ્કળ પરાજય થયો.

ઇ૰ સ૰ ૧૫૬૭માં અકબરે ઉદયપુરનાં રાણા ઉદયસિંગ ઉપર પંડે ચઢાઇ લઇ જઇ પોતાના હાથે તેનાં બહાદુર સૈન્યાધિપતિ જયમલને કિલ્લાના કાંગરા પર ગોળીથી ઠાર મારી ચીતોડ ગઢ તાબે કર્યો, આ "ચીતોડગઢ" જીતવાનું કામ તે વખતમાં બહુ મુશ્કેલ ગણાતું

હતું, અને ખુદ અકબરની સેનાને પોતાને પણ તે જીત માટે શક હતો, આ જીતની આગમજ બીજાં રજપુત રાજ્યો મોગલ અમલનાં તાબા તળે ક્યારનાં આવી ચુકયાં હતાં

ઇ૦ સ૦ ૧૫૭૨—૭૩માં અકબર પાદશાહે ગુજરાત જીત્યું, ૧૫૭૬માં બંગાળ પ્રાંત કબજે કરી પોતાના રાજ્ય સાથ જોડી દીધો અને તે પછીના ૧૦ વર્ષના દાહેકામાં તેણે કાસ્મીર અને તેની આસપાસનાં મુલકો તાબે કીધા,

ઇ૦ સ૦ ૧૫૯૨માં તે સિંધનો અને ૧૫૯૪ માં કંધારનો માલેક થયો આ મુલકો મળવાથી તેની કીર્તિ ઘણી વધી ગઈ. ઉત્તરે વિંધ્યાચળ પર્વતથી તે કાબુલ અને કંધાર સુધી હિંદુસ્તાન માહેલા સર્વ મુલકો એના અમલ તળે આવ્યા.

ઇ૦ સ૦ ૧૬૦૧માં અકબરે ખાનદેશ ખાલસા કર્યું અને જ્યાં જ્યાં હાથ નાખ્યા ત્યાં ફતેહ પામ્યા વિના રહયો નહીં. એનો સેતારો એટલો બુલંદ હતો કે એનું લસ્કર જ્યાં જતું ત્યાં ગમે એવી મુસ્કેલીઓ હોય તે આપ મેળે આસાન થઇ જતી હતી!

ઇ૦ સ૦ ૧૬૦૫ માં ૬૩ વર્ષની ઉંમરે, ૪૯ વર્ષ સુધી ભારે જાહોજલાલી ભર્યું રાજ્ય ભોગવી બાદશાહ અકબર મરણ પામ્યો.

હિંદુસ્તાનનાં મુસલમીન પાદશાહતનાં અમલમાં અકબરને જેવું ન્યાયી રાજ્ય કોઇએ કર્યું નથી. એની દરબારમાં એકેકથી સરસ એવા વિદ્વાન પુરૂષો હતાં, જેઓમાં રાજા ભગવાનદાસ, રાજા માનસિંગ, રાજા તોડરમલ, વડો વઝીર અબુ ફેજલ, તેનો ભાઇ મુલ્લાં ફૈયઝી, કવિ બ્રહ્મદાસ, ( રાજા બીરબલ ), કવિ ગંગ, પંડિત જગન્નાથ, મહાન સંગીત શાસ્ત્રી મિયાં તાનસેન [ઉરફે તાનુ મહારાજ], ખાનખાનાન આદિ ઉત્તમ રત્નો હતાં.

અકબરશાહનાં વડા વઝીર અબુ ફેજલે રચેલી "આઇને-અકબરી"માં એ નામાંકિત બાદશાહનું જન્મ ચરિત્ર અને તેના રાજ્યની જાહોજલાલીની તમામ હકીકતો બહુ રસીલી ભાષામાં લખેલી છે. આ ગ્રંથે અકબરની કીર્તિ દુનિયામાં અમરકાળ સુધી જાળવેલી છે.

અકબરશાહે પોતાના ૪૯ વર્ષના રાજ્અમલ દરમ્યાન શું શું કીધું તેની ટીપ કરીયે તો પોથાનાં પોથા ભરાય એટલી છે, પણ પણ તેનાં મહાન કામોમાંથી, થોડાંક મુખ્ય કામોની એક ન્હાની યાદી અત્રે ઉપજાવેશી જાણવા જોગ થઇ પડશેઃ—

૧. જજીયા વેરો માફ કીધો,

૨ ગુલામ બનાવવાની મનાઇ કીધી.

૩ હિંદુ સ્ત્રીઓમાં ધણીની પાછળ ફરજ્યાત બળી મરીને "સતી" થવાનો નાલાયક રેવાજ હતો તે એકદમ બંધ પાડ્યો.

૪ વિદ્યા તથા હુન્નર-કળાને ઉત્તેજન આપ્યું.

૫ કવિઓ, પંડિતો તથા વિદ્વાનોની કદર કરી આબરૂ વધારી તેમને ઉત્તેજન આપ્યું.

૬ નામાંકિત ગ્રંથ રચાવ્યા તથા પ્રાચીન પુસ્તકોનાં ભાષાન્તરો કરાવ્યાં.

૭ હિંદુસ્તાનની પડતર જમીનો ખેડાવી તેનાં મેહેસુલની બાંધણી કાયમની મુકરર કરી આપી.

૮ ન્હાનાં કે મોટાંને એક સરખો ઇનસાફ આપ્યો.

૯ પોતાની તમામ રૈયતને એક સરખા હકો બક્ષી બધી પ્રજાને દરજ્જે એક ગણી, ઇત્યાદિ.

એણે, સઘળા ધર્મોની ચર્ચા કરી "એલાહી ધર્મ" નામે એક નવો ધર્મ સ્થાપવાની ભારે ખાહેશ રાખી હતી, પણ તેમાં તેને જય મળ્યો નહીં. તેની આખી રાજ કારકિર્દિમાં તેને એટલી એકજ નિરાશા મળી હતી.

એનાં આખાં રાજ્યની વાર્ષિક ઉપજ ૩૦૦૦૦૦૦૦૦ (ત્રીસ કરોડ) રૂપીયાની હતી. જો એણે ચાહ્યું હોત તો પ્રજાને પીડીને આ

વાર્ષિક મેહેસુલ તે બેવડી વધારી શકત, પણ એ ઇનસાફી અને દયાળુ બાદશાહે તેમ કરવું નામુનાસેબ ગણ્યું. એણે પોતાના રાજ્યમાં "સલામ આલેકુમ" (તમે શાંતિમાં રહો !) એમ બોલાતું હતું, તે બંધ પડાવી તેને બદલે "અલ્લાહુ અકબર" (ખુદા મોટો) એમ બોલવાનો ચાલ પાડયો અને એ રીતે સલામ કરનાર બોલે તેનાં જવાબમાં "જલ્લ જલાલ હું" (તેનો પ્રકાશ પ્રકટ થાઓ !) એમ ઉત્તર આપવા ફરમાવ્યું. સલામ કરવાની આ નવી રીતથી "જલાલુદીન અકબર" એવું એ બાદશાહનું પોતાનું નામ ઉત્પન્ન થઇ શકતું હતું.

અકબર શરીરે પુષ્ટ, રૂપાળો અને ખુશનુમા ચેહેરાવાળો હતો. તેની વાણી ઘણી મધુરં અને નરમાસ ભરેલી હતી. તેની ચામડી, ઘણી ગોરી હતી. તે કદાચજ ગુસ્સે થતો હતો. અપ્રાધિ તરફ બની શકતી દયા બતાવવાને તે હમેશાં ઇનતેજાર રહેલો હતો. બનતા સુધી પોતાને માટે કોઈ કાંઇ બુરૂં બોલે નહીં તેની તે ઘણી સંભાળ રાખતો હતો અને આ સંભાળ રાખ્યાથી તેનો રાજ અમલ ભલો, નિષ્કલંકી, ઇનશાફી અને કીર્તિવંત નીવડવા પામ્યો હતો. તેની બુધ્ધિ વિશાળ હતી. દરેક કામ હાથ ધરવા આગમજ તે ઉપર તે પુરતી ધીરજથી વિચાર કરતો અને તેની તરફેણમાં તેમજ વિરૂધ્ધમાં જતી વાતોનું પ્રથમ મનમાં તોલ કરીને પછીજ ઘટતા હુકમ આપતો હતો. આ હથોતી તે જન્મથીજ પોતા જોડે લઇને જનમ્યો હતો. તે એક વિર પુરૂષ હતો. પોતાનું અંગબળ ટકાવી રાખવા સારૂ કસરત, ઘોડેસ્વારી અને બીજી મરદાનગી ભરેલી રમત ગમતોનો તે મોટી ઉમર સુધી શોકીન જણાયો હતો. જુવાનીમાં તે મદિરાપાન અને અનેક પ્રકારનાં ગળ્યાં તથા સ્વાદિષ્ટ ભોજનનો જબરો શોખી હતો. પણ એ શોખ થોડાં વરસ પછી તેણે છોડી દઇ બહુ પરેજગાર જીંદગી ગુજારી હતી. તેને જનાના કરતાં વિદ્વાનોની સોબત ઘણી ભાવતી હતી. સાહિત્ય સંબંધી ચર્ચાનો વખાણનાર હતો. મોટા મોટા વિદ્વાનો મધ્યે મનફેરી હજી કરી તેમની વચ્ચે ચાલતા સંવાદમાંથી તત્વરૂપી સત્ર ખેંચી લેવાની તેની બાહોશી નકલ કરવા જોગ હતી. તેને તત્વજ્ઞાન પર ઘણી રૂચી હતી, માટે ઉંઘવાનો વખત થોડો રાખી તે ઘણીવાર આખી આખી રાત વિદ્વાનોના સંવાદ સાંભળવા બેસતો અને દરરોજ કાંઇને કાંઇ નવું જ્ઞાન મેળવવાની જબરી હોંસ રાખતો. વહીવટમાં કોઇએ એના જેટલા સુધારા વધારા કર્યો નથી આળસાઇમાં વખત ગાળવાનું તેને બીલકુલ પસંદ પડતું નહીં હતું. પોતે જાતે બાહોશ અને વિદ્વાન હોવાથી વિદ્વાન પુરૂશોની પરીક્ષા કરવામાં એક્કો હતો. વરસમાં અનેક દિવસો ઉપર તે કદી માંસાહાર કરતો નહીં. એવા દિવસોનો સરવાળો કરતાં વરસ દહાડો ખાસ્સા ત્રણ માસની રાસ આવતી હતી. હાથે ધરેલું કામ ચતુરાઇથી ઝટ ખલાસ કરવાની અને કામ ખલાસ થવે તેને અમલમાં મુકવાની તેની ખંત નોંધ લેવા લાયક હતી. તેણે પોતાના વખતની વહેંચણી કલાકબંધી ઉપર મુકરર કરેલી હતી. અમુક વખતેજ અમુક કામ કરવું, અમુક વખતેજ દરબારમાં હાજર થવું, અમુક વખતેજ મોજશોખની મીજલસ મેળવવી, અને અમુક વખતેજ ઘોડેસ્વારી કસરત કે રમતગમતમાં સામેલ થવું એવો તેણે નિયમ રાખ્યો હતો. પોતાની પ્રજાનો એક અદનામાં અદના આદમી ઇનસાફને માટે ટળવળવા પામે નહીં તે બાબેની તેની પોતાના પ્રધાનમંડળને હંમેશની તાકીદ તાકીને તાજી રહેલી હતી. વખતની વહેંચણી તેણે સંભાળથી કરેલી હોવાથી દરેક બાબદ જાતે જોવા તથા તપાસવામાં પુષ્કળ અવકાશ મળી શકતો હતો. તેને સાડમારી, અંગ બળની કસરતો અને ચતુરાઇ ભરેલા ખેલો જોવાનો બહુ શોખ હતો, પરંતુ સર્વથી વધારે આનંદ તેને શેકારબાજીમાં લાગતો. તેમાં વિશેષ કરીને વાઘ મારવાની અને હાથીનાં ટોળાં પકડવાની તેને ઘણી હોંસ હતી. એને પગે ચાલવાનું બહુ ભાવતું હતું. તે એક દિવસમાં ત્રીસથી ચાળીસ મૈલ સુધી વગર થાકવે ચાલી શકતો હતો. વળી તે એક અચ્છો ઘોડેસ્વાર હતો. એકવાર ઘોડેસ્વાર થઇ તેણે અજમેરથી આગ્રા સુધીનો ૨૨૦ મૈલ લાંબો અંતર માત્ર બે દિવસમાં કાપ્યો હતો ! નામદાર ઈંગ્રેજ સરકાર સિવાય હિંદુસ્તાનના તમામ રાજા બાદશાહોમાં શાહેનશાહ અકબર જેવો જાહોજલાલ અને ઇનશાફી રાજઅમલ બીજો કોઇ ભોગવી ગયો નથી.

# નામાંકિત પ્રાચીન ગ્રંથો.

( ગુલશન માટે ખાસ )

( લખનાર—મી દા૦ એ તારાપોરવાળા. )



અમૃતાનુભવ—આ એક અધ્યાત્મિક ગ્રંથ છે. તે બહુ પ્રાચીન કાળમાં રચાયલો છે. એમાં યોગ-યોગાસન, સંત-સમાધી અને આત્મજ્ઞાન વિવેચન સંપુર્ણ વિસ્તારમાં કરેલું છે. એક ખરો સન્યાસી કદી કહેશે નહીં કે "મેં અમ્રતાનુભવ" ગ્રંથ વાંચ્યો નથી !" એટલી બધી આ ગ્રંથની ખ્યાતિ છે. એનો લેખક કોણ હતો તે આજ સુધી જાહેર થયું નથી.

* ❀ *

અમૃતસાગર—આ એક ઉતમ સંસ્કૃત ગ્રંથ છે. ભરતખંડના મહાન ખગોળવેત્તા ભાષ્કરાચાર્યે "લીલાવતિ" નામે ગણિતનો જે સુપ્રસિધ્ધ ગ્રંથ રચેલો છે, તે ઉપર ગંગાધર નામના પંડિતે કરેલી ટીકા આ નામે ઓળખાય છે. ગંગાધર પંડિત જંબુસરનો રહીશ હતો અને જ્યોતિશ વિધ્યામાં ઘણો કુશળ હતો. ભાષ્કરાચાર્યનાં "લીલાવતી ગ્રંથ ઉપર રંગનાથ, સુર્યદાસ, ગણેશ તથા ધનેશ્વર નામે પંડિતોએ જુદી જુદી ટીકાઓ લખેલી છે, પરંતુ તે સર્વમાં પંડિત ગંગાધરકૃત "અમૃતસાગર" ગ્રંથ સર્વોપરી લેખાય છે.

* * *

અશ્વમેધ પર્વ—મહાત્મા વેદવ્યાસનાં સુપ્રસિધ્ધ શિષ્ય જૈમિનિ રૂષિનું નામ શાસ્ત્રમાં અમર કરનારો ગ્રંથ આ "અશ્વમેધપર્વ" છે, જે હિંદુઓના જગત વિખ્યાત ગ્રંથ "મહાભારત"ના પેટાખાનામાં એક ઐતિહાસિક કહાંણી રૂપે સચવાઇ રહેલ છે. એ વિશે એ નોંધ જડે છે કે મહાત્મા વ્યાસે ૧૦૦૦૦૦ શ્લોકનાં પ્રમાણવાળો "મહાભારત" નામે અતિ રસિક ઐતિહાસિક ગ્રંથ પોતે રચ્યો. તે જોઇ તેમનાં માનીતા અને વિદ્વાન શિષ્ય જૈમુનિ રૂષિએ પણ તેટલાંજ પર્વોવાળું એક બીજું નવું "મહાભારત" બનાવી ગુરૂને બતાવ્યું. વેદવ્યાસે પોતાનાં અને શિષ્યનાં બનાવેલા ગ્રંથની સરખામણી કરતાં શિષ્યનાં ગ્રંથની ઉત્તમતા જોઈ અજાયબીની આંગળી દાંતમાં પકડી ! ગુરૂ જેવા ગુરૂને પણ પોતાના શિષ્યની ચડતી જોઇ ઇર્ષા ઉત્પન્ન થઇ જો આ "નવું મહાભારત" હસ્તીમાં રહે તો પોતાના ગ્રંથની કીર્તિ ઓછી થશે એમ વિચારી વેદવ્યાસે એ ગ્રંથનો નાશ કરવા ફરમાવ્યું ! શિષ્ય જૈમિનિએ ગુરૂની આજ્ઞા તાત્કાળ માનપૂર્વક સ્વિકારી અને ત્યાંને ત્યાં સગડી સળગાવી જરાએ ખેદ ન પામતાં તે આખો ગ્રંથ અગ્નિમાં હોમવા માડ્યો લગભગ પોણો ઉપર ગ્રંથ બળી ગયા પછી વેદવ્યાસને શિષ્યની મહેનત સાવ બરબાદ જાય છે એમ જોઇ ખેદ ઉપજ્યો માટે તેનાં નમુના તરિકે "અશ્વમેધ પર્વ" ગુરૂરાજે ઉંચકી લીધું અને તેને પોતાના ગ્રંથમાં દાખલ કીધું, જે અધ્યાપિ સુધી "મહાભારત"માં "જૈમિનિકૃત અશ્વમેધ પ્રકરણ"ને નામે પ્રસિધ્ધ છે. જ્યારે પણ સાહિત્યની કહાણીઓ"નો ગ્રંથ રચાશે, ત્યારે આ

જેમિનિકૃત "અશ્વમેધ પર્વ"ની કહાણી તેમાં સોનેરી હરફેથી સચવાઇ રહ્યા વિના રહેશે નહીં !

* * *

અષ્ટાધ્યાયિ—સંસ્કૃત ભાષાનું સર્વોપરિ વ્યાકરણ આ નામે ઓળખાય છે. આ વ્યાકરણ 'પાણિની' નામે મહા વિદ્વાન રુષિએ રચ્યું હતું. ઋષિને "વ્યાકરણાચાર્ય"નો એલ્કાબ મળેલો છે, કારણ કે તેણે (૧) અષ્ટાધ્યાયિ સૂત્રપાઠ, (૨) ગણપાઠ, (૩) ધાતુપાઠ, (૪) લિંગાનુશાસન અને (૫) શિક્ષા ઉણાદિસૂત, એ નામના પાંચ વ્યાકરણ શાસ્ત્રનાં ગ્રંથો રચ્યા છે. આ સર્વ ગ્રંથો રચીને તેમણે પોતાના ગુરૂ "ઉપવર્ષી" પાસે મૂકયા, જે જોઈ ગુરૂને પ્રસન્ન થઇ શિષ્યનો ઘણી પ્રકારે સત્કાર કરી તેના ગ્રંથોને પ્રસિધ્ધમાં મુકયા. "અષ્ટાધ્યાયિ" ગ્રંથમાં ચાર ચાર પાદ છે. મહાત્મા પતંજલિએ "મહાભાષ્ય" નામનું વ્યાખ્યાન એજ સૂત્રોપર કરેલું છે. વ્યાકરણ પિંદ્ર, ચંદ્ર, કાસાપ અને સંગ્રહ આદિ ઘણા છે, પણ વેદ પરત્વે તો પાણિનીની "અષ્ટાધ્યાયિ" વપરાય છે. મહાત્મા પાણિનીની સ્તુતિમાં તેના કોઇ શિષ્યે નિયમો બે શ્લોક કરેલા છે, જે "અષ્ટાધ્યાયિ"નાં આરંભમાં હાલ પઠન-પાઠનમાં પ્રસિધ્ધ છેઃ—

યેનાક્ષર સમામ્નાય મધિગમ્ય મહેશ્વરાત !
કૃત્સ્નં વ્યાકરણં પ્રોકતં તસ્મૈ પાણિનયે નમઃ ॥૧॥
યેન ધૌતાગિરઃ પુંસાંવિમલૈઃ શબ્દવારિનઃ
તમશ્ચા જ્ઞાન જભિન્નં તસ્મૈ પાણિનયે નમઃ ॥૨॥

ભાવાર્થ—જે પાણિની રૂષિએ મહેશ્વરથી 'ચૌદ સૂત્રરૂપ' અક્ષર સમામ્નાય મેળવી સમગ્ર એટલે કોઇપણ પ્રકારની ખામીથી રહિત વ્યાકરણ પ્રગટ કર્યું તે પાણિનેને હું પ્રણામ કરૂં છું-(૧) સ્વચ્છ શબ્દરૂપી પાણીથી જેણે મનુષ્યોની વાણી નિર્મળ કરી અને અજ્ઞાનથી પેદા થયેલા અંધકારનો નાશ કર્યો, તે પાણિની રૂષિને હું પ્રણામ કરૂં છું—(૨)

* * *

આર્યવિદ્યા સુધાકર—યજ્ઞેશ્વર ભટ કૃત આ સંસ્કૃત ગ્રંથ બહુ વખણાય છે. એમાં કલિયુગ આવતાં વેદધર્મ ઉપરથી રાજાઓ તથા બ્રાહ્મણોની આસ્થા કમી થઇને જઇન ધર્મની વૃધ્ધિ કેવી રીતે થતી ચાલી તેનું વર્ણન છે. અર્હંત અને બૌધ્ધચાર્ય વચ્ચે થા લેલો સંવાદ તેમાં અચ્છી રીતે દર્શાવ્યો છે. મજકુર ગ્રંથમાં લખ્યું છે કે "આરંભમાં દેહ એજ આત્મા છે, એવો મત પ્રતિપાદન કરનાર 'ચાર્વાક' ઉત્પન્ન થયો. તેણે વેદ ધર્મ ખંડન કરવાનો પ્રયત્ન કર્યો હતો. ત્યાર પછી 'બુધ' ઉતપન્ન થયો અને બુધ પછી 'દિગંબર' અને શ્વેતાંબર' એવા બે ભેદથી પણ પ્રકારના જઇન ઉતપન્ન થયા. એ સર્વ ધર્મ પરલોકને માનતા નથી. બૌધ્ધે ચાર્વાકનો મત ખંડન કરી પોતાનો મત સ્થાપ્યો, તેજ પ્રમાણે અહંતે બૌધ્ધ મત માંહેલા સિધાંત સર્વ ક્ષણિકં ક્ષણિકં (સર્વ જગત ક્ષણિક છે.) તેનું ખંડન કરી 'જગત અનાદિ છે, અને તેનો કર્તા કોઇ નથી' એવો પોતાનો મત સ્થાપ્યો."

* * *

તૈયાર થઇ રહેશે હવે તારી સફર કશાથી અટ કશે નહીં, કે કોઇ તારા મારગમાં ફાચડ મારનાર નથી સિપાએ પેલો જબાંદરાઝ મીઠી બોલીનો ખટામણો અને એશકી ભોગ વીલાસ નામનો શાહજાદો, તે કદાપી આવી તને મીઠુ મીઠુ પીરસશે અને તારૂં મન બદલાશે પણ ખબર દાર ? એ પછી ભોગવિલાસ આવ્યો ઘણી નમનતાઇથી પ્રશ્ન કરવા લાગ્યો—મિત્ર મારા, એ વહાણ ઉપર તું કયાં ચાલ્યો ? એનુ છેવટ શું આવવાનું ? કાંઇ દીવાનશાળામાંથી છુટીને આવ્યો છે શું ? આ એમ ઘેલા માણસની પેઠે સમુદ્ર સાથે ચેડાં શું કાઢે છે ?

એક "ઝબીન"માં પુરાઇ, સાદરી ઉપર સુઇ, કોહેલી મચ્છી અને ગોસ્તનો ખોરાક અને ઉતરી ગયેલો ઝેરી દારૂ પી અને મેલાં ઘેલાં લોકને હાથનું પકાવેલું પકવાન ગલીચ હાલ્લામાંનું ખાવું— એ સઘળું તુને ભાવશે ? એ સર્વે વેઠી એક હજારનાં દશ હજાર કરવાં તું તૈયાર થયો છે ? બોલ ! જા, જા, દોસ્ત ! ખાઈ–પી ખુશ મજાહમાં રેહે ! કાં કે મજાહમાં ન રહ્યા તો જીવેલું મીથ્યાજ છે. તારૂં મોહોત, તારી પાછળ પાછળજ છે, દરેક દોડતી પળ તારી જીંદગીની એક–એક ચીજ ગડપ કરતી જાય છે. જીંદગી છે તેટલાં ખુશીમાં જીવી લે, કેમકે. મોહોત આવી લાગતા સર્વ કાંઇ છોડી ચાલી જવું પડવાનું, ફકત આપણુંજ નામ રહી જવાનું. હવે વિચાર કરી કહે પોર્યા, કે કોણને તારા શેઠ લેખે કબુલ રાખે છે. અને ભોગ વિલાસને. કે બીજો શેઠ લોભ નામનો છે તેને ! એમાંથી એકને પસંદ કરી એકને ના કહે !"

ઉપલા વાંચન ઉપર વંમાસણ કરતાં અને હાલ હિન્દનો તેમાં મુખ્ય કરી આપણ પારસીઓની રીત ચાલ, રાંદ–રસમ, રવઇયો જોતાં—વધી ગયેલો ઠાઠ માઠ, ભભકો, દોઢ દમામમાં એક બીજા સાથે ચડા ચડી, અને પારકે પૈસે બની શકતી મોજ મઝા "કલ હયે, ને અલ્લાહ હયે," એ કહેતીને અનુસરતી વલણો યાદ કરતાં નિચલી કલ્પીત વાત મારા મનમાં જોડાઇ તે ટપકાડું છું.

બે બળવંત, જુલમગાર બાદશાહોમાં જથુક અરસપરસ લડત ચાલ્યા કરતી હતી. બંનેની નેમ એકજ હતી, કે મનુષ્ય જાતીનાં અંતઃકરણ ઉપર નિખાલસ સરદારી ભોગવવી. એક બાદશાહનું નામ "લોભ" હતું, અને બી જો "ભોગવિલાસ"ને નામે રાજ્ય કરતો હતો. હવે, લોભ કહે જે, હું સરદારી ભોગવું, અને બીજો કહે જે, હું ભોગવું એની મારા મારી—કાપા કાપી બંને વચે જથુકની ચાલતી રહેતી. એ મારામારી જયારે જોશામાં વધતી. ત્યારે ત્યારે નબળાં પાસા તરફ બહુ નુકશાન થતું, અને ઘણાં જીવડાંઓનો નાશ થતો, એમ બંને બાજુ અવારનવાર ચાલ્યા કરતું હતું. ભોગવિલાસના તાબા તળે ઘણા નાયબો અથવા સરદારો હતાં, જે તેની ઘણી ફરમાં બરદારી કરતા હતા, જેમનાં નામ મજા, ખુશાલી, દમામ, ભંપકો અને 'ફાશન' એવાં હતાં. તેમજ લોભની ખિદમતમાં પણ ઘણા જોરાવર, કટમસ, અધિકારીઓ હતા. જેવા કે, ભુખમરો, મેહેનત, ફિકર, તંગી બ૦ નામના હતાં. જેઓ ઘણીજ વફાદારીથી લોભની સેવા કરતાં હતાં. તેમજ એની બાજુમાં એક ખાનગી સલાહકારી પણ હતો, જે હમેશાં તેની પડખે ઉભો રહેતો, અને તેના કાનમાં પોતાની સલાહ રેડયા કરતો હતો. એ સલાહ કારીને આપણે કંગાળને નામે ઓળખીશું. જેમ લોભને તેનો ખાનગી સલાહકાર હતો, તેમજ તેનાં સામાવાળો શતરૂ પણ એક ખાનગી સલાહકારીની આજ્ઞાઓ અને કહેણીથી સઘળી બાબદોમાં દોરવાતો હતો. તેનાં સલાહ કારીને આપણે 'ઉડાઉ' ને નામે ઓળખીશું. જે આસામી ભોગવિલાસનાં પાસમાંથી હારતો ન હતો. નિત્યની રહેણીનો 'પ્રોગ્રામ' તે નિહ રચતો હતો. અને કદી પોતાના પાદશાહ અને

ને શેઠની નજરથી આઘો જતો ન હતો. ઉપક્ષ બંને સામાસામીઓ જગતની બાદશાહી મેળવવાના હેતુથી આમ લડત ચલાવતા હતા, તે વેળા તેમની જીતો વિધ-વિધ પ્રકારની હતા. લોભ કાંઇકનું દીલ પોતાની માલકી તરીકે જીતતો, કે પોતાને તાબે કરતો. તો ભોગ વિલાસ બીજાનુંજ દિલ કબજે લેતો. એક કુટુંબનો પાલનહાર બાપ-બાપાવો, લોભનાં ઝુંડા હેઠળ નામ નોંધાવતો. તે બેરો, ભોગ વિલાસનાં લશકરમાં જોડાતો. કોઇ વાર માડી બૈયર પણ એમ છુટાં પડતાં, ધણી લોભને આધીન થતો, તો ધણીયાણી ભોગવિલાસનું પડખું ધરતી, અને ઉડાઉ સાથે ધાડી મિત્રાચારી બાંધતી હતી. એટલુંજ નહીં પણ બીજે વખતે એકજ આસામી જુવાનીમાં એકની પક્ષમાં ચાકરી નોંધાવતો તો તેજ આસામી વૃધ્ધ વયે ત્યાંથી કંટાળો ખાઈ સામી પક્ષે જોડાવાનાં ફાંફાં મારતો, એવું ચાલ્યા કરતું હતું. દુન્યાનાં લોક બાજુએ ઉભા રહી તમાશો જોતા હતા, પણ કંઇ કરી શકતા નહતા, કાંકે અફસોસ! એમની સંખ્યા ઘણી નાની હતી. છેવટે, જ્યારે આ બંને સામથ રાજાઓ એક સાથ લડત ચલાવી થાક્યા ત્યારે અરસપરસ મુલાકાત કરી વાદવિવાદ ચલાવાનાં ઠરાવ ઉપર આવ્યા; જે વાદ વિવાદમાં બંનેનાં સલાહકારિઓની હાજરી રહે નહિ એવી બંદોબસ્ત થાય એમ કહે છે કે, એ મુલાકાતમાં અરસપરસ સલામઆરામ થયા કે લોભવિલાસે પહેલ્લી વાત છેડી, આ અસંખ્ય યુધ્ધોમાં બંને બાજુની કેવી ખાનાખરાબી થઇ તે દર્શાવ્યા કેડે તેણે પોતાની સ્વભાવિક ભોળાઈથી પોતાનાં હરીફને કહ્યું કે, જો પેલો ખાનેં ખરાબ હાનિકારક સલાહકારી "કંગાળ" એ ખોટી ખોટી ધારણાઓથી અને ખોટા પાયા વિનાંના વિચારોથી કાન નહીં ભરતો રહ્યો હતે તો તેઓ બંને ઘણાં સારા મિત્રો થઈ રહે એકેકની મિત્રાચારીમાં સુખી થાય પણ એ ચંડાલ "કંગાળ" તેનાં કાન બિગાડે છે વિધવિધ પ્રકારનાં ખોટા ખ્યાલો અને પાયા વિનાંની દેહશતોથી તેનું મન બિગાડે છે. ઇ૦ ઇ૦ જેનાં ઉત્તરમાં લોભ બોલ્યો કે તેનાં કરતાં એનો પોતાનો સલાહકારિ ઘણો દુષ્ટ છે. તે કારભારિ "રેલછેલ" માહા બુરો છે; કાંકે, તે ભવિષ્યનાં કરસા વિચાર વિનાં ભાત ભાતનાં અને પ્રકાર પ્રકારનાં મોજ મઝાહ સુચવે છે, જેથી જે મુળતત્વો ઉપર પોતાનો (લોભનો) પાયો રચાયો છે તે મુળતત્વોનો ઉલંઘન કરે છે; છેવટે તેની અસરે કૈયા, કંગાળ અને દુષ્ટ રોગોમાં પીડાએ છે. ઇ૦ ઇ૦

સારાંશ, છેવટે તેઓ બંને એવાસિધ્ધાંત ઉપર આવ્યા કે, લોભ અને ભોગવિલાસ રાજા બંનેએ પોતપોતાનાં ખાનગી સલાહકારી ઓને એકદમ બરતરફ કરવા, અને બંનેએ સંપસંપીને રાજ ચલાવવું, અને બંને બાજુએ જે જે જીત થાએ તે સરખે ભાગે બંને બાજુ વેંહચાઇ જાયે. એજ કારણસર આપણે આજનાં વખતમાં એકજ આસામીમાં લોભ અને ભોગવિલાસ એ બંનેને હુકુમત ચલાવતા જોયે છીએ એટલુંજ માટે ઉમેરવાનું છે કે, લોભનો સલાહકારિ—કે પ્રધાન કહો, તેની જગ્યો ભોગવિલાસ સાચવે છે, અને ટેકો આપે છે, અને ભોગવિલાસનાં સલાહકારીની જગ્યા, રેલછેલને બદલે લોભ સાચવે છે— અને તેથીજ પોતાનો લોભ તૃપત કરવા, હોરો સામાનો પૈસો,—ઇનસાફે કે ગેર ઇનસાફે —સમજાવટથી, કે દબાણથી પોતાને હાથ કરવાની પ્રયત્નમાં રહે છે.

# શું સરસ?

## એક માતાની મગરૂરી કે એક લેખક ગરૂરી!

લખનાર—" થૅલ્મા. "

કેંટ પ્રગણુંના એક રસ્તાની. બાજુમાં. તે માઇલ સ્ટોન ખડો હતો, ઉનાળાની એક સાંજના ઝાંઝવાનો તે વખત હતો, તે માઇલ સ્ટોનની એક બાજુ ઉપરથી જણાતું હતું કે એક ચોક્સ ઠેકાણેથી આઠ મૈલને તફાવતે તે આવેલો હતો, જ્યારે બીજી બાજુ ઉપરથી જણાતું હતું. કે બીજે ચોક્સ ઠેકાણેથી અગ્યાર મૈલના તફાવત ઉપર તે પથ્થર ખડો હતો, મિસ એગરી કે જેણીએ આ બંને ચોક્સ ઠેકાણાઓ વિષે કદી સાંભળ્યું વરીક નહતું તેણી તે માઇલ સ્ટોન ઉપર બેસી પોતાના ખાલી ગજવામા હાથ નાખી શોધ ચલાવતી હતી.

આ વેળાએ તેણીના ગજવામાપૈસાની થેલી ચાંદીની એક પેનસીલ એક રૂમાલ હોવો જોઇતો હતો, એક નાની ધર્મશાળા કે જ્યાં તેણીએ તે દીવસે ભોજન લીધુ હતું અને તેના પૈસા આપ્યા હતા, તે વેળાએનો આ સઘળી ચીજો તેણીના ગજવામા હતી, ને ધર્મશાળા આગળ રસ્તે રખડતાં ભીખારીઓ પોતાનું મુકામ કરી પડતાં હતાં, અને તેની અંદર ઘણાક ચોર ઝડપ્યા મંદી તેમજ ઓરતો ટોળાનો બાહર ચલાવતાં હતાં તેઓએ તેણીની પાસે ભીખ માગીને તેણીને પોતા સાથે વાતમા ઉતરવાની કોશેષ કરતી અટકાવી હતી, એક ઘરડી ઓરત તેણીની પાસે ભીખ માગવાને આવી હતી, જ્યારે બીજાઓ આસપાસ ઉભા રહયાં હતાં, જે વારે તેણી તેઓની વચ્ચે ઉભેલી હતી, તે વારે તેઓ.માના કોઇએ તેણીના ગજવામાંથી સઘળું કાઢી લીધેલું હોવું જોઇએ, તેણીએ આ ખ્યાલ ઉચક્યો અને આકાશ ઉપર રાત્રીના અંધકારેને પથરાતો દીઠો અને ત્યારેજ તેણીએ જાણ્યુ કે તેણીના પગો ઉપર છાગડા પડ્યા હતા અને તેણી થાકી ગઇ હતી,

"હાવર્ડ હસે!"—તેણી બોલી તેણીને તેણીનો ભાઇ સાંભરી આવ્યો હતો, કે જેનું નામ મેજર જેનરલ સર હાવર્ડ એગરી હતું અને જે શાંતીથી ઘરમાં આરામ એસ લેતો હતો, જ્યારે તેણી પોતાના ચીડ ભુસ્યા સ્વભાવને શાંત કરવા કાજે પગે ચાલીને કેંટ પ્રગણુ જોવાને નિકળી હતી. તે તેણીના કરતાં દસ વર્ષ મોટો હતો. તેણી જે વારે ઘરથી બાહેર નિસરી તે વારે તેણીના ભાઇએ આગાહી કરી હતી કે હાથે ધસડવાના ગાડાંમાં ધસડાઇને તેણી પાછી ઘેર આવશે. તેણીએ એક ચોપડી લખવા માંડી હતી, જેને માટે બાબદો મેળવવાને તેણી મુસાફરીઓ કરતી હતી; મગર હવે તે ચોપડી પુરી થઇ હતી, અને તેણીની હોંસ પરીપુર્ણ થઇ હતી. હવે તેણીના ભાઇમા, યા તેના સંગારેલાં ઘરમાં એવી એક ચીજ નહતી કે જેમાં તેણી પોતાનું મન રોકી શકે. જેથી તેણી હરહમેશ પગે ચાલતી એકલી નિકળી પડતી, અને ઘણુંક વાંકાચુકા અને ઝાડ ઝાડીઓથી ઢંકાયલા રસ્તાઓ ઉપર લાંબે સુધી ચાલતી જતી, અને તેમ કરતાં તેણી

હંમેશ એવી આસા રાખતી કે, કોઇ ગળી કુંચીમાં વળતાં તેણી કોઇ ઘણાજ ખુશાલ યા ઘણાજ ડરામણા દેખાવની સામે કોઇક વેળાએ થઇ જશે. એવી રીતે મિસ એગરી પોતાનો વખત પસાર કરતી હતી. આજે જે બનાવ તેણીના બાબમાં બનવા પામ્યો હતો તે ઘણોજ દીલ ઉશ્કેરનારો હતો—રાત્રીની વેળાએ પોતાના ઘરથી આસરે પંદર યા તે કરતાંને પણ વધુ મેલના છેટા ઉપર તેણી એકલી પડી ગઈ હતી.

વિચારવંત આદાએ તેણે આગળ અને પાછળ જોયું તે રાતે કાંઇ મદદ મેળવી શકાય એનો બીલકુલ સંભવ નહતો. તે રસ્તાને છેક છેડેથી બે આકારો ધીમે કદમે તેણીની તરફ આવતા જણાતા હતા—તેઓ એક મર્દ અને એક ઓરત હતા, જેઓ એક બીજાના હાથમાં હાથ ભેરવીને ચાલતા હતા. તેઓ આટલે બંને છેટે હતાં. અને ત્યાં અંધકાર વ્યાપી રહ્યો હતો, છતાં તેઓના દેખાવ ઉપરથી તેઓ નાચાર અને નિરાધાર હોય એમ જણાતું હતું. મિસ એગરી, જેણી તેઓને આવતાં નિહાળતી હતી. તેણીએ જોયું કે તે ઓરત લંગડી હોય એમ જણાતું હતું; તેણી પોતાના સાથીનો ટેકો લઇ મુશકેલીથી ચાલતી હતી. તે રાત્રીનો અંધકાર અને તે રસ્તાની એકાંત સ્થિતી સિવાય ત્યાં બીજું કાંઇએ તેઓ જોઇ શકતાં નહતાં.

તે માઇલ સ્ટોન તેઓ લગભગ વટાવી ગયાં હતાં. ત્યારે તે મર્દે એકાએક પાછળ ફરી જોયું, અને ત્યારે તેણે મિસ એગરીને સ્થિરરૂપે તે પથર ઉપર બેઠેલી દીઠી. તે તુરત થોભ્યો. "બાનુ"—તે બોખરે સાદે બોલ્યો—"આજ રાતે અમને કંઇ આસરો મળી શકે. એવી કોઇ જગ્યા તમો બતાવી શકશો?"

"મારેથી તેમ બની નથી શકતું"—મિસ એગરીએ ઉત્તર કર્યો. "હું ભુલી પડી છું. અહીંના રસ્તાઓની મને બીલકુલ માહીતી નથી."

પેલી ઓરત તે મરદનો હાથ પકડીને છેક વાંકી વળી ગઇ હતી. જો તે મરદ પોતાનો હાથ ખોસાડે તો તેણી ઉંધે મસ્તકે તુટી પડે, એમ જણાતું હતું. જ્યારે તે ઉભો રહ્યો ત્યારે પણ તેણી તેવીજ રીતે ઉભી રહી હતી. "ખોદાને ખાતર!"—તે મર્દ બોલ્યો અને થોભ્યો. "હું કાંઇ ભીખ માગતો નથી,"—કાંઇક ઉશ્કેરાયલી ઢબે તે બોલ્યો. "હું તમને કો કષ્ટમાં કંટાળો આપતો નથી. માત્ર અહીં કોઇ એવી જગ્યા નથી, કે જ્યાં એક ગરીબડી ઓરતને આસરો મળી શકે?"

તે એક ઉંચો અંગે ભરેલો અને દહાડીવાળો પુરૂષ હતો. તેનો વિકાળ ચેહરો તે અંધકારમાં ઉજળો પુરતો જવો જણાતો હતો.

"મારી પાસે કાંઇ પણ પઇસા નથી," મિસ એગરીએ કહ્યું.

"પૈસા!"—તે ભડકતો મર્દ પુકાર્યો. "મેં પઇસાની માગણી કરીજ નથી. એક વખાર, એક ગાયનો કોઢાર—યા કોઇ પણ જગ્યા, કે જેની ઉપર એક છાપરૂં હોય. તે મને તો જોઇયે છે! અમો કાંઇ ભીખારીઓ નથી, બાનુ—અમો કાંઇ ભીખ માગીને પેટ ભરનારા નથી. આ બાઇને આબરૂ ઇજ્જતમાં ઉછેરવામાં આવી હતી. હું ધંધે એક સુતાર છું, બાનુ, અને પાંચ માસથી મને કાંઇ કામ મળતું નથી. જો તમો અમને મદદ કરશો, તો હું મહેનત કરીશ. કોઇ પણ કામ હું કરીશ. માત્ર મને એમ તક આપો—અને તમો જોશો કે હું કેવી રીતે મહેનત કરૂં છું! બાનુ! બાનુ! ખોદાને ખાતર—જો તમારેથી બની શકતું હોય તો—" આમ તેણે નાસીપાસ બનતાં કહ્યું, અને તે બોલતાં તે તરફ થઇને ધ્રુજ્યો, તથા તે ઓરત, કે જેણી તેનો ટેકો લઇને હજી પણ ઉભેલી હતી, તેને પોતાના હાથ ઉપર ટેકવી રાખી હતી.

"આ ઓરતને શું થયું છે?" મિસ એગરીએ પુછ્યું.

તે રખોડેએ તેણીને દયા આપતી હૈ તેણીની તરફ જોયું. એક પળ ઉતર તેણે

યોં નહીં. "તમે તે જોઇ શકતા નથી!"—તે પછી તે બોલ્યો.

"શું!"—મિસ ગ્રેગરી પુકારી ઉઠી.

તે રખડેલ તે ઓરતની ઉપર વાંકો વ ળ્યો, અને ધીમેથી તેણીને કહ્યું. "વહાલી, આ બાનુની સામે જો,"—તેણે તેણીને સમજાવી. "તેણીને તારો ચેરો જોવા દે. જ્યારે તેણી જોશે ત્યારે તુને અહીં રખડતી નહીં મેલશે. જરા ઉપર જો વહાલી, મારી ડાહી દીકરી."

તેના ખોખરા અને ઉશ્કેરાયલા સાદમાં માયા સમાયલી હતી. તે ઓરતે એક મોટો નિશાસો નાંખ્યો, અને તે પછી ગોયા ભારે જેહમતથી તેણી ગઠી મઇ, અને મિસ ગ્રેગરી તરફ જોયું. જ્યારે તેણી બોલી. ત્યારે તેણીનો સાદ ચિચવાટો અને ઉશ્કેરાયલો લાગતો હતો. ગોયા તેણી પવનની ઝુમમાં બકતી હોય તેમ.

"તમે એક ઓરત છે!"—એક લપંડો ખાતાં તેણીએ મિસ ગ્રેગરીને કહ્યું.

તે મર્દે તેણીને પકડી લીધી, અને દીલાસો દેવા લાગ્યો. મિસ ગ્રેગરી પોતાની બેઠક ઉપરથી ઉઠી. તેણીએ પોતાનો પોશાક સરખો કર્યો. તે ઓરતની બીમારી તેણીએ પિછાણી લીધી હતી. "હું કહું છું તે સાંભળો,"— તેણીએ કહ્યું, અને તેણીનો સાદ સાંભળતાં તે મર્દે આ સાવંત આંખ્યોએ તેણીની તરફ જોયું. "હું કહું છું તે સાંભળો. હું લાંબે છેરે સુધી ચાલી આવું છું, મારાં પોતાના ઘેરથી આસરે પંદર માઇલના છેટા ઉપર હું ચાલી આવી છું, અને મારાં ગજવામાંથી મારી કુંલી કોઇએ કાઢી લીધી છે. મગર અહીં નજદીકમાં જો કોઇ ઝુંપડું યા ઘેર તમે શોધી કાઢી શંકો તો તમારી ધણીઆણીને આસરો મળશે, તમને સમજ પડે છે કે?"

"ખોદા તમારું ભલું કરો!"—તે રખડેલે કહ્યું.

"એવી કોઇ જગ્યાની તમને માહીતી છે?"—મિસ ગ્રેગરીએ જાણવા માગ્યું.

"હા,"—તે રખડેલે કહ્યું. "ત્યાં પેલી તરફ ગ્રુડનનું ઘેર અને ખેતર આવેલું છે. આપણે તેણીને ત્યાં લઈ જઇ શકિશું, મગર—"

"મગર શું?"

"વેલ, બાનુ,"—તે બીખારીએ કહ્યું,—"ગ્રુડન પોતાના ખેતરમાં યા ઘેરમાં કોઇ પણ બીખુકને દાખલ થવા દેતો નથી. ગ્રુડન એક ઘણોજ દયાહિણ ઘરડો છે—તેનું જીગર પથરના જેવું શખ્ત છે. જે લોકો તેને ત્યાં માંગવા જાય છે, તેઓની પાછળ તે કુતરાઓને દોડાવે છે."

"એમ છે?"—મિસ ગ્રેગરીએ કહ્યું. "ત્યારે આપણે તેને વધુ સારી રીતઆત શીખવીશું. આપણે ગ્રુડનને ત્યાંજ જઇશું.

"જેમ તમારી મરજી, બાનુ."

"આ ઓરતનો બીજો હાથ હું પકડીશ,"—મિસ ગ્રેગરીએ કહ્યું "હા, એ પ્રમાણે. મારી ઉપર ભાર મેલવાને અચકાતા ના. તમારા કરતાં વધુ ભારી અંગના માણસોને મેં મદદ કરી છે. હવે ધીમે ધીતે ચાલો— એમજ બરાબર છે!"

તે ત્રગડીને માહ જેહમતે ચાલની જોનાર ત્યાં કોઇ હતું નહિં. ગ્રેગરી તે નીરાધાર ઓરતને ચાલવામાં પોતાથી બનતી મદદ કરતી. રાત્રીનો અંધારા વધ્યો જતો હતો. તેઓ ત્રણે આગળ ચાલતાં હતાં, મગર તેઓ વચ્ચે ઝાઝી વાત ચીત થતી નહતી. તે ઓરતમા વાત કરવા જેટલી શક્તિ નહતી, અને આ બાનુએ તે મર્દ અને તેની પરણેતરને મદદ કરવાનું માથે લીધેલું હોવાથી તે મર્દ ચુપકી દીમાંજ સંતોષ માની લેતો હતો.

તે ઓરતના જમણા હાથમાં પોતાનો ડાબો હાથ ખોસીને મિસ ગ્રેગરી ચાલતી હતી તે વેળાએ તે કઠણ દલડાના ગ્રુડન સાથે કેવી રીતે કામ લેવું તેનો તેણીએ સેજ પણ વિચાર કર્યો નહતો. વખત પોતાનું કામ કર્યો જશે. જ્યારે તેણી તેઓ સાથે ચાલતી હતી, ત્યારે

તેણીને પોતની આગલી મુસાફરીઓનો ખ્યાલ આવતો હતો. હાલ તુરત તેણી એક પેની વનાની હતી, અને તેણી પોતાના ઘેર અને ઓળખાણુંનારાઓથી ઘણે કે છેટે આવી પડી હતી, તેણીનો હીંમતવાન ગુલાબી ચેહેરો અને સારી રીતભાત, એ સિવાય તેણી બીજું કાંઇ એ ધરાવતી નહતી, છતાં તેણીએ કોશેષ કર વા અને તેમા સ્નેહ મેળવવાનો નિશ્ચય કર્યો હતો.

હવે તેઓ ચૂનો લગાડેલા પથરની એક નીચી દીવાલ સામે આવી લાગ્યા હતાં. કે બીજી તરફ ખેતરને લગતાં નાના ઝુપડાઓ અને એક મકાન નજરે પડતાં હતાં. કે જે મકાનની એક બારીમાંથી હજીપણ બતીનો ઊજાશ દેખાતો હતો, મગર તે બારી ઉપલા મજલા ઉપરની હતી; બેશક ગુડન ઉંઘવાને જતો હતો. તેઓના પગલાનો અવાજ સાંભળ તાં વાડામાં એક કુતરો આમ તેમ ફરવા લાગ્યો હતો. તેઓએ તેની સાંકળનો ખણુખણાટ સાંભળ્યો હતો. "આજ તે જગ્યા છે કે?"

મિસ ગ્રેગરીએ પુછ્યું.

"હા, બાનુ," તે મર્દે કહ્યું, "એજ તે જગ્યા છે. મગર ગુડન ને કાંઇ સાધારણ માણસો જેવો નથી. હવે હું ધારૂં છું બાનુ કે તમે પોતે પણ તેને પીછાનતા નથી."

"થોડીક મીનીટના અરસામાં હું તેને પીછાની લઇશ," ખુશ મીજાજે મીસ ગ્રેગરીએ કહ્યું. "આ દરવાજાનું કડું હું શોધી કાડું. તેટલાં તમારા ધણીઆણીને તમે પકડજો!"

જેવાં તેઓ વાડામાં દાખલ થયાં કે પેલા સાંકળથી બાંધેલા કુતરાએ જોરથી ભસવા માંડયું અને તે ઘેરની માંહેથી બીજા કુતરાએ તેને ઉતર દીધો. તે બતીના અજવાળાથી પ્રકાશતી એક પુરી બારીનો પરદો ઉચકાયો.

મિસ ગ્રગરીએ જોરથી ઘંટ વગાડવા માંડયો; જ્યારે તે રખડેલે એક ધીમો ખંખાર માર્યો, જેનો ઉતર તે કુતરાઓ તરફના વધુ ઝનુની ભસવાથી મલ્યો.

"ઉપર ના જોતાં," તે બારીનો પડદો ખસેડી તેઓને કોઈ જોતું હતું, તે કારણે મીસ ગ્રેગરીએ હુકમ કરયો. અને જ્યારે બારણું ઉઘડે ત્યારે જો એક કુતરો અંગ ઉપર ધસી આવે તો તેને લાત મારજો.

"વારૂ બાઇ," તે રખડેલે ઉતર કર્યો.

"અને ખુશી થાવો. થોડીક મીનીટમાં તમારી ધણીઆણી આ મકાનની અંદર જવા પામશે," તેણીએ ઉમેર્યુ.

"વારૂ બાઇ," તેણે કહ્યું. જો તે એક કોઠારમાં પણ આસરો મેળવવા પામશે, તો તે બશ થશે બાનુ.

"કદાચને તેમ પણ બનવા પામે" મીસ ગ્રેગરીએ કહ્યું, "મારા ઘંટનો ઉતર દેવામા તેઓ ઘણાજ ધીરા જણાય છે." તેણી ફરીને ઘંટ આગળ ગઇ, અને તે અંધકાર વાડામાં તે ઘંટનો પડધા થઇ રહયો, તે રખડેલ અકક વકડમાં પડયો; તે જગ્યાની ચુપકીદી કોઇ માઠા બનાવની આગાહી કરતી હતી. મગર તે કાંઇ એ બોલ્યો નહીં, આ સઘળો વખત તે ઓરત ચુપ રહી હતી. તે ઘંટાનો અવાજ અને તે કુતરાઓના ભસવાથી તેણીની ઉપર જરાએ અસર કરી ન હતી. તેણી પોતાના સાથીના હાથનો ટેકો લઇ ઉભી રહી હતી.

ગોયા તે બારી ઉપરનો પડદો ઉંચકાતો હોય એવો અવાજ થયો. અને માંહેતી બતીના અજવાળામાં એક મરદનો ચહેરો ત્યાં નજરે પડયો, "અહીંઆ સઘળી શી ગરબડ છે!" તેણે જાણવા માગ્યું.

તે બારીમાંથી ત્યાં અજવાળુ પડતું હતું ત્યાં મીસ ગ્રેગરી ગઈ કે જેથી કરીને તે ઘેર ધણી તેણીને જોઇ શક તમો ગુડન છો કે!" તેણીએ ખુલ્લા સાદે પુછ્યું.

જો તેણી તેને સ્પષ્ટ રીતે જોઇ શકી હતે તો હવે પછી જે શબ્દોની સફાઈ જાણનાર હતી તેને માટે તેણી તૈયાર થઇ રહેતે મગર

બારીમાથી માસના એક લોચા જેવો તેનો આકાર તેણી જોઇ શકતી હતી. તેણીના કંઠોર સવાલે જવાબ આપવા પહેલા વિચાર કરવાને તેને થોભાવ્યો હતો.

" વેલ,"—તેણે સેજ સંકાથી કહ્યું-વેલ, હું ધારો કે અને ગ્રુડન છું !"

" નિચે આવો ત્યારે"—મિસ ગ્રેગરીએ કહ્યું; આવી રીતે મોટેથી બુમો પાડીને એક બારીમાંથી હું વાત કરી શકિત નથી. મેહરબાની કરીને ઉતાવળ કરો !"

તે મોહું માથુ ગોલા સ્થિરપણે હોય એમ જણાયું. મિસ ગ્રેગરી તે બતીના અજવાળાંમાથી મક્કમ પગલે ચાલી, અને તે ઘેરના બારણા આગળ મેલેલા એક બાજટ ઉપર બેઠી તે અહુડા તફડીની પહેલીજ ફરોકડીની વખત હતી. જો તે બારી આગળ ઉભેલો મર્દ તેણીની વાત સાંભળવાને મજબુતીથી નાજ પાડે, તો તેણી પોતાના કામમાં નિષ્ફળ નીવડેલી કહેવાય. મગર જો તે તાબે થઇને નિચે આવે તો માત્ર પોતાની તબેહને આધીન થઇ તે તેણીના હુકમને માન આપે. તેણીની સામેની બારી બધ થઇ. અને મીસ ગ્રેગરીએ તે રથ ડેલને ઇશારત કરી. કે તે ઓરતને લાવીને તેણીની પાસે બેસાડવી. " હવે ચુપકીદી આખ ત્યાર કરજો," તેણીએ ધીમે સાદે કહ્યું. "હું જ્યાં સુધી તમને બોલવાને કહું નહિં ત્યાં સુધી બીલકુલ ચુપ રહેજો."

તે કુતરાઓએ ચિચ્યારી પાડી. અને ભસ્યા. અને તેઓની નજદીકના એક તબેલામાં એક ઘોડાએ પોતાના પગો અફાલ્યા. રાત્રીનો અંધકાર હવે પુર બહારમાં વ્યાપી રહયો હતો. અને તે મકાન તરફ પીઠ કરી બાજઠ ઉપર બેઠેલાં તે ત્રણ મુંગા મંતર આસામીઓને તે અંધકાર ઘણોજ ભયંકર લાગતો હતો. તે ઝાડીઓમાંથી પવનનો એક ફુંકારો આવ્યો અને ગયો. અને તે પછી તે મકાનની અંદરની પથરની જમીન ઉપર કોઇના પગલાં સંભળાયા, અને બારણાનો કડાંનો ખખડાટ સંભળાયો. તે બારણું ઉઘડતાં એક ફાનસની બતીનો પ્રકાશ ત્યાં પડયો. મિસ ગ્રેગરી ઉઠી ઉભી થઇ.

ગ્રુડને તે ફાનસ ઉંચે ધર્યું. અને સામી તરફ નજર કરી. ને અંગે ભરેલો, ઉમરે પુગેલો એક મર્દ હતો. તેણે ફ્લેનલનો નાઇટ ડ્રેસ પહેરેલો હતો. અને તેને ભુરા રંગની મોટી દહાડી હતી. તેનાં વાંદર સરીખા કપટી ચહેરા ઉપર ઝીણી ગુસ્સાવાળી આંખો હતી, જે મીસ ગ્રેગરી તે તરફ ટીકાવતી હતી; તેનો દેખાવ જુલમી અને દગાખોર હતો. " અને હવે " તેણે કહ્યું. " આવા રાત્રીના વખતે લોકોને ઉંઘમાંથી ઉઠાડવાનું શું કારણ છે તે મને જણાવો. "

" હું મીસ ગ્રેગરી છું, " તે બાનુએ ટુંકામાં કહ્યું. " મારા ભાઇ સર હાવર્ડ ગ્રેગરી વિષે તમે સાંભળ્યું તો હશેજ " તે પછી તેણીએ તે ઓરત બાબે કહ્યું. કે જેણીને ઉતાવળે મદદની જરૂર હતી, અને તેણીને બીજી જગ્યાએ લઇ જવા જેટલો વખત બાકી ન હતો.

" તમે સર હાવર્ડ વિષે બોલ્યા કે ? અને તેવણને શું છે ? " ગ્રુડને જાણવા માગ્યું.

" તેઓને કાંઇ નથી " મિસ ગ્રેગરીએ કહ્યું. " અહીં મારી સાથે એક ઓરત છે, જેણી ઘણીજ બિમાર છે. જેણીને એક બીછાનાની ઘણી જરૂર છે. પાતો કેઇ પણ તેણીને આરામ કરાવવોજ જોઇએ, કોઇપણ રીતે એક ડોકટરને બોલાવી લાવવામાં આવે તેટલાં તો તેણીને જોઇએ આ મકાન સર્વેથી વધુ નજદીકમા હોવાથી હું તેણીને અહીં લાવી છું."

"શું તેણી બિમાર છે ?"—કાંઇક નરમાસથી ગ્રુડને પુછ્યું, તે બારણામાથી બાહેર આવ્યો, અને જ્યાં તે ઓરત પોતાના ભરથારના ખભાં ઉપર માથુ નાખીને બેઠી હતી. ત્યાં ફાનુસ લઇને ગયો. તેઓની લાચાર અને એકલવાઇ હાલત જોઇ તેણે પોતાનો પંજો ઢીલો કરડયો. તે રખડેલે આજીજી કરતી

આપ્યો તેની તરફ ફેરવી. "અંહ !"-ગ્રુડનના ધીઃકારથી બોલ્યો, અને એકવાર ફરીને મિસ ગ્રેગરી તરફ ફર્યો. "એરીંગટનથી તમે આવ્યાં છો, નહિ ? પંદર મૈલના છેટાથી ! ત્યારે તો અહીં નજદીકમાં કંઇ તમારી ગાડી તમારે માટે રાહ જોતી ખોટી થતી હશે ?

"હું ચાલતી આવી હતી," મિસ ગ્રેગરીએ ખુલાસો કર્યો. "મારા ઇરાદા કરતાં હું કાંઇક વધુ છેટે સુધી ચાલી ગઇ, અને વાટ ચુકી ગઈ છું. આ લોકો મને રસ્તામા મળ્યાં, અને વખત ખોવા જેવી આ ઓરતની હાલત નથી. ચાલો આપણે તેણીને બિછાનામાં સુવાડયે, અને આ માણુસ તબીબને બોલાવવ જશે.

જ્યારે તેણી બોલતી હતી ત્યારે તે વિકાળ અને તિરસ્કાર ભરી આખ્યોથી તેણીને ટીકતો હતો, જેથી તેણીને કાંઇક નાખુશ ભાન આવ્યું કે, તેણીના પોશાક ઉપર રસ્તાની ધુળનું જાડું પડ થવા પામ્યું હતું.

"કયા તબીબને ?—તેણે એકાએક પુછ્યું.

"નજદીકમાં નજદીક કયો તબીબ રહે છે ?"-ઉતરમાં તેણીએ પુછ્યું.

"તમે તે જાણતાં નથી ? '—ગ્રુડને કહ્યું. "અને જ્યારે તે આવશે ત્યારે તેની મેહનતનું દામ કોણ આપશે ? સર હાવર્ડ આપવાના હશે, એમ ધારૂ છું ? યા કદાચને તમારાં પોતાના ગજવામાં તમો પૈસા ધરાવતા હશો ?"

ને ફાનસના પ્રકાશમાં મિસ ગ્રેગરીના ચેહરા ઉપર લોહી ધાઇ આવતું હોય એમ તેણીને લાગ્યું. આનો ખુલ્લુંજ હતું કે, ગ્રુડનની મદદ મેળવવામાં તેણી નિષ્ફળ નીવડી હતી; તે તેણીની મશ્કરી માત્ર કરતો હતો, અને તેણીની વાત બીલકુલ માનતો ન હતો. તે દયાહિણ મર્દને ધુળ ચાટતો કરી માત્ર સંતોષ મેળવવા ફાજે સોનાથી ઝકઝક ભરેલી એક થેલી તેને દેખાડવામા આવે, તો તેથી મિસ ગ્રેગરીને નીરાંત વળે એમ હતું. મગર એક છેલ્લી કોશેષ કરવાનો તેણીએ ઠરાવ કર્યો "જુઓ"-તેણીએ મક્કમપણે કહ્યું. "આવી તોછડી રીતે વર્તવાની મેહનતમાથી તમે પોતાને બચાવી શકશો. જો તમે જોઇ શકતા ન હોવો કે તમે એક ભીખારી સાથે વાત નથી કરતા. તો તમે એક મુર્ખા છો. જો તમો આ ઓરતને હાંકી કાઢશો. તો તમો જીવહત્યા કરશો, અને હું તમને ખાતરી આપુંછ કે તેને માટે તમને જવાબદાર ગણવામાં આવશે. તે યાદ રાખજો ! તે તબીબની મંહેનતના પઇસાં વીશે જાણવું કે, તે હું સંભાળી લઇશ."

તે કંજુસ મર્દ બડો હીંમતવાન હતો. તે હસ્યો. "તમારી પાસે પઇસા નથી—?" તેણે ધીરેથી પુછ્યું. "મારી અટકળ ખરી પડી. તમે અને તમારા સર હાવર્ડ ! મારી ઘાસના ગંજીમાં ગયે મહીને જેણે આગ લગાડી, તે સર હાવર્ડ તો નહિ હતા. ખરૂં કેની ? હવે શું કરવું તે હું તમને કહીશ." તેણે એક ઉતાવળું ડગલું તેણીની તરફ ભર્યું અને હાથ લાંબો કરી તેણીને દરવાજો દેખાડયો. "તમો સઘળાંની ઉપર હું મારા કુતરાને દોડાઉં તે આગમજ તમારી બીમાર ઓરતને લઇને અહીંથી ચાલી જાઓ," તેણે એકાએક બરાડ મારી કહ્યું. " હમણાં હમણાં તમો રખડેલો ઘણા ચપળ બનતા જાવો છો. ચાલો અહીંથી જલદી ચાલી જાવો, વેકો ! હવે તમો જાવો છો કે નહીં ?"

"આતો પ્રાણહત્યા થાય છે-!" મિસ ગ્રેગરી બોલી ઉઠી. જો તમો આ ઓરતને આળોટવાને એક બિછાનું નહી આપશો, તો તેણી તમારા કોઠારમાં જઇને સુઇ શકશે. બાહેર રસ્તા ઉપર તો તેણી કદી પણ જઇ શકશેજ નહીં !"

"શું ?" ગ્રુડને પુકાર કર્યો. " તેણી જઇ નહીં શકશે, એમ તમે કહ્યું કે ? એક મીનીટમાં તે તમે જોઇ શકશો." આમ બોલી તે પોતાના મકાનમાં ભરાયો.

"તે કુતરાને લાવવા ગયો છે,—" મિસ ગ્રેગરીએ કહ્યું ચાલો આવો—તમારી ધણી આણીને ઉંચકીને મને આપો. તેણીને હું પેલા કોઠારમાં લઇ જઇશ. તમે અમારી પાછળ આવજો અને પેલા કુતરાને નજદીક આવવા ના દેતા."

તે રખડેલ ચુપાચુપ તાબે થયો. મિસ ગ્રેગરી પોતાના બોજા સહીત અર્ધે રસ્તે પહોંચી, જેટલામાં ગ્રુડના મકાનમાંથી ફાનસ લઇ તે પાછો બાહેર નિસર્યો.

"પેલા લોકોની ઉપર, દીકરા !—" ખુશાલ હવે ગ્રુડન પોકાર્યો. "મારી ઘાસની ગંજીને આગ લગાડનારાઓ કયાં છે ? શોધી કાઢ દીકરા–તે લોકોને શોધી કાઢ. હેવાન ! આહ તેઓ ત્યાં હોવા જોઇએ !"

તેના હીંચકા ખાતા ફાનસના અજવાળાંથી તેણે તેઓને સોધી કાઢયા હતા. તે કુતરો એક કુદકો મારી સીધો દરવાજા તરફ ધસ્યો હતો, મગર હવે તે ઓઠી પાછળ ધસ્યો. મિસ ગ્રેગરીનાં પહોળા ખભાની આસપાસ તે ઓરત નોહાથ વિંટળાઇ વળ્યો હતો, અને તેણીએ તે તરફ પોતાનું ડોકું ફેરવ્યું નહી તે રખડેલ જે તે ઓઠી પાછળ ચોકીના તરીકે ચાલતો હતો, તે પોતાનું બનતું કરશે એમ તેઓ વિશ્વાસથી માનતા હતા. તેણે પોતાના ભાગ અચ્છી રીતે બજાવ્યો. તે કુતરો, કે જે એક મોટા કદનું વિકાળ પ્રાણી હતું, તે દોડતો તેઓ તરફ આવ્યો, અને તે રખડેલે તેની સામે જઇ તેને એવી તો સજડ એક લાત મારી, કે જેથી તે હેવાન પોતાના ધણીના પગ આગળ તરફડયાં ખાતું જઇ પડયુ. "હરામખોર–" ઉછળતા ગ્રુડને ચિસ પાડી. "એને માટે હું તને બંદીખાને પુરાવીશ !"

"પેલા બીજા કુતરાને પણ છોડો—" તે રખડેલે કહ્યું,—" અને તેનો પણ હુ એવોજ હાલ કરીશ, અને પછી તમને પણ હું સવાદ ચખાડીશ !"

"ચાલો !"–મિસ ગ્રેગરીએ હુકમ કર્યો.

"જી હા, બાઇ,—તે રખડેલે ઉત્તર કર્યો અને તાબે થયો.

"પેલા કોઠારનું બારણું ઉઘાડો,–"મિસ ગ્રેગરીએ ફરમાવ્યુ. જ્યાં સુધી ગ્રુડન આપણા કામની આડે આવે નહીં ત્યાં સુધી તેને છેડના ના, મગર જો તે વચ્ચે પડે, તો તેને ડોકી કાઢજો."

"વારૂ બાઇ,–તે રખડેલે કહ્યું, જ્યારે ગ્રુડને તેઓની આસપાસ ભમતાં બારે જતુ નથી તેઓને શ્રાપ દીધા.

"તમે શું એમ ધારો છો કે, હું તમને મારા કોઠારમાં રહેવા દઇશ—"જેવાં તેઓ તે અંધારાં કોઠારમાં દાખલ થયા કે તેણે બરાડ મારી. "શું તમે લોકો એમ માનો છો કે ભામટાઓને અને મારાં ઘાસની ગંજીઓમાં આગ લગાડનારાઓને હું આશરો આપીશ ? હું તમને દેખાડીશ, ગદ્ધાઓ !"

"અમને બતી દેખાડો,"–મિસ ગ્રેગરીએ સુચના કરી, "જો તેમ તમે નહીં કરશો તો આ સઘળાં ઘાસની વચ્ચે અમને દીવાસળી સળગાવવી પડશે.'

આ સાંભળતાં તે દીગમુઢ બની ગયો; અને તેના શ્રાપો અને ધમકીઓ તેનાં ગળામાં ખુટી બેઠી. તેથી ઉલટીજ રીતે આ ધમકીથી સામો તે ધ્રુજવા લાગ્યો, અને તે પોતાનું ફાનસ લઇને કોઠારના બારણા આગળ ગયો, અને પોતાનો હોક કરતો ત્યાં ઉભો, જ્યારે તેઓએ ઘાસની એક પથારી બનાવી· તે ઉપર તે ઓરતને સુવાડી. એક નિશાસા સાથે ત્યાં લેટતાં તેણીએ પોતાની આંખ્યો બંધ કરી.

"હવે તમે જઇને એક તબીબને બોલાવી લાવો" મીસ ગ્રેગરીએ તે રખડલને કહ્યું. "એક ડોકટર તમને કયાં મળશે. તે તમે જાણો ?"

"જી હા, તે લાંબડાંગ રખડેલે ઉત્તર

કર્યો. "અહીંથી ત્રણ મઇલના છેટા ઉપર એક તળીબ રહે છે. મગર આ અબળાનું કેમ તે બારણામાં ઉભેલા ગ્રુડનના આકાર તરફ દે ખાડતાં તેણે કહ્યું,

"વેલ, તેને શું છે ?" મિસ ગ્રેગરીએ જાણવા માંગ્યું.

"જ્યાં સુધી હું અહીં છું ત્યાં સુધી તમને હાથ લગાડવાની હીંમત એ કરી શકવાનો નથી." તે રખડેલે ખુલશે કર્યો "એ જાણે છે કે હું એને પુરો પંહુ તેવો છું. મગ ર મારા ગયા પછી.—"

', એ તેની કાંઇએ ચીંતા કરવી નહીં," મીસ ગ્રેગરીએ ખુશ મિજાજે કહ્યું. " મારી ખાતરી છે કે મી૦ ગ્રુડન અમને એક આંગળી વરીક લગાડશે નહીં.

ગ્રુડનના દીલમા જે લાગણી થતી હતી તે દરશાવવા કાજે તેની પાસ શબ્દો ન હતા, જેથી તેણે જેમ તેમ લોહીનો તે ગોટ પોતાંના ગળ.માં ઉતાર્યો.

"કારણ કે," મીસ ગ્રેગરીએ આગળ ચલાવ્યું, "તેને મારે હું કેટલીક નાપસંદ અ જાયબીઓ ધરાઉં છું, અને જો તે મને હેરાન કરવાના યત્ન કરશે તો જાહેર કરી દઇશ. અને હવે તમે જાવો તે આગમજ પેલું દાતરડું છે તે મને આપતા જાવો."

"જી હા," તે રખડેલે કહ્યું, અને તે દાતરડુ તેણીને આપ્યુ.

"ઉપકાર થયો," મીસ ગ્રેગરીએ કહ્યું "અને તમારી પાસે દીવાસળી છે કે ? ત્યારે તે પણ મારે લેવી જોઇશે. હવે હું અહીં સલામત રહીશ. તમારે હવે જે કરવાનું છે તે તમારેથી બને એટલી ઉતાવળે તે તબીબને ત્યાં જઇ તેને અત્રે લાવવાનુ છે. તેને તમારી ધણીઆણી મારે કહેજો, અને મારૂ નામ મીસ ગ્રેગરી કરી દેજો. અને હા મી૦ ગ્રુડનનું નામ પણ દેજો."

"તેમ કરવાની તું હિમત તો કર!" ગ્રુડને બરાડ મારી.

"ભૂલતા ના," મીસ ગ્રેગરીએ કહ્યું, "ચાલો, હવે તમે ઉતાવળે જાઓ.!"

તે લાંબા તાડ જેવા મર્દને રસ્તો આપવા કાજે ગ્રુડન બાજુ થઇ ગયો; તેનાં દોડતા પગલાંનો સાદ તેઓએ સાંભળ્યો, તે પછી બાગનો દરવાજો બંધ થતો તેઓએ સાંભળ્યો. અને પછી તે ઘંગધાર જેવા મોટા કોઠારમાં તે બે ઓરતો એકલી પડી. તે રખડેલ લાંબે છેટે જાય ત્યાં સુધી પોતાના હાથમાં ફાનસ લઇ ગ્રુડન થોભ્યો હોય એમ જણાતું હતું. તે રખડેલના પગલાંનો સાદ સાંભળી તો બંધ પડતાં કાંઇક સંતોષથી ગ્રુડન બોલ્યો, —હવે."

"હા," મિસ ગ્રેગરીએ કહ્યું,—"મગર આ ભુલતા ના!" આમ બોલતાં તેણીએ તે દાતરડું દેખાડ્યું. પોતાના બાઇના બગીચામાં દાતરડાંનો ઉપયોગ થતો તેણીએ ઘણી વખત દીઠા હતો.

"તમે એનો ઉપયોગ કરી શકશો કે?" ગ્રુડને કહ્યું.

"હા, અલબત."—મિસ ગ્રેગરીએ ઉતર કર્યો,—"જો તમે જરા પણ નજદીક આવશો તો હું તમને દેખાડીશ."

"આહ!"—ગુસ્સાથી ગ્રુડને કહ્યું. "અને તમે પોતાને એક બાનુંમાં ખપાવો છોની! મગર એક મિનિટમાં મારા માણુસોને લઇને હું અહીં આવું છું, અને ત્યારે આ દાતરડું તમને શું લાભ કરે છે, તે આપણે જોઇશું." તેણીનો ઉતર સાંભળવાને તે થોભ્યો નહીં, મગર તુરતજ ચાલી ગયો, અને હવે તે ફાનસના અજવાળાને બદલે તે મોટા કોઠારમાં અંધકાર વ્યાપી રહ્યો.

મિસ ગ્રેગરી ટટોલીને તે ઘાસના ઢગલા આગળ ગઇ, કે જેની ઉપર તે ઓરત સુતેલી હતી, અને તેની પાસે બેઠી. તેણીને એ પળનો અવકાશ મળ્યો હતો, જેટલામાં તેણી કેટલી બધી થાકી ગઇ હતી. તે તેણીએ જોઇ લીધું, જ્યારે તેણી પેલા માઇલ સ્ટેશન ઉપર

બેઠી હતી ત્યારેજ તેણી થાકીને લુસ થઇ ગયલી હતી, અને ત્યાર પછી તેણીએ પોતાના જોર અને જોમને ભારે ઉપયોગ કર્યો હતો. તે ઓરતની પાસે આરામ કરી લે આસાએસ લેવાનું તેણીનું મન થયું, મગર, તેણી જાણતી હતી કે, ગુડન તેણીને તેમ કરવા દે તેમ ન હતું. તેણી તે ઓરતની પાસે બેસી તેણીને શ્વાસ લેતી સાંભળતી હતી, અને મનથી વિચાર કરતી કે કેવા સંજોગમાં તેણી પોતાના બાપના મકાનમાંથી બાહેર નિસરી હતી. ઈંગલાંડ એક વિચિત્ર ભુમી છે, તે પોતાના ખુશાલ પેટામાં સઘળી જાતના મરદો, અને જીંદગી અને મોતને એક બીજા સાથે અફળાતા સમાવી રાખે છે. માત્ર આપણો હંમેશનો શાંત માગ છોડી આડે રસ્તે જવાનીજ ખોટી છે કે જ્યાં એક નવીજ દુન્યા આપણી નજરે પડે છે. ગુડન જેહવે ત્યાં પાછો ફરતો હતો તેનો ખોખરો સાદ સાંભળતાં તેણી પાછી ઉઠી ઉભી થઇ.

"તેણી પણ વિષ હાલ દેખાવતી એક ઓરત છે," તે કોઇને કહેતો સંભળાયો. "તેઓ અહીં ભરાયલા છે. એક વેળાએ તો મારા ઘાસની ગંજી તેઓએ સળગાવી મેલી હતી. હવે ફરીને તેમ થવા હુ નથી દેવાનો માટે કોઇપણ રીતે તેઓને અહીંથી બાહેર કાઢો!" તે કોઠારનું બારણું ઉઘડયું. અને એકવાર ફરીને પોતાના ફાનસ સાથે ગુડને સાં દેખાવ દીધો. તેની પાછળ તેના ઉપરાઉપરી જેવા બે મજુરો ઉભા હતા. જેઓ મીસ ગ્રેગરીને જોતા હતા, કે જેણી પોતાના હાથમાં દાતરડું પકડીને જે કોઇ માંહે દાખલ થાય તેના પગ તે દાતરડાં વતી કાપી નાંખવાને તૈયાર બનીને ઉભી હતી.

"આએજ તે ઓરત છે," ગુડને કહ્યું.

તેના સાથીઓમાં જે ઉમરે મોટો હતો, તેણે શંકાથી પોતાના હોઠ કરડયા, તે સુકાં સોરટ્યાં સરખો એક મર્દ હતો, અને સુર્યના તડકાથી તેની ચામડીનો રંગ કાળો મારી ગયો હતો. "તેણીનો દેખાવ કાંઇ રખડેલ જેવો લાગતો નથી," તેણે ધીમેથી કહ્યું.

"બરાબર છે," મીસ ગ્રેગરીએ કહ્યું, "તમારા માલેકના જેવા મુર્ખા તમે નથી. હવણાં આ દાતરડાથી તમારા પગ કપાવી ના ખવા અને આવતી કાલે તુરંગમાં તે જવા માગે છે."

"તેણીના બોલવા ઉપર ધ્યાન આપો" ગુડને બરાડ પાડી, 'તેણીનો બકવો કર્યાજ કરશે. બિલ અહીં આવ, અને તેણીના હાથ માંથી પેલું દાતરડું ઝુટાવી લે."

પેલા બીજા મજુરનું નામ બિલ હતું. તે જવાન અને કદાવર બાંધાનો એક મર્દ હતો.

"હા," તેણે કહ્યું, અને તે પોતાના કામ ઉપર ગયો.

"તેણી કાંઇ રખડેલ ભીખારી નથી" વિચારવંત અવાજે પોતાનો હોઠ કરડતાં તે ઉમરે પુગેલ મજુરે કહ્યું, "તું એ શું કરે છે, તેનો બરાબર વિચાર કરીનેજ કરજે!"

"મારાં ઘાસની ગંજીઓ તેણી સળગાવી. નહીં મજો તેનોજ હું તો વિચાર કરીશ,' ગુડને ગુસ્સાથી કહ્યું. "આહ, બિલ અહીં આવ! હવે તું શું કરી શકે છે તે અમને દેખાડ."

બિલે પોતાની આંખો ઉપરથી બાલ ઉંચા કર્યા. અને એક માટી ડાંગ સાથે તે કોઠારના ઉંબર ઉપર જઇ ઉભો, તે જબરજસ્ત કદનો એક જનાવર હતો, અને તેની આંખોમાં એક જનવરની ખાસ્યત ચમકારા મારી રહી હતી. હુમલો કરવાને તે તૈયાર થયો હતો. મિસ ગ્રેગરીએ દાતરડું ઉગામ્યું. "સંભાળજો! "—ચેતવણી આપવા તેણી પુકારી. બિલે ફુંફાડો માર્યો, અને આડોતીડો થઇને થોડાંક પગલાં આગળ વધ્યો. તેણીના હાથમાના દાતરડાં ઉપર એક ફટકો લગાવી તે નીચે તોડી પાડવાની, યા તો તેણીના પગમાં એક જબરી આંટી મારી તેણીને પાડી નાખવાની ઉમેદમાં તે હતો. દુરથી ઉભા રહો!"

-મિસ ગ્રેગરીએ ઠસ્સામાંજ હુકમ કર્યો. "આ દાતરડાંથી હાથોહાથ લડવા હું નથી માગતી-હું તો છુટું ફેંકવા માગું છું !"

"શું ?" બિલે ચિસ પાડી.

"હા,"-મિસ ગ્રેગરીએ કહ્યું અને ગોયા તે દાતરડું છુટું ફેંકતી હોય એવો તેણીએ દેખાવ કર્યો એક કુદકો મારી બિલ પાછળ હઠયો, અને તેની પછવાડે ગ્રુડન અને પેલો બીજો મજુર ઉભા હતા, તેઓ પણ પાછળ હઠી ગયા.

"ડાકણ !"—ગ્રુડન પુકાર્યો. "તેણીની ઉપર ફરીને હુમલો કર, બિલ તેણીના માથાની ઉપર એક ફટકો લગાવ. તેણીના જેવી ડાકણીથી શું આપણે હારી ખાસાના હતા કે ! તેણીના હાથમાના દાતરડાં ઉપર તારી નજર રાખી, એકદમ તું માંહે દાખલ થા ! બિલમા અને એક તાબેદાર હેવાનમાં ઝાઝો તફાવત ન હતો તેણે કાંઇએ ઉત્તર કર્યો નહીં; મગર પોતાના શેઠનો હુકમ સાંભળતાંજ તેણે તે ડાંગ ઉગામી અને એકવાર ફરીને હુમલો કરવા તૈયાર થયો.

તે ફાનસના અજવાળાથી મિસ ગ્રેગરીની આસપાસ મોટા ઓળાઓ પડતા હતા; અને ત્યાં લાંબી છટ થઇને પડેલી પેલી ઓરત માત્ર શ્વાસ લેતી હતી, તે સીવાય બીજી કાંઇ પણ હલચાલ કરી શકતિ નહતી. બારણામા ઉભેલા ત્રણ મર્દો અર્ધ નગના હાલતમાં હતા, અને તેઓની પાછળ ગ્રુડનનું મકાન આવેલું હતું, જેના ઉપલા મજલાની બારીમાંથી હજી પણ અજવાળું દેખાતું હતું. એ સઘળો દેખાવ કાંઇક ભય પમાડે એવો લાગતો હતો.

હજી પણ બિલ બારણાની વચ્ચેજ ઉભેલો હતો, જ્યારે તેણીએ તે દાતરડું જમીન ઉપર નાખી દીધું. "વસ,"-ગ્રુડને ખરાડ મારી"--હવે તમારી ખાતર જમા થઇ કે ?"

મિસ ગ્રેગરીએ પોતાના ગજવામાથી કાંઇ કાઢયું, અને તે પોતાના હાથોમા લઇ તપાસવા લાગી.

"જો તમે એમ ધારતા હોવો કે હું આ જગ્યા છોડી બાહેર આવીશ, તો તેમાં તમારી ભુલ છે,"—તેણીએ ટુંકમાં ઉત્તર કર્યો. "આ મારી પાસે શું છે, તે જુઓ ! આ દીવાસળીનો એક જથો છે, અને આ તેની પેટી છે. જો બિલ એક પણ ડગલું આગળ વધશે તો હું એ દીવાસળી સળગાવીને તે સઘળી આ ઘાસમાં નાંખીશ. તમને સમજ પડે છે કે ?"

"તેમ કરવાની તમારી હિંમતજ નહિ થા લશે !"—ગ્રુડને પુકાર માર્યો. "તેણીને ફટકો લગાડ બિલ. નહિ તેણીને ફટકો ના લગાડતો ! મુર્ખા પાછો આવ ! એનો સ્વાદ હું તેણીને ચખાડીશ !"

મિસ ગ્રેગરીએ મોંહ મલકાવ્યું. આ તો દેખાઇતુંજ હતું કે આગને નામે ગ્રુડનને ગોડી ફાળ પડતી હતી, કદાચને વિમો ઉતરાવવાની તેણે બખીલાઇ કરી હોય, તે કારણે તેમ હોય. તે કોઠાર લાકડાંનો બાંધેલો હતો, અને તેમાં સહેલાઇથી સળગી ઉઠે એવી સઘળી ચીજો ભરેલી હતી, ગ્રુડનને તાબે કરવા કાજે મિસ ગ્રેગરીએ એથી સરસ ઉપાય બીજો બાગેજ અજમાવ્યો હતે.

"ખચીતજ તમને સ્વાદ ચાખવો પડશે," મિસ ગ્રેગરીએ કહ્યું. "તમને ઘણો ભારે દંડ ભરવો પડશે, ગ્રુડન. તમારા મકાનનો માલેક કોણ છે, તે હું હજી જાણતી નથી, મગર તે હું જલદીજ જાણી લઇશ, અને મારી ખાતરી છે કે, તમારા જેવા હેવાનોને પોતાના મકાનમાં રાખવાને તે બાગેજ દરકાર કરશે. એક ખુન કરતાં તમારી મરજી વિરૂધ તમને બચાવી લેવામાં આવ્યા છે; મગર તમને શિક્ષા તો કરવામાંજ આવશેજ."

"તેણી કોઇ રખડેલ બીખારી તો નથી જ,"—તે ઉમરે પુગેલો મજુર બડબડયો.

"રસ્તે રખડતા બીખારીઓ વડીક તમારી વાખવાખીથી માહીન છે,"—મિસ ગ્રેગરીએ આગળ ચલાવ્યું. "તમારી ઘાસની ગંજીઓ બળી ગઇ તેથી હું કાંઇ અજબ થતી નથી. બખીલાઇ અને ક્રુરતાથી તમારા એવી દશા

મિલની પરણેતરને જગાડી, અને પોતાને મ દદ કરવાની તેણીને ફરજ પાડી, તે પછી તે પેલાં ફાર્મ હાઉસમાં દાખલ થયો, મિસ ગ્રેગરી માટે દુધ તથા પેલા રખડેલ માટે વીસ્કી લાવવાનો હુકમ કર્યો. અને તે પછી જીંદગી અને મોતના રાજાઓના એક એલ ચી અને સલાહકાર તરીકે તે કોઠારમાં તે દાખલ થયો અને બારણું બંધ કર્યું, અને તે કોઠારની બાહેરની જગ્યા ખાલી અને ઉ જડ થઇ ગઇ.

તે ડોગકોર્ટ, કે જેમાં મિસ ગ્રેગરી બેઠેલી હતી, તેની આગળ જઇ તે રખડેલ થોભ્યો. અને ચિંતાથી તેણીની તરફ જોવા લાગ્યો. તેના હવલામાં સઘળું પાર ઉતરવું જોઇએ,"—તેણે કરગરીને કહ્યું.

"પાર ઉતરવું જોઇએ ?"—મિસ ગ્રેગ રીએ કહ્યું. "અલબતે, તે પાર ઉતરશેજ. સઘળું સારૂજ થશે."

તેણે નિસાસો નાંખ્યો. "તેણી અને હું" તેણે કહ્યું,—"અમોએ ચાલીને ઘણાક માઇ લની મુસાફરી કરી છે. તેનેથી તેણીને ઘણું ખમવું પડયું છે. તેણીની માતા એક ગૃહ સ્થનાં કુટુંબમાં બાવરચણ હતી—ઘણીજ આ બરૂદાર તેણીએ આવી હેજગારી કદી વેઠી નથી."

"મગર હવે તો સઘળું વધન વિતી ગયું છે,"—મિસ ગ્રેગરીએ સધ્યારો આપ્યો. "એડીંગટન ખાતે હું તમને રોજીએ લગાડીશ."

"ઉપકાર થયો, બાઈ,"—તે મરદ વગ ર ઉત્સટે બોલ્યો. "હું તેની શોધમાં હતો. પણ—પણ જો તેણીને કાંઇ થશે તો—" તે એકાએક અટકી ગયો, અને પાછો ફેરા ખા વા લાગ્યો.

સહવારનું પહોર પડયું હતું અને માન સાઇ જીંદગીના એક નવા તબક્કા માટે આ પૃથ્વીને તૈયાર કરવા કાજે તે ઉપર સુર્ય પોતાનો પ્રકા- શ પાંથરી રહયો હતો. સુર્ય ઉગતાં સાથેજ તે તબીબ પોતાના શર્ટ ઉપરજ તે કોઠારમાથી બાહેર નિસર્યો, તે થંડીથી ધ્રુજતો હતો.

"ત્યાં અંદર તમારી ધણી યાણી સાથે એક આસામી છે,"—તેણે તે રખડેલને કહ્યું. "જાહે જાવો, અને તેને જુવો."

તે રખડેલ કાંઇ સમજ્યો નહિ. "તે કોણ છે ?"—તેણે ડાચું વકાસીને જોતાં પુછયું.

"ઓ-તેણીનો એક નવો મિત્ર"-તે તબીબે ઉતર કર્યો. "તમે તેણી આગલ જાવો !"

તેણી તંદરૂસ્ત તો છે કેની ?"—મિસ ગ્રે- ગરીએ પુછયું.

"તદન તંદરૂસ્ત,"—તે ડોકટરે કહયું,— "એ સઘલા તમારી મેહનતના પ્રતાપ છે, મિસ ગ્રેગરી તેઓને પાંચ મિનિટ એકલાં મળવા દેવો, અને તે પછી, જો તમારી મરજી હોય, તો તમે તે નવા પરોણાને જોઇ શકશો."

"ઉપકાર થયો,"—મિસ ગ્રેગરીએ કહયું.- તેમાંના ચાલહાલ કરવાને શકિતવાન થાય ;તેટલાં તેઓ ત્રણેની સંભાળ લેવાની આપણે કાંઇ ગોઠવણ કર્યે તો કેમ ?"

"તે સઘલાંની હું ગોઠવણ કરીશ,"-તે- તબીબે કહ્યું. "તે સઘલું મને સોંપો, મિસ ગ્રેગ- રી અને જ્યારે આપણું અહીંનું કામ પુરૂં થશે, ત્યારે તમને મારી ગાડીમા તમારે મકાને પોંહ- ચાડવાનું માન મને લેવા દેજો."

મિસિસ બિલ પોતાના ભરથારથી જુદોજ સ્વભાવ ધરાવતી હતી જેથી જ્યારે મિસિસ ગ્રેગરી પેલા કોઠારમાં દાખલ થઇ, ત્યારે તે સ્ત્રીએ તેણીને નમીને આવકાર દીધો. તે રખ- ડેલ પોતાની પ્રીયા આગલ ગુરૂણ મરડી બેઠો હતો. તે ઓરતને આરામ થયો હતો, જેથી તેણી પોતાના ઘાસના બીછાનામા એક ચાદર ઓઢી સુતી સુતી મોંહ મલકાવતી હતી. તેણી રીકકી પડી ગઇ નહતી; સામી તેણી કાંઇક રાતી થઇ હતી, ગોયા તેણીએ જે જેહમત ઉઠાવી હતી. તેમા ફતેહમંદ ઉતર્યાથી આનંદ પામી હોય તેમ તેણી કાંઇએ બોલી નહીં, મગર જ્યારે. મિસ ગ્રેગરી તેણીની ઉપર વાકી વળી, ત્યારે તેણી સેજ હાસી, ગોયા તે અજાયબીઓનું ફળ

જે તેણીના હાથમા પકડેલું હતું. તે દેખાડવા કાજે હોય. નરમ સુંવાળા વાળે.થી ભરાયલું, નાજુક, ગોળ આકાર એક માથું તેણીની છાતી ઉપર મુકાયલું હતું; નવોજ છપાયેલો એક ચેહરો શાંત ઉંઘમા ત્યાં પોઢેલો હતો; પોતાના નાના કદને લીધે દીલ જખમી કરનાર એક બટકલું પ્યારું આ પૃથ્વી ઉપર ભવિષ્યમા ટક્કર ઝીલવા કાજે આ જગતમ પેદા પડયું હતું. તે રખડેલ ઓરતે એકવાર ફરીને મોહ મલકાવ્યું, કે જેમાં એક માતા તરીકેની મગરૂરી, વિશ્વાસ, મોટાઇ અને માયાનો મેળ જણાતો હતો.

ભારે ઉલટથી મિસ ગ્રેગરીએ તે ઓરત માટેની ગોઠવણો તપાસી. મગર તેણી કાંઇએ બોલી નહીં. તેણી કાંઈ પણ બોલી શકે તેવુ કાંઇજ હતું નહીં— એક અનુભવી કહેવાનો હક ધરાવે એવું કાંઇજ ન હતું મિસ ગ્રેગરી જો કે ચોપડીઓ લખવા માટે ઘણીજ મુસાફરી ઓ વિગેરે કરીને મોરો અનુભવ મેળવી ચુકી હતી, છતાં એક ઓરત તરીકે કુદરતને જે મકસદથી તેણીને આ પૃથ્વી ઉપર મોકલી હતી અને તેણીથી જે લાભો મેળવવાની ગણત્રી કરી હતી. અને તેમાં તેણી બીન અનુભવી અને કામીજ રહી હતી.

તેણીને મકાને જવાનો માર્ગ ઘણો લાંબો હતો. ઘણો ખરો વખતતો તેણી પોતાની બેઠક માં અકેલી ને બેસી રહી, અને ગોયા નવી શંકા ઓથી તેણીનું મગજ ચકભમ થઇ ગયું હોય તેમ વિચારવંત અદાથી પોતાની સામેજ ટીકયા કર્યું. જ્યારે એડીંગટન હોલમાં તેઓ દાખલ થયાં ત્યારે ટપાલનો સીપાઇ ત્યાંથી બાહેર નીકળતો હતો, અને તેણીના ભાઇનો નાસ્તો લેવાનો વખત થયલો હતો.

"તમારે માટે એક પારસલ લાવ્યો છું, મિસ,—" તે સીપાઇ એ પોતાની ટોપીને હાથ લગાડતા વાંકોટીકો થઇને કહ્યું, અને તે જોવાને મિસ ગ્રેગરી દીવાનખાનામાંજ પોભી ગઇ. તેણી ની સાથે આવનાર તબીબ ત્યાં નાસ્તો લેવાને ઠોભનાર હતો, તેણે ખુશાલીનો એક પુકાર સાંભળ્યો. અને ફરીને જોતાં મિસ ગ્રેગરીએ પેલું પારસલ ઉખેડતાં તેણે દીઠી. તેણીએ આંખો ઉંચકી તેની તરફ જોયું.

તે તબીબ પોતાના ધંધાની રૂએ તીક્ષણ લાગણીઓ ઉપર કાબુ ધરાવવામાં કુશળ બનેલો હતો, તેણે કાંઇક લાગણીથી મિસ ગ્રેગરી ભણી નજર કરી, અને મનથી વમાસ્યોઃ— "મારા ખોદા, ગુડનના કોદારમાંની પેલી માતા જેવીજ મગરૂર અને આનંદી એ પણ જણાય છે." પછી તેણે મોટેથી પુછયું:—"શું છે, કાંઇ નવું જુનું બનવા પામ્યું છે. કે?"

"કાંઇ નવું જુનું!"—મિસ ગ્રેગરીએ કહયું; "નહી. મગર—" આમ કહેતાં તે પારસલ ઉપરનું કાગળનું પડ તેણીએ વધુ ઉખેડયું, અને તેની માહેથી સોનેરી ગીલીટના લાલ પુઠામાં બાંધેલા એક સુંદર ચોપડી બાહેર કાઢી. "આ—આ મારી ચોપડી છે,"— તેણીએ કહયું. મારી પોતાની લખેલી ચોપડી!"

ત્યારે વાંચનાર, આ બેમાથી વધુ મગરૂર તું કોણને ગણશે? એક મત કોનો એક અંથકર્તાને।



રામબાણ ઉપાય.

"અરરર? શું થયું પડી–ગયો જરસી વડી ગયો બહુ લાગ્યું બાંધ બહુજ લાગ્યું જો!" કરતો મોહોલ્લો તજે ઉપર થઇ ગયો કેમકે જરસી ઓટલાપરથી હેઠળ પટકાયો હતો. પણ તુરત પાસેના પેસુબાએ કબાટમાંથી પેરી- ડેવીસનું પેનકીલર ચોપડયું તે અડધા કલાકમા જરસી રમવા દોડયો તમે સમજ્યા કે?

વેસુબ,

# ANCIENT BUDHIST REMAINS IN MAHARASHTRA.

Specially written for **Gulshan** BY—
NEROOM.

It is a world-known fact that the fate propagated by the great Budha spread through many countries, soon after its birth, and was on the height of its eminence in the time of King Asoka, the grandson of the famous Sandracottus or more properly Chandragupta.

King Asoka's conversion to the fate took place about the year 260, B. C, Budhism was no longer, at the time the religion only of the poor and humble, but was openly professed by a great King and propagated far and wide by the help of all the resources at his disposal. This fact makes King Asoka stand to Budhism in the same relation as that in which Darius the great stood, to Mazdaism, and constantine to Christianity.

At this epoch of time,–about two thousand years ago–the Budhist monks and devotees, zealous, and vigorous as they were entered the Saiâhdhri hills of Maharashtra, and considering the magnificent aspect of Dame Nature there, cut dwellings and places of prayer and refuge, out of the solid rocks which now go by the names of Bhaja, Karla, and other caves.

The caves finished as they are without a due amount of artistic skill, still make the chanced travellers, who visit them dumb with wonder and amazement when they reflect upon the gigantic structures, and the hard labours, which the Buddhist emigrants were put to.

Well knowing that many gentlemen from Bombay and Poona are wont to visit the caves of Karli, I shall endeavour to describe something about Bhaja, and the surrounding scenery.

On the Southern side of the station of Karla and immediate-

ly behind it there is a chain of hills,-a part of the circular chain, which is supposed to be the crater of a Volcanic.

The caves of Bhaja are just on the backward slope of this particular hill. Immediately beneath it, is placed the pretty little village of Bhaja surrounded with groups of tall green trees; this village is given as an Inám to a respectable and educated Brahmin gentleman of Poona, who is commonly called Bhajedár.

It takes atleast ten or fifteen minutes to reach the main entrance of the caves. They are situated just on the brink of the hill, the slope of which leaving behind it a foot-wide space from the entrance rapidly declines down hill. To Guard against dangers the present Government has barricaded the entrance with iron-railings.

The main cave is something like an oblong church with a have and side-aisles. It is about fifty feet long by about twenty feet broad, also has a circular apse, on the farthest extaemity. The roof is circular resting on pillars hewn out of rock; each of these having a carved capital. The interior is not so spacious as that of the Karli caves.

On either side of the main cavity there are cells above and below, scooped out of the solid rock. These cells are very rightly supposed to have been occupied in by gone times by either the pilgrims or the monks of the Budhist faith.

There is a large number of these square-shaped cells some six or seven feet high and as many feet broad. There is a small entrance of about two feet wide to each of these pegeon-holes. Inside the cell is a raised seat cut out of the same stone, for the monks to sit on the Eastern side of the main cave are two others, small, but carved out in like fashion. These are more finer and look more picturesque than the principal one. On the right side of the entrance to these small caves are relieved out of the rock, two chariots with spoked wheels, driven apparently by two warrior princes. Two watchmen in India garb, and turboned-heads guard the entrances of these little structures.

In side the caves there are some four or five drum-like structures of solid rock but not so big as to rival that of the main cave. The diameter near the base of each of these solid cupolas must have been not less than three feet.

Leaving these behind, we

come across, a number of cells again, above and below, each containing a raised seat in side and a fine little arch above its door-way. There are a couple of lines, in no perfect and skilled band, inscribed in some unknown-more probably Pali-language on the wall out side the cave. Outside, and on the Eastern side of hill with its caves, rise at right-angles the two street and almost perpendicular peaks, bearing on the summits two ancient forts in good order, of the time of Shivaji. These two ancient and historically important forts-Lohogad and Visapur-of the Maratha fame lift their heads majestically over the caves. If the interior of Lohogad fort is more minutely examined, it is atonce discerned that formerly there ought to have been cells for Buddha worshippers, which cells are turned in to prisons, where the Peshwas used the send in their enemies, who scarcely came out alive from these dungeons. The antiquity of the said fortress is descrrbed by Professor Michael Macmillan, -Principal of the Elphinstone College Bombay in his novel, "In wild Maratha Battle," who says, "It was not long before he saw, sticking up in the sky before him, the out work of Lohagad called the scorpions string, and knew that he was near that famous fortress, which is old enough to be mentioned by Ptolemy, and is one of the strongest of the hill forts in the Deccan." At the same time, the Professor goes on picturing the exquisite scenery out side the fortress, "They conversed on wind-sweft top of Lohagad, as they walked at the witching hour of sunset round it battlements, and looked down on the table-land of the Dekkan and the many mountains that rise from its surface. On the North they saw the Tudrayani flowing to Khadkda; the Eastern view was blocked by the mountain of Visapura, with its embattled summit; on the South rose the tapering cave of the fort of Tongi, and a little further away the sister peak of Tikona. "On the West the sun was setting over the high mountains on the edge of the Ghants," and which disclosed to view the tiled-houses of Khandalla and Lanola.

In putting before the public, this short, but illustrative and interesting descripiion of these Remains of the Ancient Buddiists,-which more or less were turned some centuries ago in to Maratha hill-forts,-my chief aim and object is to point out the grand works of Art and Nature on the road between Bombay and Poona.

# A PEEP.

Hunger, cold, rage, hard-work, contempt, suspicion, unjust reproaches, are disagreeable; bu debt is infinitely worse than them all. If you have fifty cents and can get no more a week, buy a peck of corn, parch it and live on it, rather than owe any man a dollar:—Horace Greely.

* * *

Who goes a-borrowing goes a-sorrowing.

* * *

What keeps one vice would bring up two children:—Franklin.

* * *

High interest mean bad security.

Duke of Wellington

* * *

Knowledge is like the mystic ladder in the Patriarch's dream. Its base rests on the primeval earth-its crest is lost in the shadowy splendour of the empyrean; while the great authors who for traditionary ages have held the chain of science and philosophy, of poetry and erudition are the angles ascending and decending the sacred scale and maintaining as it wera the communication between earth and heaven.

Lord Beaconsfield.

* * *

Books are to mankind what Memery is to the Individual.

Lord Avebury.

* * *

The wise, ( Minstrels or sages ) out of their books are clay and in their books as from their graves they rise Angels-that side by side, upon our way Walk with and warn us.
We call some books immortal.
Do thy live ?
If so, believe me, time hath made them pure,
In books, the veriest wicked rest in peace—
God wills that nothnig evil should endure;
The grosser parts fly off and leave the whole,
As the dust leaves the disembo-died soul.

Bulwer Lytton.

* * *

એકું જોરાવર વીજળીક બતી લઇને તેણે તે કાચ આગળ ધરી અંદર શું હતું તે એક પળ સુધી જેમી જોઇ શકયો નહિ ! નજર ઠરાવતાંજ તેને જે દેખાવ જોયો તેથી તે હેબતથી બે ડગલા પાછળ હટયો. તે નાના ઓરડાની વચ્ચો વચમાં એક મોટો કાબરા નાગ હતો. બતીનો ઉજાશ પડતાંજ તેને પોતાની ભયંકર ફેન ઉંચકી જે જોતાંજ જેમીના હોંશ ગગડી ગયાં.

“ જોયો કે આંય નાગ ? પેસ્તનજીએ વડાઇ લેતાં પુછયું, કેમ બચ્ચા છાતી ધપ કેછ કે ? એરે એ એવો છે કે જરાક જો કરડે કેની તો માણસ પાણી પીવા નહી ઉભું રહે, એ આંય ઓરડામાં છુટો થઇ ગયોછ !”

“ પછી ” જેમી બીહતાં બીહતાં બોલ્યો,

“ વેલ, તું હમણાંજ વડાઈ લેતો તો કેની કે હું મારે ખાતર બીજાઓ આ ગમ હાય જોવું તેના કરતાં મરવાનું પસંદ કરૂં, તો જોઉછ તો આં ઓરડામાં દાખલ થા, જો તું મરી જશે તો હું તારી બઈરીનું ફુલણ પોશણ કરશ ”

ગમે તેટલું કરવા છતો જેમીનાં મોઢાંમાંથી ધાસ્તીની એક ચીસ પડાઇ ગઇ.

“તારે આંય નાગને દરેક ચાનસ આપવો,” તેણે આગળ ચલાવ્યું,” આંય ઓરડામાં તારે એની સાથે એક કલાક રેહવું. જો જો એક કલાક પછી તું જીવતો માલમ પડયો, તો એવી કબુલાત આપુંછ કે મારે તારી બઇરીની સાથે તારૂંબી ગુજરાણ કરવું હવે જોઉંછ તો તારી હીમતની કીમત તારૂં નશીબ તારી સાથે કેવું આવેછ તે જો તું મારૂં કેહવું ના પાડતો હોય તો આંય ઘડીએ તમારે બેઉ જને મારૂં ઘેર છોડી જવું.”

ઠીક છે તે હું ના પાડતો નથી.” જેમીએ હોંઃ કચકચારી જવાબ વાળ્યો.

“એમ છે તો, જલદીકર, નહી તો પછી મેહરાં સુધ્ધીમાં આવશે.”

“તમે તમારૂં સાદું બરાબર બજાવજો. હું કે મી. પેસ્તનજી હું મારૂંબી બરાબર બજાવશ.”

એટલુ બોલીને એક ધસારામાં તેણે તે બારણું ખોલ્યું, અને પેસ્તનજી બબુંતો કંઇ બોલે તેટલાં તો. તે પેલા ઓરડામાં ગયો. અને બારણું ઢાંકી દીધું.

“બાવાજી!”

મેહરાં હવે સુધ્ધીમાં આવી બાંકપર બેઠી પેસ્તનજીને હાંક મારતાંજ એક ગુનેગારની માફક તે ચોંકયો.

“દીકરી ?” શું છે ? જરાક સુઈજ રેહ.”

“તેને એવો ગભરાયલો જોતાંજ મેહરાંએ ધાર્યું કે કાંઇબી બન્યું હોવું જોઇએ. તેણી તુરત બાંકપરથી ઉભી થઇ.

“બાવાજી, મારો જેમી કાંહ છે ?” તેણીએ પુછયું. મેં એને સાદું રાખવા તમુને કેહતાં સાંભળ્યો બોલો, બાવાજી તમે મારેથી કંઇબી છુપાવોછ મારે એકદમ તે જાણવું જોઇએ તમે એને શું કીધુંછ ?”

“શું કરે ? કંઇ નહી ! કંઇ ઘેલી બેલી તો નથી થઇ ?” પેસંતનજીએ અજાનપણું બતલાવ્યું.

બોલોની, એમ, શુઃ કરોછ ? જેમી, જેમી તમે કાંહ છે ? હવે તેણીએ મોટેથી જેમીને હાંક મારી.

“દુર રહે મેહરા એને દુર રાખો. મી૦ પેસ્તનજી તમારી સરત યાદ રાખો.” જેમીએ અંદરથી બુમ પાડી.

એક ચીચયારી સમેત મેહરાં પોતાના બાપ આગળથી ધસારાબંધ દોડી ગઇ. પેલો દરવાજો ખોલી નાંખ્યો અને તુરતજ ઓરડામાં ધશી ગઇ.

“ એ લોક એક બીજાને ખરેખર ચાહેછ. ખરેખર હું ભુલ્યો, ” પેસતનજી મનમાં બડબડયો.

તે હવે પોતે પેલા ઓરડામાં ગયો. મેહરાં પોતાના વરને વળગીને ઉભી હતી. ઓરડાને એક નાકે પેલો ઝેરી નાગ પોતાની ફેન બહાર કહાડી હલાવતો હતો. પેસતનજીએ તેને તુરતજ ફેનમાથી પકડયો અને એક ખાંલી બોક્ષમાં નાંખ્યો.

“ આંય નાગ જરાક કરડયો કેની તો માણસનું તરતજ મોત નીપજેછ ” તે મોટે થી બોલ્યો, “ પણ એની ઝેરની કોથળી ગઈ કાલજ કહાડી લેવામાં આવી'તી. જેમી તુને એ વાતની ખબર નહી હતી અને તે છતાં તું અંદર ગયો જેથી તેં તારો કબાલો બરાબર રીતે પાળ્યોછ. હુંબી મારી સરત શરો ચશમથી પાળશ !”

તે દીવસથી પેસતનજીએ પોતાનો બોલ બરાબર પાળ્યો. જેમીને તેવને એક સારી જેવી નોકરી અપાવી અને તેઓને પોતાને ત્યાંજ રાખ્યાં.

સમાપ્ત.

# પ્યાર!—અજબ ચીજ!!

(ગુલશન માટે)



લખનાર—**Kolan.**

હા પ્યાર! એ એક નિર્મળ વહેતા પાણીનો ઝરો છે કે જેના પાણી લાકડીએ માર્યાં કદી બી છુટાં પડતાં નથી. પ્યારને ખાતર માણસો શું શું કરે છે તેના થોડાક દાખલાઓ નીચે ટાંકું છું.

શેરીડન નામનો વિખ્યાત લેખક પ્યારને ખાતર પોતાની પુતળીને ઘેર એક ઘોડાવાળા તરીકે નોકરી કરી હતી. તે દરરોજ સાંજે જ્યારે પોતાના શેઠ ને પોતાની પુતળીને લઇને ગાડી હંકારી જતો ત્યારે તે તેણીને આંખના છુપા ઇસારાઓ કરતો કે જેનો જવાબ તેણી તેજ રીતે આપતી હતી. આખરે તેઓ પરણી ગયાં હતાં.

કોઇ એક "એનવુડ" પોતાની પ્યારીને ઘેર ૨૦) વરસ ઘેર નોકર તરીકે રહયો હતો અને પેલી બાઇ કે જે પરણેલી હતી તેનો ધણી મુવા પછી પરણી ગયો હતો.

કોઇ એક જરમન બેરને (ઉમરાવે) પોતાનો હાથ કાપી નંખાવ્યો હતો કારણ કે તેના હાથની એક આંગળી ભુલથી તેની પુતળીના ગાલ ઉપર મરાઇ ગઇ હતી.

એક ઉમરાવ પોતાની પુતળી આગળ એ પ્રેનટીસ તરીકે રહેલો હતો ને પછી તેને પરણી ગયો હતો.

એક ઓફીસનો માલેક કે જે પોતાના ખાતામાંની એક જુવાન લેડી–ટાઇપીસ્ટ સાથે પ્યારમાં પડેલો હતો તે તેને દરરોજ એકની એક પ્યારની વાર્તા પોતાનાં ને તેનાં નામ સાથે આપતો હતો. આખરે તેણી મોહન થઇ ને તેની સાથે પરણી ગઇ.

એક જુવાન અમીર કાઉન્ટ ફ્રાંસીસ અરએક કે જે એક ખેડુતની છોકરી સાથે પ્યારમાં પડયો હતો તેણે પોતાની મરજી પોતાના બાપને જણાવી આ ઉપરથી તેનો બાપ ઘણોજ ગુસ્સે થયો ને તે કામ નહિ કરવાને તેને કહ્યું જો તું મારી મરજી વિરૂધ્ધ ચાલશે તો મારી આવક ને દોલત ઉપર તારો જરાબી હક રહેશે નહિ. પણ તેણે પેલી દોલત કરતાં તેણીને પરણવાનું દુરસ્ત ધારયું ને ૨૦૦,૦૦૦ પોંડની વરસ દહાડેની આવક ખોઇ બેઠો તે જ્યારે પોતાનો હક ખોઈ બેઠો ત્યારે બોલ્યો કે "મેં આ મારા લીધેલા પગલાં માટે એક ઘડી પણ પસ્તાવો કરીશ નહિ ને કરતો બી નથી પણ બલકે હું વધારે સુખી છું.

પ્રીન્સ એબરટીન–જુ ઍનથીમ સ્ટીનફો કે જે હોલંડની રાણીનો કઝીન થાય છે તે એક વેપારીની છોકરી સાથે પ્યારમાં પડયો હતો ને તેને તેની સાથે પરણવા માંગ્યું. જરમનનો શહેનશાહ પણ આ સંબંધની સામે હતો. તેનું પણ કશું વળ્યું નહિ. અને તે આખરે પરણી ગયાથી તેના નાનાભાઇને ૨૫૦,૦૦૦ વારસીક આવકવાલી બાદશાહી જાગીર મળી અને જ્યારે તેને એમ તેના હકમાંથી બાતલ કરવામાં આવ્યો ત્યારે તે બોલ્યો કે "મને કહેવાની જરૂર નથી કે હું પહેલાં કરતાં વધારે સુખી છઉં. હું જ્યાં સુધી જીવશ ત્યાં સુધી એટલાં માટે

હું ખુશી થઇશ કે મેં મારાં ને મારી બૈરીના સુખને ખાતર મારી બાદશાહી મીલકતને આ-વક ખોહી બેસવાનું મકકમપણું બતાવ્યું છે, ને મેં મારા ને મારી બૈરીનાં સુખને મારા બાદશાહી મેહતના સુખ કરતાં ચઢયાતું ગણવાનું મકકમપણું બતાવ્યું છે.

ડયુક.ઓફ રહોનસ્ટોકનો વારસ ડયુક ઓફ હોકબને નામનો હતો તે એક દુકાનદારની છોકરા સાથે પ્યારમાં પડયો હતો. તેણે જ્યારે પોતાના બાપ આગળ આ કહ્યું ત્યારે તેના બાપે જો તે આ પગલું લેય તોપોતાના સંઘલા વારસામાંથી દુર કરવા કહ્યું તોપણુ પરણ્યો ને પોતાનો બાદશાહી વારસો ખોયો. તે બોલ્યો હતો કે" હું એક શોફર તરીકે મારૂં ને મારી બૈરીનું ગુજરાન કરવા માંગું છું હું એક સ્ત્રી કે જેને હું મારા ખરા દિલથી ચાહુંચ તેની સાથે આબરૂદારથી ગુજરાનકરી તેના પ્યારથી જેટલું સુખ ભોગવશ તેટલું સુખ હું તેણી વગર મારા પાહદશાઈ મ્હેલમાં કદીપણુ મેલવી શકતેજ નહિ" તેના બાપની વારસીક આવક રૂ. ૧૦૦,૦૦૦ પૌંડ હતી. એક ઇટાલ્યન અમીરે પ્યારને ખાતર હજામનો ધંધો કીધો હતો. મારકવીસ તે કેસ્તર ઓફ નેપ્લસના દીકરાએ પણું પ્યારને ખાતર પોતાનું સર્વસ્વ ખોયું હતું.

આર્ચ ડયુક લેપોડ ઓફ ઓસ્ટ્રીયા કે જે ઓસ્ટ્રીયાના એમપરરનો ભત્રીજો થાય છે તેને પણ પ્યારને ખાતર સર્વસ્વ ખોયું હતું. પ્યારને માટે ગુનાહો પણુ કરવામાં આવ્યા છે એક ફ્રેંચ એક કલાર્કે ૩૪,૦૦૦ પૌંડની રકમ ચોરી હતી જ્યારે તેને પુછવામાં આવ્યું ત્યારે તે બોલ્યો કે" મારી પુતલીને પરદેશમાં લઇ જઇને રાખવાને સાં એક સુખી ઘેર વસાવવાને તેણે આ કીધુ. હતું.

સમાપ્ત.



# બિરબલ ચરિત્ર.

( ગતાંકથી ચાલુ )

ગુલશન માટે ખાસ

જુદાં જુદાં સાધનોપરથી લખનાર—પાલનજી બરજોરજી દેશાઈ.

## પાદશાહનો બોલ નીચે-બીરબલનો ઉપરે !

બીરબલની ફતેહ ન્યારીજ હતી. હરીફોને તો તે માહુમાહુ બોલાવતો ગમે એટલા પુકે લાગતા. પણ અંતે હારખાતા તેઓજ અંતે પાછા પડતા તેઓની તકલીદી લડત અકબર તો તરત ચેતી જતો અને તેમનાં મેલાં દિલનું કપટ પણ પામી જતો બીરબલ તો મુછમાં-જ હસતો, અને લાગ આવે ત્યારે એવો ફટકો મારતો કે તેમની મુછના ઉંચા નીચા આંકડા આપોઆપ નીચા વળી જતા.

પણ આવી સરસાઇ શત્રુઓઉપરજ તે ચલાવતો હતો એમ નથી અકબર દાનાઇનો નમુનો હતો, તેને પણ બીરબલનાં ચાતુર્ય આગળ ગોયા હાથ જોડવા પડતા ઘણીવાર એવા સંજોગો બનતા કે અકબરની હાતો બીરબલ-ની ના; અને છેવટે બીરબલ ફાવતો એજ રીતે પાદશાહની ના અને બીરબલની હા હોય તો અંતે હા તે હાજ થતી ! એ રીતે ફાલી જવાનાં કાળ શોખાં નથી. શત્રુઓ તો ત્રાહ ત્રાહ કરતા અને પાદશાહ પોતે બહુ ચીડમાં આવતો: પણ ચતુરાઇ કોઇના બાપની છે ? બીરબલની પાદશાહ ઉપરની ફતેહના થોડા દાખલા આ રહ્યા.

× ૧ ×

શત્રુઓનો સમુળો પરાજય કરી બીરબલ વઝીરાત ઉપર પાછો આવી બેઠા પછી પાદશાહ એક દિને પોતાના બગીચામાં ફરતો ફરતો તળાવ આગળ જઇ ચડયો. સાથે થોડાક ખાસ દરબારી અમીરો હતા દિવસ કડકતી થંડીના હતા, અને શિયાળાનો મહીમા કેવો ભારી હતો તે પાદશાહને પાણીમાં હાથ બોળી જોતાં માલુમ પડી ગયું તરત તેને ગમત કરવાનો શોક થયો.

"આ શિયાળાના દિવસમાં આ તળાવમાં આખી રાત ગુજરે એવો કોઇ છે ? તેણે સવાલ ઉઠાવ્યો" જે કોઇ હિંમતથી બહાર

આવે અને આ કામ ખાતરીપૂર્વક બતાલાવે તો તેને હું પચાશ હજાર રૂપિઆ ઇનામના આપું ! છે હિંમત ?"

પણ પોચા દરબારીઓમાં હિંમત ન હતી પાદશાહે આ ઇનામ રઈયતમાંનો કોઇપી ઘણી તળાવમાં બેસે તેને આપવાની ખુશી દેખાડી આ વેળા થોડેક છેટેથી બેગા મળેલાં લોકોમાં એક મુફલેસ બ્રાહ્મણ પણ હતો, જેનાં શરીર ઉપર પુરાં પાધરાં વસ્ત્રો પણ નહતાં. તેણે ગરીબીને ખાતર ઉપલી શરત કબુલ રાખી, અને તે આખી રાત તળાવમાં બેસી રહે છે કે નહિ તે તપાસવા માટે અકબરે ખાસ ચોકીદારો મુકરર કીધા.

બ્રાહ્મણ કપડાં સુધાં તળાવમાં બેઠો. રાત ગુજરી અને દિવસ ઉગ્યો. બીચ્જાપલેજ કપડે પેલો ગરીબ ચોકીદારો જોડે દરબારમાં હાજર થયો અને ઇનામની તલબ કીધી. ચોકીદારોએ ખાતરી આપી કે બ્રાહ્મણે બોલે બોલ શરત બજાવી હતી જે ઉપરથી પાદશાહે તેને ઇનામ આપવા ફરમાવ્યું. પણ કેટલાક અદેખા દરબારીઓથી દેખી ખમાયું નહિ. તેઓએ કંઈક તદબીરથી આ ઇનામ અપાતું અટકાવ્યું. તેમના શિખવ્યાથી ચોકીદારે ફેરવી તોલ્યું કે ખુદાવંદ, આ બ્રાહ્મણે જો સારી રાત સામેના ડુંગર ઉપર બળતો દવ જોયા કીધો ન હોત તો તે જીવતા પામત નહિ.

"દવ જોયો માટે ઇનામ મળે નહિ," આમ કહીને બાપડા ગરીબ બ્રાહ્મણને દરબારમાંથી હાંકી કહાડવામાં આવ્યો. ગરીબનો બેલી ખોદા. તે રડતો રડતો આગળ ચાલ્યો એટલે માર્ગમાં બીરબલની સવારી મળી તેણે માંડીને સર્વ વાતો કહી બીરબલે તેને ધીરજ આપી ઘેર મોકલ્યો અને બેચાર દિવસ પછી પાછો મળવા ફરમાવ્યું.

બીજે દિને બીરબલ કચેરીમાં ગયો નહિ. પોતાના સમય આગમજ તેણે નદી કાંઠે એક ઉંચો વાંસ દટાવ્યો અને તે ઉપર એક વાસણ લટકાવ્યું, જે ચોખા, દાળ, અને પાણી હતાં પછી વાંસ નીચે થોડુંક ઘાસ બેગું કરીને પોતે તે સળગાવવા લાગ્યો.

દરબારમાં જ્યારે બીરબલનો વખત થઇ ગયો તે છતાં તે આવ્યો નહિ ત્યારે પાદશાહે તેને તેડું મોકલ્યું. ઘરમાં તે નહતો. જમાદારને ખબર મળી કે તે તો નદી કાંઠે છે, માટે ત્યાં તપાસ કરતાં બીરબલ જણાયો. પાદશાહ ઉપર જવાબ મોકલાવ્યો કે "થોડીવારમાં આવીશ."

જમાદાર—એ તમે શું કરો છો ?

બીરબળ—જોતા નથી? ખીચડી રાંધું છું.

જમાદાર મુછમાં હસી, બીરબલની મુર્ખાઇથી પાદશાહને વાકેફ કરવા દોડ્યો આ પછી અનેક તેડાં મોકલ્યાં તોપણ બીરબલે એકનો એક જવાબ આપ્યો. એ ત્રણ કલાક નીકળી ગયા તો પણ તેમની ખીચડી રંધાઇ રહી નહી. પાદશાહને ચટપટ થઇ. તે પોતે બીરબલની બુધ્ધિ ખસી ગઇ છે કે શું તે તપાસવા ગયો તેણે પુછ્યું કે " દીવાના એ તું શું કરે છે ? "

બીરબલ—જહાંપનાહ ! ખીચડી રાંધું છું

અકબર—અરે મુર્ખ, તારી ખીચડીનું વાસણ ક્યાં અને આતસ ક્યાં ! આમ તે કાંઈ ખીચડી રંધાતી હશે ?

બીરબલ—કેમ નહીં રંધાય ? ત્યારે પેલા તળાવમા બેઠેલા બ્રાહ્મણને બે ગાઉ ઉપરના ડુંગર ઉપર લાગેલી આગથી ગરમી કેમ મળી હતી ?

અકબર ચેતી ગયો. તાનો તો જબરો મરાયો. તરત બ્રાહ્મણને બોલાવી તેનું ઇનામ ગણી આપ્યું, અને બીરબલને શાબાશી સાથ દરબારમાં લઇ ગયા: એ તે ચાતુર્ય !

૨

પણ પાદશાહને તાના મારીને શુધ્ધ ઠેકાણે લાવવાની આ હિંમત તો કુચ્છ નથી.

એક દિને દરબાર બરખાસ્ત થઇ ત્યારે પાદશાહે સર્વને પાન બીડાં, અત્તર, ગજરા વગેરે આપવાં ફરમાવ્યું આ ક્રિયા દરમ્યાન

પાદશાહના ફુલના તુરા ઉપર નહિ ઠરતાં અતરનું એક ટીપું ગાલીચા ઉપર પડ્યું. અકબરે તરત તે પાછું ફુલ ઉપર લેવાની ઉતાવળ કીધી, પણ તે ટીપું ગાલીચા પર પડતાંજ પસરી ગયું. આ બનાવ બીરબલે આબાદ જોયો. તેની નજર પાદશાહ સાથ એક થઇ અકબર સમજ્યો કે બીરબલ આ બાબતમાં કોઇ પણ દિવસે તાનો માર્યા વિના રહેશે નહિ; માટે તેને ઠુંકથીજ તોડવાનો કસ્દ કીધો. તે નામદારે પાણીનો હોજ ખાલી કરાવી તે અતરથી ભરાવ્યો, અને પોતાની રઇતોને આ જળ જેમ ગમે તેમ વાપરવાની છુટ કીધી. આ વેળા ચાલેલી લુટ જોવાની બહુ મજાહ પડી. એ મજાહ જોવા પાદશાહે બીરબલને બોલાવ્યો અને અતરથી ભરેલો હોજ દેખાડ્યો. પાદશાહની મતલબ જુદીજ હતી. તે તો બીરબલને ઠાલે જનવલો બનાવ દેખાડી શાબાશી બોલાવા ઇચ્છતો હતો. પણ બીરબલ ચકોર હતો. તે સર્વ મતલબ ચેતી ગયો.

પાદશાહે બે દરકારીથી પુછ્યું કે "કેમ બીરબલ, અતરની લુટ જોઇ? કેવી મજાહ પડે છે?"

બીરબલ બને હાથ જોડી બોલ્યો—"જેહ પનાહ, બેઅદબીની તકરાર માફ કરો તો કહું કે બુંદથી ગઇ તે હોજથી કેમ આવે!"

પાદશાહ પાણી ઉતાર થયો. તેને બહુ લાગ્યું, પણ બીરબલ આગળ તેના ગુસ્સા કે ધમકીનું કશું ચાલ્યું નહિ.

૩

પાદશાહે બીરબલને વચન આપ્યું હતું કે તેનો જો વાંક પડશે તો તેનો ઇનસાફ તે કહે તેની પાસેજ કરવામાં આવશે. એ તે હાક બન્યો એવો કે એક વાર બીરબલ ખરેખર વાંકમાં સપડાયો, અને હજારો રૂપિયાના દંડ વિના તે છુટે એ મન હતું. પાદશાહે તેને જે હતું તે કહી દિધું અને બીરબલ વાંક કબુલ કરીને દંડ આપવાને રાજી થયો, પણ પાદશાહે પોતે દંડની રકમ મુકરર કરી નહિ એમ વિનંતી કધી.

પાદશાહ—કાં નહિ? ત્યારે પંચ કરો અને તું કહે તે અમીરો જે મુકરર કરીએ.

બીરબલ—જેહાંપનાહે મને કબુલત આપેલી છે કે હું કહું તે ધણીઓ કને મારો ઇનસાફ કરાવવો. માટે દરબારીઓ કે અમીરો મને પસંદ નથી. હું પાંચ ઢેડાઓ જે ઠરાવે તે આપવા તૈયાર છું.

પાદશાહ—ઢેડા જેવા નીચ લોક આગળ તે તારો ઇનસાફ હોય? કોઇ ઉચ વર્ણના શેઠ સાહુકારોને બોલાવ.

પણ નહિ. બીરબલ પૈસાની બાબતમાં બહુ નીચો દેખાય આવ્યો. તેણે તે ઢેડાઓ કનેજ ઇનસાફ મંગાવવાની ખુશી બતાવી જે ઉપરથી નાચાર થઇ પાદશાહે પાંચેક ઢેડાઓને બોલાવી મંગાવ્યા, તેમને સર્વ બીનાથી વાકેફ કીધા, અને પછી ફરમાવ્યું કે સારી પેઠે વિચાર કરીને બીરબલને તેના વાંક મુજબનો તમારેથી થાય એટલો દંડ કરજો."

ઢેડાઓની ખુશીનો શો પાર! બીરબલ જેવા વજીરનો ન્યાય તેઓએ તોલે! શાબાશ! તેઓ તો મુછપર હાથ મુકી, લાંબા ટુંકા હાથ કરી, ઉંચા નીચા ડોકાં કરી, પોતપોતામાં જુદી સાચી મસલત કરવા મંડયા.

એક કહે—"આજ ઠીક લાગ આવ્યો છે, હં!"

બીજો બોલે—"એને એવો દંડ કરવો કે મરતાં એ ભુલે નહિં!"

ત્રીજો બરડે—"વીશ વખત દશ તે કેટલા! ને તેની ઉપર બીજા દશ. એટલો ભારી દંડ હોય તો શું ખોટું?"

"બરો દશ! બાપ! બાપ! બાપ! મારી લાખ્યા! એવડો દંડ તે કોણ કરતું હશે?"
"એના બાપાથી એ અપાય ખરો કે!"—"ના, ના, ના! શું મારીજારી નાખવો છે?"— "છોકરાં બૈરાં હશે તેને ભુખે મારી ભીખારી કરવાં છે?" આ રીતે બાકીનાઓ એક પછી એક બોલી ઉઠયા.

"વારૂ ત્યારે એકશોની ઉપર પચાશ ક રિયે તો ઠીક ને? એમાં તો એક પાઇ ઓછી ન જોઇએ!" પહેલાએ પાછું સુચવ્યું.

"પણ લાવે ક્યાં કાકાને ઘેરથી?" બીજાએ કહ્યું

"કરજ કરે ત્યારેજ તો!" ત્રીજાએ ઉમેર્યું.

આ રીતે તકરાર કરતાં કરતાં તેઓ પચાશ રૂપિયા ઉપર આવ્યા, અને તેમાં વડા ઢેડાએ પોતાની તરફથી એક વધારીને એકાવનનો આંક નક્કી કીધો. પછી પાદશાહ આગળ જઇ હાથ જોડી, વાંકા વળી તે બોલ્યો કે "મહારાજ! બે વીશ, એક દશ, ને ઉપર ચોટલીનો એક, એવડો ત્રણ ધણો દંડ અમે એને ફરમાવિયે છિયે. અમે બહુ વચાર કરીને આ ઠરાવ ઉપર આવ્યા છિયે. અને ફરીથી એવી તરખી બરબલ કદિએ ન કરે એમ ખાતરીથી માનિયે છિયે,"

પાદશાહ અને દરબાર ઢેડાઓ વિચાર કરીને આવ્યા ત્યારે બહુ ઉલટમાં હતી. તેઓને એવું ગુમાન હતું કે લાખ બે લાખનો દંડ વગર સમજે તેઓએ ઝાટકી નાખ્યો હશે, પણ જ્યારે ચોખી એકાવન રૂપરડી ઉપર વાત આવી ત્યારે પાદશાહથી હસી પડાયું. તે હવે સમજ્યો કે બીરબલ ગતમાં રમ્યો હતો, અને મોટા દંડમાંથી છટકી જવા ચકીજ તેણે આ ઢેડાઓના ન્યાયની બાજી રચી હતી. એકાવન રૂપિયાનો બી દંડ નહિ કરતાં તેણે તકસીરવારનો ગુનાહ માફ કરી છોડી મુક્યો.

એક દહાડો પાદશાહે બીરબલની ચતુરાઈની પરીક્ષા લેવાનો કસ્દ કીધો. પોતે તેના હાથ ઉપર વખ્તે વખ્ત માઅત થતો હતો માટે એકવાર તેને ખાજ માઅત કરવાની મતલબથી પાદશાહે એક તદબીર શોધી કહાડી તેણે ગંભીરાઇનું દોળ ઘાલીને કહ્યું કે "રાણીને એક એવી જાતનું દર્દ થયું છે કે તે ઉપર ચોપડવાના અને દવામાં નાખવા ચકી બળદનું દુધ જોઇએ છે; માટે સત્વર મેળવી આપવું."

બીરબલ ગભરાયો!. જાત જાતની યુકિત એ સહજમાં તેનાં મગજમાં ઉત્પન થતી હતી, પણ આ બળદનાં દુધને ચકીથી યુકિત લડાવવી તેની તેને સમજ પડી નહિ. પણ તેની દીકરી હુશિયાર હતી. પોતાના બુધ્ધિવાન પિતાનુંજ બાળક એટલે તે પણ બુદ્ધિશાળી હોયજ હોય. તેણીએ બીરબલના ભેદની સર્વ વાતો જાણી લઈ આઠ દિવસમાં બળદનું દુધ આણી આપવાનું માથે લીધું છું.

આ પછી મેલાં વસ્ત્રો ભેગાં કરી આ ચતુર છોડી એક મધરાતે ઘરમાંથી નિકળી નદીને કાંઠે જ્યાં પાદશાહનો મેહેલ હતો તેની બરાબર સામે જઇ ઉભી, અને કપડાં ધોવા માંડી એક તો બીંજાયલાં કપડાંનો આવાજ થતો, અને બીજો તો ધોનારી મુખથી પછાડતી વેળા દાંત પીસીને ચોકસ શબ્દ કહાડતી તેનો આવાજ; આ બંને મધરાતને સમે પોતાને કાને ઓચિંતા પડવાથી પાદશાહની ઉંઘ ગઇ. તે ગુસ્સે થયા, અને કપડાં કોણ ધુએ છે તેની ખબર કહાડવા માણસો દોડાવ્યા. તેઓ જઇને જુએ છે તો કોઇ ધોબી નહિ પણ એક નવ જવાન છોડી કપડા ધોતી જણાઇ તેઓ તેણીને બહુ આગ્રહથી પાદશાહ પાસે લઇ ગયા.

બીરબલની છોડીએ પ્રથમ પોતાનું કામ છોડીને મહેલમાં ચાલી આવવાની સાફ ના પાડી પણ જ્યારે પોતાની જબર જદસ્તીથી લઇ જવામાં આવશેજ એમ તેણીએ જોયું ત્યારે જાણે બહુજ આનાકાનીથી રાજી થઇ હોય તેમ ગઇ. મેહેલમાં તેણીએ પાદશાહને ક્રોધાયમાન દીઠો, જેણે તેણી ઉપર પોતાની ઉંઘ ઉડાવી દેવાનો મોટો વાંક મુકયો. બાપડી છોડી લંટરપટર થઇ ગઇ, તેમ વળી અકબરે તેને વગર ઓળખવે બહુ ગભરાવી, અને મધરાતે આવી ગડબડ પોતાના મેહેલ આગળ કરવાનું ખરેખર કારણ પુછ્યું.

(અધુરૂં).

તે છોડી કાંઇ ખરેખર બીધી ન હતી. જો તે બીધી હોત તો મધરાતે એકલી કપડાં ધોવા આવત નહિ: વળી જો તે બીધી હોત તો બળદનું દુધ આણી આપવાની પોતાના બાપને કબુલાત શેની આપત. ના, તે બીધી ન હતી; તે તો અકબર જેવા પાદશાહની હજુરમાં ઓરત જાતે હાજર થતી વેળા બીવું જોઇયે, એવા ખ્યાલથી બીધી હતી; વળી તેણી જે બિના તરત પાદશાહ આગળ જાહેર કરનાર હતી તે નહિ માનવામાં આવે એવી બિના હતી તેથી પાદશાહ વધારે ગુસ્સે થશે એમ માની સહુને બીધી હતી. પણ એ બીહવાના સર્વ ઢોંગ હતા.

"બંદે નવાજ!" તેણી સઘાઇદાર જબા નથી સર નમાવી, હાથ જોડીને બોલી. "અહુજ અગત્યનાં કારણસર હું આવી અઘોર રાત્રે અહીં ધોવા આવી છું. બાકી શું સહવારે ધોવાનું નહતું?"

પાદશાહ—તે શું કારણ? જે હોય તે ઝટપટ કહીદે.

છોકરી—ખુદાવંદ! તે કહેતાં મારી જબાં ધ્રુજે છે. મારાથી તે બોલાય એમ નથી. તે કહેવા જેવું પણ નથી.

પાદશાહ—કહેવુંજ પડશે! કેમ નહિ? બોલ તે શું છે?

છોકરી (બહુ ધ્રુજતી)—મહારાજ, તકસીર માફ કરશો. આજ રાત્રે મારા પિતાજીએ એક દીકરાનો જન્મ આપ્યો છે, તેને લગતાં કપડાં ધોવા મને મધરાતે આવવું પડ્યું છે.

આમ બોલીને તે છોડી જાણે રડતી અને ધ્રુજતી હોય એવો દેખાવ કરવા લાગી.

પાદશાહ—એ તું શું બોલે છે? કાંઇ ગાંડી થઇ છે? એમ તે કાંઇ હોય? શું નર બચ્ચાં જણે? ત્યારે માદાનું શું કામ? આવી વાત તો આપણી દીઠી નથી તેમ સાંભળી પણ નથી.

છોકરી (ધ્રુજારો તદન નરમ પડી ગયો હોય તેમ ધીમેથી પણ મજબુતાથી)—નહિ કેમ, ખુદાવંદ? જ્યારે બળદો દુધ આપે છે ત્યારે મર્દોને બાળકનો પ્રસવ કાં નહિ થાય?

અકબરને તીર વાગ્યો. તેને બળદનાં દુધની વાત યાદ આવી ગઇ. બીરબલની ચતુરાઇ તેણે જોઇ લીધી થોડીવાર ખામોસ રહીને પછી તેણે પુછ્યું—

"તું કોણ છે? બીરબલની પુત્રી કે?

"હા, નામવર! હું તેજ. આપને બળદનું દુધ મળ્યું?"

"વાહ વાહ, શાબાશ, બેટી! હા, મને મળ્યું; અને તે ગાદેનું દામ આ તું લેતી જા." આમ કહી પાદશાહે પોતાનાં ગળાંમનો મોતીનો હાર વગેરે ઝવેરાત હતું તે તેણીને આપી પાદશાહી મિયાનામાં બેસાડી તેના બાપને ઘેર મોકલી આપી. બીજે દિને બીરબલને સરોપાવ આપ્યો તે તો જુદો.

* ૫ *

એક દિને સાંજે બીરબલ જમી ખાઇને પોતાના મકાનના ઓટલા ઉપર બેઠો હતો એટલામાં મહેલમાંના એક નોકરને ઝડપથી જતો તેણે દીઠો. બોલાવીને પુછતાં તેણે ખોલાસો દીધો કે "જહાંપનાહને પાણીમાં પલાળેલો ચુનો બશેર જોઇએ છે, અને તે બહુ તાકીદે મારી પાસે મંગાવ્યો છે તે લેવા જાઉં છું."

બીરબલ-કારણ શું? એ આજ્ઞા તને આપી તે આગમજ શું બન્યું હતું?

નોકર-કારણ તો મને ખબર નથી; પણ ભોજન લીધા પછી મેં જહાંપનાહને પાનની પટી રકાબીમાં નજર કીધી, જે મોંમાં મુકયા પછી તેઓએ ચુનો લાવવા મને ફરમાવ્યું.

બીરબલ સમજી ગયો કે આમાં કાંઇ ભેદ છે. પાનને જાસ્તી ચુનો લાગેલો હોવાથી પાદશાહ ગુસ્સે થયો છે, અને આ નોકરનું કાસળ કઢાવવા માંગે છે. આટલા માટે તેણે સઘળી બીનાથી નોકરને વાકેફ કરીને કહ્યું કે "અલ્યા તારાં વરસ ભરાઇ ચુકયાં? આ ગુ

શેર ચુનો તેં ખાધો એટલે જીવતો રહેનાર નથી. વાસ્તે એક કામ કર. બશેરને બદલે ચુનો એકજ શેર લેજે, અને એક શેર માખણ લઇને તે આ ચૂનામાં મેળવી પાદશાહ આગળ લઇ જજે. માખણ સાથે ચુનો ખાધાથી તને ઈજા થશે નહિ.

નોકરે તેમજ કીધું, પાદશાહે પેલો ચુનો તેને ખવાડયો, અને રાત્રે તેની પોટલી સળી જવાની વકકી રાખી, પણ જુલ્લાબમાં સઘળો ચુનો નીકળી ગયો અને નોકર તો સહવારમાં પાછો પોતાના કામ ઉપર મુસ્તાદ રહેલો જણાયો. અકબર અચરત થયો, અને પેલા નોકર ઉપર તેને એટલો તો ક્રોધ હતો કે તેનઃ જાન લેવાની બીજી તદબીર રચી. તેણે એક લોખંડની ભઠીવાળાને ખાનગીમાં હુકમ આપ્યો કે આવતી કાલે મારી તરફથી જે માણસ આવે તેને તારે ભઠીમાં યાહોમ હોમાવી દેવો.

બીજી સહવારે પેલાજ કમતાલેના નોકરને બોલાવી કહયું કે "ફલાના ચીના લોખંડની ભઠીવાળાને કારખાને જા, અને તેની કનેથી પાંચશેર ચુનો લઇ આવ."

રાખનાર બેલી તેને મારનાર નાચાર છે! એતેફાક એવો બન્યો કે ભઠીવાળા તરફ જતાં માર્ગમાં નોકરને બીરબલ સામો મળી ગયો. પરપુછ કરતાં સઘળી વાતોથી ખાતરી થઇ કે પાદશાહ તેનો જાન લેવાની કાંઇ નવી તદબીર રચે છે.

"તું થોડો વખત મારી જોડે આવ" બીરબલે તેને રોકીને કહયું. " અને પછી પાદશાહને કામે જજે."

નોકરે પાદશાહના કામની ઉતાવળ દેખાડી, તો પણ બીરબલના હુકમનો તેનાથી અનાદર થયો નહિ. તે વજીર જોડે ગયો અને જ્યારે ભઠીવાળા તરફથી કામ સરનજામ હતું રવાનો પેગામ મળ્યો નહિ ત્યારે પાદશાહ વીચારમાં પડયો. તેણે એક ત્રીજા માણસને ફરમાવ્યું કે ભઠીવાળા કને જઇ શું બન્યું તેનો ખુલાસો લાવે. જ્યારે આ બીજો માણસ ભઠીવાળા પાસે ગયો ત્યારે પાદશાહ તરફથી આવનારો પહેલો નોકર તેજ હતો, માટે તેણે તે બાપડાને ઉકાળી ભઠીમાં હોમાવી દીધો. એ પછી પેલો બીરબલ સાથે ગયલો નોકર આવી ચહડયો. જે પાદશાહના ફરમાન મુજબનો ચુનો ખરીદી મહેલમાં પાછો ફર્યો.

પણ તેને જોઇને તો અકબરની અચરતીનો પાર રહયો નહિ. "કેમ તું પાછો ફર્યો ?" પાદશાહે તેને ધમકીથી પૂછયું. "શું રસ્તામાં ઉભો રહયો હતો કે ?"

નોકર થરથર ધ્રુજતો બોલ્યો કે "ખુદાવત ! માર્ગમાં બીરબલજીનું ઘર આવ્યું, તે ઓએમને બોલાવી પુછયું કે 'જેહાપનાહ શું કરે છે ? સારી પેઠે છે કે ?' મેં ઉત્તર દીધો કે હા, ખુદાવંદ ખુશમાં છે.' એ પછી હું લોખંડની ભઠીએ ગયો અને આ ચુનો લાવ્યો છું."

આ ખોલાસો પાદશાહને ખાતરી પુર્વક જણાયો નહિ, અને જ્યારે ભઠીવાળાએ ભલતા જે નોકરને હોમાવી દીધેલો જણાયો ત્યારે તો પાદશાહની દીલગીરીનો પાર રહયો નહિ. તે સમજી ગયા કે બીરબલ વચે છે, માટે તે નીજ કારસાજીથી આ નોકર બબેવાર મોતથી બચી ગયો. ત્રીજીવાર પણ કાં નહિ જીવતો રહી શકે એમ સમજીને અકબરે પેલા કમતાલેના નોકરને જીવતદાન બક્ષ્યું.

× × ×

(સમાપ્ત.)

## "અજલનો ફીરેસ્તો."
યાને
## "મોતનો દૈત્ય."



લખનાર—"હુરમીઝ"

અજલનો ફીરેસ્તો ડરામણો છે કાંય ?
પલક પરની પાદે બદન કાં લવાયે ?
શાને અગાઉથી, તન આ ધ્રુજે
ગમ ઘોર થઇને, ન કાંઈ સુજે.
પોતાના પેટને બસ એકલો પુજે.
જરા તો ધર ધીર એ "જમરાય" ?
હમેશ રેંસી તું ઉઝરો મલકાય. !
ન ધરડો, જવાન,—સપુત કે કપુત
એરહેમ સારી ચલાવે છે લુટ.
રડન કરતી માતાની, કદર બી તો કર
જરા ઢીલ રાખી, સબર બી તો ધર
કેવાં બાઇ એનો, રડતાં ફરે છે
કેવાં દીના તાબ્રી—દુખમાં મરે છે !
શું દિલની તુજ પર છે હાકેમી !
યા બીન હુકમે કરેછ, તું જાલમી !
એમજ જો છે, તો હું નમાવું સર
એવીજ હોય મરજી—તો બર લાવ પરવર

## મેહેબુબની મૂર્તિ.

ગઝલ.

મહેબુબ તારી મૂરતિ, નિહાળવા ઘેલો થયો.
મહેબુબ (ટેક)
તરુણી, તનું જો તજ્યાં, તનના સુખડાં તજ્યાં
મનથી મહેબુબને નિહાળવા ઘેલો થયો—૧
જમવું ના ગમે જરા, ભમતું બેભાનમાં
અજબ તારી આંખડી નિરખવા ઘેલો થયો—૨
તુંહિ ! તુંહિ ! તાનમાં, બોલું છું બેભાનમાં.
માશુક તારું મુખડું, નિહાળવા ઘેલો થયો—૩
શરીર સુકાવને ! મનડું મુંઝાય છે !
માશુકના મેળાપને, નિહાળવા ઘેલો થયો.—૪
ભવાનીશંકર નરસિંહરામ કવિ.

## "તું અને હું."



ગઝલ.

ગુલશન માટે ખાસ.



હસી નોકી જફા[1] હય ઓર મંય હું
દિલે દરદ-આશના[2] હય ઓર મંય હું ૧
જમાના હીજર[3] કા હય ઓર મંય હું
ગ.જબ કા શામના હય ઓર મંય હું ૨
નહીં મતલબ મુજે અબ કુછ બીજરકી[4]
મેરા દિલ રાહનુમા હય ઓર મંય હું ૩
નહીં હયરો હરમ[5] શે કોઇ મતલબ
બસ અબતો દર તેરા હય ઓર મંય હું ૪
અદા કરતી હય કિસકા કામ પુરા.
કઝા ભી શેફતા[6] હય ઓર મંય હું ૫
ન કયું દરદે જુદાઇ અબ હો .બાઇલ"
તેરા દસ્તે શફા[8] હય ઓર મંય હું ૬
નહીં હોતા અસર કિસ તરાહ દેખે !
મેરી આહે-રસા[9] હય ઓર મંય હું ૭
બીજરકા કામ અબ લેતાં હું દિલસી
યે ગુરફા[10] રાહનુમા હય ઓર મંય હું ૮
"મોહબત" કે જબાંપર હય યે મીશરા[11]
ખુદા કો આશરા હય ઓર મંય હું ૯
એદલજી હીરજી તારાપોરવાલા.

(૧) જુલુમ-શીતમ (૨) તકલીફ અને વેદના ઉઠાવનારો. (૩) જુદાઇ (૪) એક પેગંબરનું નામ જે રાહનુમા કેળવાય છે. (૫) દેવલ અને કાબા (૬) આશક (૭) કમી થવું (૮) તંદરૂસ્તી બક્ષનારો હાથ (૯) 'ફતેહમંદ' (૧૦) અજબ-નાદીર (૧૧) લેટ.

# જમાનાની તાસીર !!!

( ગુલશન માટે ખાસ )

લખનારઃ—મી૦ મેહરવાનજી મ. ખનાજી

તે "સુધારાનું શીખર" ઇત્યાદીના કર્તા.

કબીર ગાઇ ગયો છે કે—

' જ્યાં દેખો વ્હાં દુખ્યા ખાળા સુખ્યા કોઇ નહીં રે "

આ કહેવતની સચ્ચાઇ દીન પ્રતીદીન વધુ સીધ્ધ થતી જાય છે. લોક કહેછે કે ડાક ટરોના વધવા સાથે નવાં દરદો પેદા થતાં જા ય છે ! લોકને હું પુછું કે આમ કાં નહીં હોય કે નવા ડાકટરો જાણમાં ન આવેલાં દર દોને આપણી જાણમાં લાવે છે ! જે દરદના ઇલાજો આપણને ન સુઝતા હતા તે આપણ ને તેઓ હાલ સુઝડે છે. આ તકરારને સમ જુઓ એવી છુક્કરથી તોડે છે કે દરદીઓની સંખ્યા આગળ કરતાં બહુ વધુ પ્રમાણમાં વ ધી ગઇ છે, અને લોકો વધુ મોટી સંખ્યામાં કાચ્ચી ઉમરે મરણ પામે છે. આપણા વીલા યતી ડાક્ટરો જ્યારે વીલાયત સીધારવાના હો ય છે ત્યારે તેઓ વાઢકાપની ધુંઇમાં વીશે ષુણ બને છે ! "કાપ મારા બાપ ". બોલી તે ઓ કમ્મર કસી ખકરાં મુઆફક માણસો રહે સવા માંડે છે. આ તેઓની ધુંઇને " એપેન્ડી સાઇટસ " નામમાં નવાં દરદે વીશેશ સબળતા કરી આપી છે ! મારા એક ભલા અંગ્રેજ મીત્રની બાઇડીને પેટ વ્યાધી થઇ વીલાયત સીધારતા એક ઇંગ્રેજી મોટા ડાકટરે " એપે ન્ડીસાઇટસ " નો પુકાર કરી મોટું જેવું " પ હોર્યું " મુકવા માંગ્યું. ચતુર ભરથાર ચેતી ગ યો, બાયડીને થોડા દીવસ સખત પહરેજી કરા વી અને પરીણામમાં ' એપેન્ડીસાઇટસ ' સ દાનું વીદાય થયું. આ ચતુર ઇંગ્રેજ અહસ્થ ખુલ્લું જાહેર કરે છે કે વીલાયતી ડાક્ટર સા હેબ વીલાયત જવાનો ખરચ તેની બાયડીના બીન્તરનાં ભોગે કાઢી લેવા માગતા હતા !

* * *

અધીપતીરાજ, આ નવો ઘોંઘાટ શું છે? કહે છે કે જુવાન વયે ઘડપણ લાવવાનો પ વન હાલ ફાટી નીકળ્યો છે ! આ નવા પવન નું નામ મહોભરી નાખે તેવું પોખાળ છે ! "Pyorrhea Alveolaris" !! કહે છે કે દાંતમાં પરૂની પીડા થાય છે, તે પીડાથી પા ચન શકતી બીગડે છે, માણસ નખાતું જાય છે, અને જો વેળાસર દાંત કાઢી નાખવામાં ન આવે તો મોતને શરણ થાય છે. રીઝાસ્યો નોનાં આ મતથી દંતવૈદોને તડાકા પડવા મા ડયા છે. આપણો ચુરણવાળો રસ્તે રસ્તે પુકા ર કરે છે કે જે મારૂં ચુરણ ખાય તે બુઢ્ઢો જવાન થાય ! આપણા દંતવૈદો પુકાર કરે છે

થઇ પડ્યો અને મોટા પગાર ઉપરાંત બે આ નાનો ભાગ શેઠોએ કરી આપ્યો. સરવાળે શેઠોએ ઉંડાણુ દરીઆ દોહવ્યા અને ઇમાનને વળગી રહી દીવાળાં ફૂંકવાને બદલે પોતાની પાયમાલી કરી સ્વમાન જાળવ્યું. શેઠોનાં ગુમ થવા સાથે મારી વેપાર બુધ્ધી ગુમ થઇ નહિ અને આજે તમારી પગની પુનઇથી પાંચ પઇસાની પુંજી ધરાવું છું." આ પાંચ પઇસા તે કેટલા તે સવાલનો જવાબ શું મળ્યો તે આપ જાણો છો ? "આ ઓલા કલ્યાણજી જેટલા નહીં, એની પાસે મારાં કરતાં ચાર ઘણા, અને ત્રીભોવન કને દશ ઘણા જ્યારે દામોદરભાઇની તો વાતજ ના કરશો..." આ બાઇબલસને બદલે પારસો હતે તો ૧) લાખના ૧૦) લાખ બતાવતે !! કેમ સાહેબ હવે શું ધાર્યું ? નામ ઉકેલી જાણનાર વેપારી થવું છે કે ભણેલા ભીક્ષુક રહેવું છે. કે ભણેલા ભીખારી બનવું છે ?

* * *

આ સાલ મેટ્રીકની પરીક્ષામાં હાજર થનારી પારસી પુતળીઓનાં નામોની ટીપ તમોએ વાંચી કે ? તે માંહેલી કેટલીઓને તમે પીછાની ? મેહરાં મેહરનોશજી—શીરીન એમ. ફરામજી,—તેહમી તેહમુરસ્પ, લાડકવાયાં નામ બાપની જાન, પણ અટકની ન પીછાન ! લાડકવાયાં નામો ઘરમાં શોભે, પણ છાપાદ્વારે સાર્થક સાધે નહિ. આપ મહો મટમટાવશો નહી કે મુંબઇ નગરીએજ આ વાય વાયે છે. અને પરદેશમાં આ પવન ફુકતો નથી ! મેટ્રીકની ટીપ ઉપર નીગાહ કરશો તો પરદેશી પારસી પુત્રીઓ આ બાબદમાં ચાર ચાસણી વધુ અવધી કરતી જણાશે. એમ લગામણી અટકોનો હું હીમાયતી નથી અને તે વીષે મારા "સુધારાનું શીખર"માં મેં પેટભરી પુકાર કર્યો છે. પણ સાંભળે કોણ ? હાંતની વ્યાધી સાથે પારસી કાન પણ સુહન મોરતા જાય છે !-ભલેને જંગલમાં પુકાર કર્યા કરો ! આપણામાં રફતે રફતે કયાની નામોનો પ્રચાર થતો જાય છે પણ ઓક આવે તેવી અટકોને હટાવી મારવાની હામ ભીડવામાં આવતી નથી. જે અટકોથી બાપો લજવાતા નથી તેનેથી બેટીઓએ શરમાવાને શરૂ કર્યું છે. જ્યાં સુધી "અંતરદસા" અટકોની જગ્યા સુફ્યાણી અટકો લે નહી ત્યાં સુધી nilly-willy, મરજી ના મરજી છતાં માડી, અટકો ઓળખ આપણા કાજે કામે લગાડવી જોઇયે. આમ કરવામાં જીવ જેવી મુશકેલી નડશે નહીં. નવસારીમાં વસતા એક પારસી કુટુંબના નબીરા જેઓ મારા મીત્ર થાય છે અને મુંબઇમાં નોકરી બજાવે છે તેઓની એક હસવા સરીખી અટક હતી; આથી તેઓ બહુ મુંઝાના: તેઓએ હીમત ભીડી 'ગવરમેંટ ગેઝેટ'માં અને છાપાદ્વારે જાહેર નામુ કરી પોતાની અટક બદલી અને આજ ૫) થી ૬) વરસના અરસામાં તેઓની પેલી પુરાણી હસવા સરીખી અટક સર-બ-સર ગુમ થઇ છે. મહીના દીઠ ૫૦) પારસીઓ આમ અટક બદલે તો પછી સુધરેલા જમાનાના સુધરેલાં બાળકોને શરમાવાને અને તાણા જાણી સાંભળવાને કારણ મળે નહીં. જેમ અપટ અટકોનો હું અણુપદ હીમાયતી નથી તેમ છાપાદ્વારે લાડકવાયાં નામો છાપી મારવાનો હું તરફેણી નથી, પછી ભલેને બીજા ગમે તે વીચારે.



# દાવર શેઠ કે સસરો કે સેવક શેઠ.



( ખેતબાજીમાં એક રમુજી વાર્તા. )

લખનાર—"સીકવર"



હતી તેનાં વડીલની ચલતી મોટી, પણ આજે તે નીરતીમાં થઇ'તી ખોટી!
ન્હાના એક પગાર પર પકડી સબર ધરડી એક મા જોડે કરતો ગુજર,
જરનાં લગન પછી વરસ પસાર— થયું, પણ ગુલ નથી કરતી વિચાર
બાર માસની લાંબી આ મુદત દરમ્યાન મામલો શું હતો ત્યાં આપીએ કંઇ ધ્યાન,
દાવર શેઠ ઓફીસે દરરોજ જતા, ને દીકરીનાજ સેવક ને કાસદ થતા!
બુઢ્ઢાજીની પાઘડીનાં ગાભા અંદર, તે આશક ને માશુકને ચાલતાં પતર!
પપ્પાજી સધાવતા ઓફીસ જ્યારે, લાવી આપતી ગુલ તેમને પાઘડી ત્યારે!
ને ઓફીસમાં નવલ આવતાંને વાર, નવલ રહેતો પાઘડી તે લેવા તૈયાર!
દાવર શેઠ નવલ પર રાખતા બહુ પ્યાર કારણ કે તે હતો બહુ વફાદાર!
ઓફીસનાં કામ સારૂ નવલ કોઇ વાર, બંગલે બી આવતો કે દેખે દિલદાર
પણ તક તેમને વાતચીતની મળે ક્યાંથી? જીગરની ઉમેદ એમ ફળે ક્યાંથી?
એક દહાડો ઓફીસમાં આવતાંને વાર કુદરતે દેખાડ્યો એક ચમત્કાર!
નખ્ખોદ ગીયો માકડ એક પાઘડી અંદર પડ્યો બુઢ્ઢાજીને ચાલતો નજર!
ફમકમ્યા બુઢ્ઢાજી બહુ તેને જોઇ, "કમબખ્ત એજ મારૂં રોજ પીએ છે લોહી!"
હશે એનાં બાપ–કાકા બીજા એમાં!" એમ બોલી હાથ નાખ્યો તરત તેમાં!—
તો ગજબ! કે માકડનો બદલે; ઓભાઇ! કાગલની કાપલી એક તેમાં દેખાઇ!
"એ શું છે કોતક?' એમ મનમાં બોલી, બુઢ્ઢાજીએ તરતજ તેને ખોલી!—
તો નખ્ખોદ! કે ખ્યાલ ગીયો કોણુની તરફ! "ઓ! એ તો છે માહરી ગુલનાં હરફ!"
શીકારીને જોતાં જેમ ચમકે વાઘણ, મદારીને જોઇને જેમ ભડકે નાગણ.
ભડકયા ધડકાજી કાપલી તે જોઇ, કે જાગુછ યા દેખુંછ હું સ્વપનું આ કોઇ!"
લખ્યું'તું તેમાં કે " મારા નવલ! એક દહાડે બંગલે તું આવીને મલ!
જલુંછ તારી જુદાઇમાં દહાડો ને રાત, કોણ પાસે કેહુ મારાં હઇયાંની વાત!
બુઢ્ઢાજીને જોઈયે કોઇ માતબર જમાઇ, નથી તારી એવી કંઇ ધરખમ કમાઇ
તો આપણા આ પ્યારનો શું રસ્તો આખર? નથી મને જોઇતાં તુજ દોલત કે જર
પણ ફળશે આ જીગરની ઉમેદ કયારે? ફડચો બસ કરવો છે એનો મારે
વાસ્તે આ અરજ તું કરજે કબુલ, ને આવજેહું રાહ જોવસ પ્યારી તુંજ ગુલ!"
સલગી તે બુઢ્ઢાને આગ ને અગન. ગુસ્સાથી બન્યો તે ઘેલો તદન
મારી ત્યાં એવી એક મોટી ડખાર કે તડખાયા સીપાઇ કે રામોસી, યાર!
"નાપાક તે નવલને મોકલો અંદર!" આ શબ્દોને સાંભળીને ધ્રુજ્યો તે નર!
તો પણ તે હીમતથી અંદર ગયો કે "બાપરે! આ ફેરતો શું–આજે થયો!"
"કેમ આજે આગો નહી પાઘડી લેવા? સીપાઇને કેમ આવવું પડ્યું કેહેવા?
ગુલ તને બોલાવેછ બંગલે નવલ! લે તેની આ ચીઠ્ઠી આવ આપું અસલ
રોજ તો તું પાઘડીનાં ગાભા અંદર, મેહનત લય કર' તો બારીક નજરઃ
પણ બચાવીછ આજે તે મેહનતને મેં! ઓ કાફર! તું બોલ કે આપ કીધું શું તેં!
તું મારી દીકરીનો આશક?–કંગાલ! શી રીતની ચાલ્યો તું મુજ સાથે ચાલ?
તું હલકા–પીંજારડા તે મારો જમાઇ,? હું કેમ હવે સાંખું આવ તારી ઠગાઇ!
સાંભળ! ઓ નવલ! ઓ બુરા બદકાર! કે મરતાંબી નહી થશે ગુલનો ભરથાર!
જો હોય તારી ઇજતની તુંને દરકાર, તો જા છોડી આજેજ આ મુંબઇ શહેર!

ચીનથી કોઇ આવ્યો છે નોશીર ચીનાઇ, ઇચ્છું છું એને કરવા હું મારો જમાઇ!
જો હોય તારી મરજી તો કોશેશ કરૂં ને રાજી તું હોય તો હું પીછો ધરૂં."
નહિ કોથી ગુલબદન ગુલે દરકાર જોઇતો'તો તેને તો નવલનોજ પ્યાર!
ગઇ હતી બાપરી તે ગમથી ગળાઇ ને "પપ્પાની મરજી" ને શરણ ન થાઇ!
તો પણ તે ધરકાને આવી અકલ કે ગુલાં છે નવલના પ્યારમાં બેકલ
એજ રીતે મામલો જો રહેશે ચાલુ, તો ખોઇ બેસશે કોઇ દહાડે ફરજંદ વ્હાલું
વાસ્તે જો માને આ નોશીર ચીનાઇ તો ગુલ સાથે જોડું હું બજીદ બસ થાઇ!
એક દોસ્તદારને તેડીને કીધું કુલ બ્યાન ને આપી તે જવાનની પુરતી નિશાન
ને મોકલ્યો ગુલ કાજે પરપુછ કરવા આ ચીનાઇ કોઇ શોકયાનો પીછો ધરવા.
પણ શું ધારીજ આવ્યો શું ત્યાંથી જવાબ? શું કીસમત'મી દાનસાનથી દાઇછેજ હિસાબ!
તે નોશીરવાન ચીનાઇએ કહેવાડયું એમ—કે કબુલ હોય શરત—હું ઇચ્છું છું જેમ;
તો દાવરની દીકરીછે મુજને કબુલ ભલે હોય નામ તેનું 'નાજાં' કે ગુલા
શરત બસ એટલી કે સસરાની સાથ નજર નહીં પડતાં લઉં લગનમાં હાથ!
પણવાની આગળ નહિં કોઇને દેખાઉં, ને પરણીને પછીજ બસ જમાઇ કહેવાઉં!
સાંભળી આ કાંટાબાજ વિચિત્ર વાત, દાવરશેઠ બોલ્યા કે તેની સંગાથ—
નથી મારે પરણવું—પરણેજ બેટી તો શા સારૂ ડરી જાઉં એલો એથી?
કબુલ છે નોશીરની મુજને શરત, નહીં જોવશ પ્રથમ હું તેની સુરત!
જ્યાં ત્યાંથી બેટીનો ઉદ્ધાર બસ થાય તો, અકળાયલા જીવને મુજ, નિરાંતી પાય.
ખાનગીમાં નોશીરે ગુલની ઉપર મોકલી એક ચીઠ્ઠી કે "વ્હાલાં જીગર!
દશ વર્ષે આવ્યો છે તારો નવલ માટે ન ફરીદ તું એમાં ખલલ
બુઢાજી મુજને કોઇ જુદો ધારેજ, પણ ઉકરાજી ડાપણમાં આજે હારછે!
માટે આ માગણી તું કરજે કબુલ ને છોડજે તું ગમગીની આજથી બીલકુલ!
આફતની વાદલી કુલ થઇ છે પસાર, ને આપણાપર ઉતર્યોજ કુદરતનોપ્યાર!
વરસ દશનો દાહડો કુલ ગમમાં ગયો પણ તકદીરનો ખુરશેદ છે તલુ થયો.
નોશીર છે નામ મારૂં નકલી, મગર—બાતિનમાં નવલ છું જાણજે જિગર!
વાસ્તે જો દાવર શેઠ પુછે તને, તો આંખ મીંચી કબુલજે, વ્હાલી મને!
વાંચી આ ચીઠ્ઠીને ગુલે ત્યારે હરખથી છલકાયું જીગર ભારે.
તેટલામાં દાવરશેઠ બોલ્યા આવી; "દીકરી! લે આ લ, સુખની ચાવી—
જડીજ મને આજે—બસ કરતું કબુલ! ને માફ મને કર મારી આગલી ફુલ ભુલ.

પણ તે પછી ગીફતથી હસને સુખે, ઓફી કે તછપારી કરજો સુખે !
મુરાદ મારાં મનની તો નથીજ ફળી, પણ ક્યાં સુધી પડી રહું એમ હું બળી ?
ચહડાવું છું હેરાન માથે સુખન. ખુશી છું નોશીરથી કરવા લગન
નથી તેને નજરથી દીઠા, બાવા ! પણ લાગેછ તે અજબ કંઈ મીઠા, બાવા !
જે મારી સરજતમાં લખ્યું હશે તેજ મારા ખાવિંદને ધણી થશે !
એમ બોલી પપ્પાને રાજી કીધી, ને મતલબથી બાજીને હાથમાં લીધી !

*   *   *

વાવટાઓ લાલ અને લીલા—પીલા—થી શોભે છે એક દહાડે "દાવર વીલા"
ખાનગી એક મીજલસની હાજરી હજુર નોશીર ને ગુલ કેરાં લગન મંજુર—
થયાં ને પરણીને ઉઠ્યાં જ્યારે જમાઈજી સસરા પાસ ગયાં ત્યારે !
ઓ ! તું મારો દામાદ ? ઓ ! તું ને. નવલ ! એમ બોલી ડોસાજી ભડકી અવલ—
તુરતજ મન કરી મોટું કહ્યું. કે કિસ્મતનું ધાર્યું તે આંતે થયું !
બેટી બાપ ! સસરાને ઠગ્યો કે એમ ? ખુસમુડીયાં થયાંથી ચમ્યો કે એમ ?
ચાલ મારા દીકરા ! તું સુખી થજે ! ગુલાબ જેવી દીકરીને લઈને જજે !
જ્યાં કુદરતની મરજી છે એવી ત્યાં હું, બોલ વ્હાલા નવલ શું કરી શકું ?
વ્હાલાંઓ ! આબાદ ને સુખી થજો ! ને 'ગીરી' ને 'પાવડી'ને ભુલી જજો !
કોકટ મેં પીધી એક દાહડાની વેં ! (દાવરશેઠ સસરો કે સેવક કે શેઠ !)

(સમાપ્ત)

પતિને સોંપી આજથી પાંચ વર્ષ પર સ્વર્ગસ્થ થયા. તે વખતે મ્હારા પતિની ઉમ્મર પચીસ વર્ષની હતી અને એ એ મુંબઇની એલફીનસ્ટન કૅાલેજમાં બી. એ. ની ટર્મ ભરતા હતા. પિતાના મૃત્યુ પછી એઓ વસંતપુર આવ્યાં અને તેમની યથા યોગ્ય ક્રિયા કરી મ્હને લઇ મુંબઇ ગયા. તેજ વર્ષે એ ઓ બી. એ. માં પસાર થયા. બ્હેન તે વખતે અમે કેવાં સુખી હતાં ! અમે પતિ પતિ એમજ ધારતાં કે અમારા જેવું પ્રેમાળ અને સુખી જોડું કોઇ બીજું નહિ હોય. પણ અફસોસ ! માણસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ! દુર્ભાગ્ય વશાત મ્હારા પતિને કેટલાક દુરાચારી મિત્રોનો સંગ થયો. તેઓ હરેક પ્રકારે એમને ફોસલાવી પૈસા અને આબરૂની ધુળ ધાણી કરાવી અમારૂં અનિષ્ટ કરવાજ ઇચ્છતા હતા. તેઓની શીખવણીથી મ્હારા પર શું શું વિત્યું અને મ્હારા પતિએ કેવાં કામો કર્યાં તે મ્હારેજ મોંએથી હું કહી શકતી નથી. આખરે એક દિવસે એમની આંખ ઉઘડી. પોતાના કૃત્યોથી પ્રૈસાની ખુવારી સાથે મ્હારી પણ કેવી સ્થિતી કરી મુકી હતી તે એમને તેજ વખતે સમજાયું. અનેક પ્રકારે શાંત્વન કર્યા છતાં પશ્ચાતાપ અને શરમના માર્યા એ બિચારા છાનામાના કોઇ ઠેકાણે જતા રહ્યા. હાય ! પ્રાંણ સખી, હું એમને કયાં શોધું ? અને એમનાં વગર સંસારમાં રહીને પણ શું કરૂં ? ત્હને ખબર નથી આજે એ વાતને પણ ઘણું વર્ષ થયાં. એઓ ગયા તે દિવસથી હું આમતેમ ભટકું છું પણ કોઇ ઠેકાણે પત્તો લાગતો નથી. બ્હેન હવે મ્હને છોડ. જ્યાં સુધી આ દેહમાં જીવ છે ત્યાં સુધી હું એમજ ભટકતી ફરીશ અને એમની શોધ કરીશ". એમ કહી તેણી વિધુલ્લતા પ્રમાણે ત્યાંથી દોડી ગઇ. તેણીની પાછળ કુમુદીની પણ "અરે આ શું પણ મ્હને સુધ્ધાં આવવાદે " એમ કહી ગઇ અને એક ક્ષણમાં તે બંન્નો નિર્ભય તરૂણી ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ. તે નિસ્તબ્ધ રાત્રે એક ચંદ્ર સિવાય અન્ય કોઇની પણ દ્રષ્ટિએ આ દેખાવ પડયો નહિ.

* * *

"હે ભ્રમિષ્ટ મનુષ્ય ! તું કયાં જાય છે ? ઘોર અંધારી અમાવાસ્યાની રાત્રીએ એવી ભયંકર જગ્યાએ કેમ ભટકે છે ?" એક સંન્યાસી આ પ્રમાણે બબડતો સ્મશાનમાં ફરતો હતો. પ્રાણી માત્ર નિંદ્રાને વશ હોવાથી જ્યાં ત્યાં શાંતતા હતી. માત્ર પવનથી હાલતાં વૃક્ષોનો ભીષણનાદ તે શાંતિમાં ભંગ કરતો હતો. સ્મશાનની પાસે એક મોટું સરોવર હતું ત્યાંથી હિમાલય પર્વત પાસેજ હતો. પવન ઘણો ઠંડો ફુંકતો હતો. સંન્યાસીનું શરીર વિભૂતીથી ચર્ચિત ન હોવાથી ઠંડી ને લીધે રોમાંચિત થયું હતું. તેની નજર એક સરખી આકાશ તરફ હતી. સરોવરના નિર્મળ પ્રતિબિંબ રૂપે ક્રીડા કરનારાં નક્ષત્રો તરફ તે દ્રષ્ટિ ન્હોતી. વાયુના જોરથી થતા વૃક્ષોના સુસવાટ તરફ તેનું લક્ષ ન્હોતું. તેણે ચારે તરફ નજર ફેરવી એક વાર જોયું અને ઉંડો નિસાસો નાંખી બોલવા માંડયું "આ મન સંસારમાંનાં ભયંકર સંકટો જોઇ ભયભીત થયું છે. શાંન્તિ અને શ્રધ્ધા પ્રાપ્ત કરવાને એ અસમર્થ છે! પરંતુ શ્રધ્ધા એટલે શું ? અજ્ઞાન અને મુર્ખ માણસોને તેમાં શું છે તે સમજાતું નથી. પરંતુ મ્હારા કરતાં જે જ્ઞાની હશે તે કહે છે કે ", તેમાંજ સર્વ કંઇ છે અને તેમાંજ શ્રેષ્ટ ઇશ્વરનો વાસ-કરે છે. હા, એમ કદાચ હશે. પરંતુ તે દ્રષ્ટિએ પડતી નથી. અને તેથી શ્રધ્ધા એ એક ઠગારી શક્તિ છે એમ હું કબુલ કરતો નથી. હે નક્ષત્રગણો! મ્હને હવે શ્રધ્ધા નથી. શ્રધ્ધા તે શું ? હું કોણ ? આ સ્થળે કેમ આવ્યો ? આ ભયંકર દેખાવ જોઇને હું અચલિત કેમ થાઉં છું ? સંસાર છોડીને હું પર્વત પર આવ્યો. કારણ સંસારમાં મારે માટે શ્રધ્ધા અને શાંન્તિ નથી. આ અખિલ વિશ્વ

રની આસક્તિ છોડવી જોઇએ. સંસારની માયા જાળમાંથી મોક્ષ મેળવવો કઠિન છે. સંસારિક ભોગ વિલાસમાંથી મુક્ત થઇ 'ઇશ્વરમાં આ સક્ત થાય છે તેનેજ ખરી શાન્તિ મળે છે. સંસારના સુખ અને શાન્તિ આ નાશવંત શરિર પ્રમાણેજ ક્ષણીક અને 'ચંચળ' છે પછી સ્થિર અને અવિનાશી પદાર્થો સિવાય બીજા શેનાથી મનને શાન્તિ મળી શકે? બાઇ, જો આપણે આપણા અનાદિઆત્માનું અસ્તિત્વ નસ્વિકારીએ તો તું કોણ અને હું, કોણ? આત્મા અવયવ રહિત છે. તેને સંસારમાં અવલંબન નથી. મનોવૃત્તિ ઇંદ્રિયોને સ્વાધિન છે. વિચાર સર્વનો દાસ છે, આત્માને અવલંબન કરવા જેવો જગતમાં એક પદાર્થ નથી. જે ષડ્રિપુનો સંહાર કરી આત્માને દિવ્ય પથે દોરવાને સમર્થ થાય છે તેના મનુષ્ય જન્મનું સાર્થક થાય છે. તું જો ત્હારા મનને સંસારમાં લપટાવીશ તો ત્હારો આત્મા શાનો શાંત થશે! મન એ આત્માનું યંત્ર સ્વરૂપ છે, તે બગડવાથી આત્મા અસ્થિર થાય છે. તું ત્હારા મનને સંસારમાંથી કહાડીને આત્માને આત્માની દિવ્ય જ્યોતિમાં પરોવ. આત્માને સંસારમાં ફસવીને તું કાદપણ શાન્તિની આશા રાખતો નહિ. આત્માને શાંન્ત સ્થિતીમાં રાખવાની જો ત્હારી ઇચ્છા હોય તો ઐહિક સુખોજ વાસના છોડ. કારણ સંસારના સુખો મેળવી ઇંદ્રિયો તૃપ્ત થાય છે, પરન્તુ આત્મા અવયવ રહિત છે તેને ઐહિક સુખોથી શાન્તિ' એમ મળે! જ્યારે મન, સુખ, લાલસાઓની પાછળ ગૂંથાયલું હોય છે ત્યારે આત્મા રોગ ગ્રસ્ત હોય છે. ત્હારા આત્માની પણ તેજ સ્થિતી થઇ છે, તેથી કહું છું કે ભોગ વિલાસ આદિની આશક્તિ છોડ અને આ મોહ પાશમાંથીજ મેળવ નહિ તો મનને સંસારમાં પરોવીને આત્માની શાંતિને માટે વ્યર્થ ફાંફાં શા માટે મારે છે?" આ સાંભળી સન્યાસી એ દીર્ઘનિઃશ્વાસ છોડયો છે તેના નેત્રોમાંથી જળધારા વહેવા લાગી. તેનું સર્વાંગરો માંચિત થયું. તેણે પોતાનું માથું સ્વામિના ચરણ આગળ નમાવ્યું અને બોલ્યો. "સ્વામિ! પ્રભુ! મ્હારૂં જીવિત નિષ્ફળ થયું છે. મ્હને કંઇ સુઝતું નથી. હું તદન મુંઝાયો છું. મ્હને તારો! મ્હને તારો!! અરેરે! પણ તે ક્યાં હશે?" એમ બોલી તે મૂર્છિત થયો. તેની જટા છુટી ગઇ અને લાંબા સુંદર કેશો સ્વામિની નજરે પડયા તે એક સુંદર તરૂણી હતી. સ્વામિ વિસ્મીત થયા. તેણે સ્ત્રીને સ્પર્શ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી છતાં મહા પ્રયત્નથી તેણીને સાવધ કરી, અને તેણીનો વૃતાંત કહેવાની આજ્ઞા કરી. તે માલતી હતી. તેણી ભટકતી ભટકતી અહિં આવી પહોંચી હતી અને સન્યાસીનો વેશ લઇ રોજ સ્વામિ પાસે ઉપદેશ સાંભળવા જતી હતી. તેણીની યુક્તિથી સ્વામિને આજ લગી કંઇજ શક આવ્યો નહિ. માલતી એ પોતાની સવિસ્તર હકીકત તેને કહી. તે સાંભળતાં સાંભળતાં સ્વામિના નેત્રોમાંથી અશ્રુવહન થતું હતું સર્વ વૃતાંત સાંભળ્યા પછી સ્વામિ ઉઠયા તે થોડીવાર આમ તેમ ફર્યા પછી માલતી પાસે આવીને પુછ્યું "માલતી, ધાર કે હું ત્હને ત્હારા પતિની સાથે મેળવી આપું તો તું શું કરશે? ત્હારો આવેશ છોડી ફરીથી સંસારના મોહપાશમાં પડી ત્હારા પતિને પણ ફસવીશ એમ કે નહિ!"

તેણી દીનવાણીથી બોલી "મહારાજ આ માલતી ફરીથી સંસારમાં પડવાની લેશ માત્ર પણ પણ ઇચ્છા કરશે એ સ્વપ્ને પણ ધારશો નહિ. સંસારનો સુખ દુઃખનો મ્હને પૂરો અનુભવ મળ્યો છે. હવે બીજીવાર તે લેવા ઇચ્છતી નથી પરન્તુ શું આપ તેમને ઓળખો છો કે? તેમણે સંસારનો ત્યાગ કર્યો છે કે શું! ગમે તેમ હોય મહારાજ, મ્હારા પર એટલો અનુગ્રહ કરો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે કે હું તેમની શિષ્યા તરિકે રહીશ અને તેમની સેવા કરીશ."

સ્વામિ, "ધન્ય છે માલતી! ત્હારા જેવી સ્ત્રીઓ જો આ પવિત્ર ભૂમિમાં ઘેરેઘેર ગૃહિણી પદેવિશ જતી હોય તો સંસારને પણ સ્વર્ગ બનાવી શકે! પવિત્ર માલતી! આ ત્હારા નિષ્ઠુર, દયાહિન પતિને ક્ષમા મળશે કે?"

અહા! આ સમયે માલતીના આનંદનું વર્ણન કરવું એ મનુષ્ય શક્તિની બ્હાર છે. તેણીએ સન્યાસીનો વેષ કહાડી સન્યાસીનીનો વેશ ધારણ કર્યો અને આનંદથી પોતાની સર્વ વાસનાઓને નિલાંજલી આપી. તે યુવાન સ્ત્રી સાધુ પતિની સદચરિણી શિષ્યા બની રહી. આવાં પવિત્ર પુન્યશાળી દંપતિને રહેવાને. સમસ્ત જગતમાં ગિરીરાજ હિમાલયના જેવું યોગ્ય સ્થાન કયું હોઇ શકે!

---

## સખીને શીખામણ.

આવો સખીરી સાથે મળીને સાસરીઆના ગુણ ગણીયે
સેવા પુજને હીત વધારી ચિત્ત હરીજન નિત્ય સુનીયે—આવો.
સાસરીઆના ઉંચા સ્થાને ચઢતા પડતા નહિ ડરીએ
સુલક્ષણમાં લંપટ છંપટ કેમ કરીને નહિ ધરીએ
સાસુ નંદન પુત પતિના હરદમ માન દિલે ધરીએ—આવો.

હોરમસજી સોરાબજી મીસ્ત્રી.

## મણનો મલય.

માણુ સુખેથી જાય છળકાઈ રે
મહારા મનની શાંન્તિની શું વાહ ! વાહ ! કરૂં
મહારા આનન્દના લીલાને મણ સમ ધરૂં—મહારા માણુ,
ભારી તુજનો કાળજી જોઈ છેક હરખાય—સાથી ગુંજનો
તું પ્યારે કહો કેમ કરીને વીસરાય.
મહારા રાજનનાં દરશનમાં નેણો દીઠાં
પિતા માતની પ્રીતિમા પ્રલય દીઠા
બંધુ બહેનીના ભાવનમાં ભવ્ય દીઠાં
સર્વ સાગરના ચમરણમાં સરળ દીઠા
મહારા અર્ધાંગ મીત્રમાં અખંડ દીઠા——મહારા માણુરે.

હો૦ સો૦ મીસ્રી.

## "અમે ઉદાસી આ લોકથી."

### ગરબી,

અમે ઉદાસી આ લોકથીરે, સુનો લાગે સંસાર
ધરણી આ ખાવા થાય છે, અંગે લાગે અંગાર—અમે૦
(૨)
સગાં, વ્હાલા સૌ સ્વાર્થરે, પ્રીતે લોહી પીનાર;
ખાતે કાળજું કોરી ખાય છે, નેહ કરી નિજ નાર.—અમે૦
(૩)
સ્નેહ વિનાના સંબંધીઓરે, ડાલા છે ઠગનાર,
ભાઈ, ભોજાઈને ભાન્ડુઓ, છેયાં છેતરનાર—અમે૦
(૪)
ગરજે મળ્યા સૌ ગોઠીઆરે, ગરજે ગીતડાં ગાય,
ગરજ વીતે નહિ ગાંઠતા, સ્નેહ તજીને સંતાય—અમે૦
(૫)
માયા સૌ મેળાપી છેરે, ગ્રાંખી જુન ન જરાય;
હેત ન રાખે હેતુઓ, ચિન્ત એવાં શું સ્હુય !—અમે૦
(૬)
આવાં સબંધીઓ ઓળખીરે, વધુ થયો છે વૈરાગ;
સબંધ છોડી સંસારનો એમાં મુકી છે આગ—અમે૦
(૭)
ભવાની વ્યહવાર ન ભાવતોરે, ભાવતો નહિ ભોગ,
વનથી સંસાર આ ત્યાગીને જરૂર લીધો છે જોગ—અમે૦

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

## પ્રભુનો આભાર.



### ગઝલ.

પ્રભુ આભાર પુરા તારા, ગણુતાં પાર આવે ક્યાં ?
ગતિ ચાંલે મતિની ના, સઉ હારી જશે ત્યાં;
મનુષ્યોની મહિં દીધો, જનમ ઉનામ હમોને તેં,
અતીસે પ્યારથી પાળ્યાં, ધરી સાધન સુખોનાં તેં.
ખરા રક્ષક રહી પોતે, પિતા માતા ધર્યાં સામે,
છતો પડવા નહીં તારી કળાનો ભેદ કો પામે;
રચ્યા રંગો જગે નાનાં, પ્રકારે જે ખુબી તારી,
મહીં ડૂલે સઉ કોઇ જ્યાં આનંદથી ભારી.
અકળ માયા મહીં બાંધ્યાં, અમોને ન્યાયને સાંખે,
મઝાની મોજને માની રહિએ હેત તારૂં એ.
પુરા પાડો રહ્યા તારા, અધુરો એક છે માન્યો,
ભજનવૃત્તિ સદા તુજ દો, કમિ છે એ હમો જાણ્યો.
હમોને દો મતી સારી, ધરીએ હેત સનામી,
કરી ભક્તિ સદા ભાવે, પ્રભુપદ પંકજે પામી.

B. R. Joshi.

---

## સત્ય

### ભેરવી

જુઠાની વાત જાંખી—
સત ધારે તોડી નાંખી—
ધન ગન કઇણુ મન શું કરે !
ધન મન હરી લે તું ભલે–દોરી છે સૌ જગનાથના
નીત હાથમાં–હરે વાતમાં–દીન રાતમાં–જુઠા.
શું કરે ભલા જ્યા વડાઇ !
પ્રભુ કરતા–જગ ધરતા, સંહરતા છે અદલ
અદલ ઇન્સાફ તેના હાથમાં–નાદાન કર ગુમાનના
સત તરસે–જુઠ ડરશે–નહિ વળશે–દુઃખ ભરશે
સત પંથમાં તું ચાલજે —જુઠા

# મરણનો શોક શા માટે?

## ઉપજાતિવૃ.

શાને ધરો અન્તર શોક ઊંડો મૃત્યુ થતાં કો હિસદાર કેરો!
દેહી અને દેહ તણી સગાઇ અનિત્ય જ્યારે જગતે જણાય; ૧
દેહી રહ્યો અક્ષય એ પ્રમાણ નથી તમોને લગરી અજાણ
શરીર આ તે ક્ષણભંગુરી છે તેની તમોને પણ માહીતી છે ૨
કુદરતમાં કાયમતા રહે જો, ઉત્પાત પૂરો જગમાં વહેતો
જાણો છતાં જો મન સંયમે ના રાખી શકો તો ફળ શુંય તેનાં! ૩
દેહી કરે પૂરણ કામ જ્યારે, આ દેહમાંથી છુટવાજ ધારે;
ઓઃ રહો એ વિપરીત કેવું તમે કરો કેવળ કામ એવું; ૪
નૈસર્ગને જે રૂચતું રચ્યું છે તમો અભાવે અટક્યું કર્યું છે!
રોના ઝુરી પ્રાણ તજ્યે પછાડી, રાહે જશે રાહ તણીજ ગાડી ૫
માયા તણી જાલ મહિં ગુંથેલો, સગાઇના રાગ વિશે ખુંચેલો,
રચી પચી સ્વારથમાં રહેલો—, બેભાન એ ભાન વડેજ મેલો, ૬
સંબંધ કોનીસહ આપણો છે શરીર કે આત્મ વિશે ઘણો જે!
એ જે જુએ એટલું કો તપાસી, સન્તાપ કે શોક ધરે જગા શી; ૭
આ દેહ છે માનવનો બનેલો જે પંચ ભૂતો જગમાંય તેનો,
એ તત્વમાં મોહ તણી જે છાયા તેને કહે સૌ જગમાંહ્ય માયા ૮
કાયા મહીં આ ધરી ખૂબ માયા ચાહ્યાં સગાં કીટ પતંગ ન્યાયા
તેથી રહી રૂપ વિશે અતીશે પ્રીતિ તણો ભેદ પનોજ દિશે ૯
શરીર વસ્તુ નહિ સ્નેહ સ્થાન આત્મા મહીં પ્રેમ રહ્યો પ્રધાન
આત્મા યદા નાશ કદા ન પામે વિષાદનો ક્યાં અવકાશ નામે; ૧૦

B. R. Joshi.